**સૂચનાઃ**—પદાર્થોના માપ ઉપરથી પદ્ધતિનું ધોરણ બાંધવું જોઈએ. તેના માપ લેવાનો વિદ્યાર્થીઓને વારંવાર મહાવરો થવો જોઈએ; અને પછી તેનું ચિત્ર પાડવાનું તેમને કહેવું જોઈએ.

*સંગીતઃ*—આ વિષયમાં માત્ર એકજ વિદ્યાર્થી બેઠા હતા તેનું જ્ઞાન ઘણું કાચું હતું; કારણકે સંગીતના તાલ આપી શકયા નહોતા, તેમજ રાગ ગાઈ શકયા નહોતા, અને તે સંબંધી જ્ઞાન પણ હતું નહિ. સંગીતનો તેને કશો ખ્યાલ હતો નહિ

---

## ઈનામપત્રક ખેડા જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| રાણીયા | સાંડાસાલના સોની ભોગીલાલ મુળજીએ | ૩—૦—૦ | પતાસાં તથા ગરીબ વિદ્યાર્થીને ટોપી વહેંચી. |
| ખેરડા | ઠાકોર શ્રી હિંમતસિંહજી તખતસિંહજીએ | ૭૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભાવસાર હીરાચંદ ખુશાલદાસ તથા રાવળ વખતસંગ હકીસંગે | ૪૫—૦—૦ | ,, |
| | ઠાકોર શ્રી અરજુનસિંહજી માધવસિંહજીએ | ૪૫—૦—૦ | ,, |
| સાલોલવર્ગ | બોરસદના રહીશ ઠાકોર મહેરૂભાવા ફતેસિંહે | ૨૦—૦—૦ | ,, |
| આમોદ | મણીલાલ ભાઇલાલ પટેલે | ૧૫—૦—૦ | ,, |
| | નારના પા. રામદાસ કીશાભાઇએ | ૨૩—૯—૦ | બાળાઓને જર્મનસિલ્વરના ટાટ વહેંચ્યાં, |
| | | ૩—૦—૦ | તથા પતાસાં વહેંચ્યાં. |
| મરીદા | ચોહાણ હેમાજી જીરાજીએ | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | ઠાકોર પરબતસંગ સામતસંગની પુત્રવધુ ફુલબાએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| માછીએલ | ઠાકોર જગજીવનદાસ મુળજીભાઇએ | ...... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોતીપુર | નાણંદ છગન સાંકળે | ૧૫—૦—૦ | ,, |
| સામરખા | પરમારદેશાઇભાઇઆથીભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. બાબરભાઇ હરિભાઇએ | ૫—૦—૦ | ,, |
| મરીદા | ચૌહાણ ભાથીજી જેણાજીએ | ૪—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| માહેજ | મોહવાના મહેતા રણછોડ મંછારામે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોહવા | ,, | ૮૫—૦—૦ | સ્કુલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી |
| | ,, | ૧૦૧—૦—૦ | પરબની ઓરડી નિશાળ ખાતે બંધાવી. |

## વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા શિક્ષિકાઓને અમુલ્ય તક

# ભરપુર કમિશન

વિ. વિ. સાથે જણાવવાનું કે હમોએ થોડા વખત ઉપરજ ચોપડીઓની દુકાન કહાડી છે. જેમાં પ્રાથમિક શાળાઓમાં ચાલતી દરેક જાતની ચોપડીઓ તથા કોપિ, ડ્રોઈંગ, નોટબુકો, રબર, પેન્સિલ, ફુટ, કંપાસ, હોલ્ડર, કાગળ વગેરે ઘણાજ કીફાયત ભાવથી અને ભરપુર કમિશનથી આપવામાં આવશે. દરેક શાળામાં ચાલતી ચોપડીઓનું લીસ્ટ કિંમત તથા કમિશન જોવા અને સરખાવવા માટે આજેજ મંગાવી ખાત્રી કરો. બીજેથી પુસ્તકો વગેરે ખરીદતા પહેલાં હમારી મુલાકાત લેવા વિનતી છે.

કોઠારી પોળ સામે,<br>રીચીરોડ—અમદાવાદ.

રમણીક પી. કોઠારીની કંપનિ,<br>બુકસેલર એન્ડ પબ્લિશર.

**શાળોપયોગી *ટેક્સ્ટબુક તરીકે મંજુર થએલાં પુસ્તકો**

*૧. સરળ દેશીનામાની પદ્ધતિ આ. ૩૪ મી કિં. ૦-૫-૦<br>
*૨. સરળ કન્યાનામું આ. ૧ લી ૦-૨-૬<br>
*૩. સરળ ગુજરાતી બાળવ્યાકરણ—ભાગ પહેલો<br>
(પ્રાથમિક શાળાના ધોરણ ૪ માટે) આ. ૨૯ મી ૦-૨-૦<br>
*૪ સરળ ગુજરાતી બાળવ્યાકરણ—ભા. ૨-૩ જો<br>
(પ્રાથમિક શાળાના ધો. ૫-૬-૭ માટે) આ. ૨૯ મી ૦-૫-૦<br>
૫. સરળ વ્યુત્પત્તિ શબ્દમંડળ—આ. પ્રા. ગુ. આ. ૪થી ૦-૬-૦<br>
(૫-૬-૭ ચોપડીનાં શબ્દોની વ્યુત્પત્તિ સહિત)<br>
૬. નવું સરળ મુખગણિત—(બાળવર્ગથી ધો. ૫ સુધી)<br>
આ. ૧૬ મી ૦-૪-૦<br>
૭. ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા આ. ૧૬ મી ૦-૧-૬

☞ ગુજરાતના સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

મુખ્ય એજન્ટ—મેસર્સ એસ. બી. શાહની કંપનિ,<br>
ઠે. પાનકોર નાકે—મુ. અમદાવાદ.

પ્રેમચંદ કરમચંદ શાહ, ગોકળના માજી ડૅ. એ. ઇ. મુ. કપડવંજ.

# સ્વદેશી કિન્ડરગાર્ટન સ્ટોર

## સંવત ૧૯૯૯ ની વર્ષફળ પંચાંગ ડાયરી કિં ૦-૪-૦

બાળસાહિત્ય ધાર્મિક તથા કેળવણીને લગતાં પુસ્તકો-પદાર્થો ચિત્રો તથા નકશાઓ વેચનાર તથા જુજ કમિશનથી પૂરી પાડનાર. કેટલોગ મંગાવો.

### બાળસાહિત્ય.

નવી બાળપોથી, બાળ ઉખાણાં, બાળ જોડકણાં, રમતા હિસાબ, બાળ-હસામણાં, બાળનાટિકા, બાળ વાર્તા, ગાંડિવનું બાળ સાહિત્ય, દક્ષિણામૂર્તિનું બાળ સાહિત્ય, ગુજરાત વિદ્યાપીઠ, બાળજીવન, બાળમિત્ર, બાળક, બાળોદ્યાન વગેરેનું બાળ સાહિત્ય માસિકો, ભરત. ગુંથણ, શીવણનાં પુસ્તકો, મોતીના તોરણની ચોપડી, જુદી જુદી જાતની ડ્રોઇંગ બુકો, પેઇન્ટીંગ બુકો, કાગળની કરામત, સાથિયા પુરવાની બુક, પાકશાસ્ત્ર, રસોઇ કેમ બનાવવી તેનાં પુસ્તકો, કુમાર, કુમારી, યુવતી. સ્ત્રીબોધ, સંતતી નીયમન તથા વાજીંત્ર ગાઇડો.

### ધાર્મિક પુસ્તકો.

સરળ ચિત્રોવાળી ગીતા (સચિત્રો)
ગદ્યાર્થ ગીતા (૩૪ ચિત્રોવાળી)
સરળ પંચરત્ન ગીતા (૨૫ ચિત્રો)
ક્ષત્રિય ધર્મગીતા (બાર ચિત્રોવાળી)
વૈષ્ણવ ધર્મ ગીતા (૧૬ ચિત્રોવાળી)
सरळ हिन्दी गीता २४ चित्रयुक्त
सरळ मराठी गीता २४ चित्रयुक्त
सरल संस्कृत गीता २४ चित्रयुक्त
શ્રી રામ રક્ષા શ્રી રામબોધ સહિત
શ્રી હનુમાન ચાલીસા ભૂતપ્રેત નિવારણ
શ્રી લક્ષ્મી સ્તોત્ર (ધનદાયક)
શ્રી પુરૂષોત્તમ સહસ્ત્રનામ (સચિત્ર)
શ્રી સત્યનારાયણની કથા વિષ્ણુસહસ્ર
શ્રીમદ્ ભાગવત [નામ સાથે
તુલસીકૃત રામાયણ

એકાદશ ગીત તથા સર્વ જાતનાં ધાર્મિક પુસ્તકો ઓર્ડરથી જુજ કમિશને પુરા પાડવામાં આવશે.

કિંડરગાર્ટન કેરમ ૧૮×૧૮, ૨૪×૨૪
૭ રમતનું કેરમ દાબડાવાળું (૩૦×૩૦)

### ચિત્રો તથા નકશા.

ચાર ભાષા શીખાય તેવી કિન્ડરગાર્ટન અક્ષરબોધ (૨૦૦ ચિત્રો) કિં ૦॥
સચિત્ર અક્ષરબોધ પુસ્તક
સચિત્ર અક્ષરબોધ કાર્ડ
સચિત્ર અક્ષરબોધ નકશો.
સૃષ્ટિજ્ઞાન પશુ પ્રાણીના નકશા
પદાર્થ તથા કારીગરના હથીયારની પેટી
ચિત્રવાંચન નકશા (સ્કુલ માટે)
ભૂગોળના નકશા પૃથ્વીના ગોળાતથા બોકસ
કક્કો બારાખડીના નકશા
હસતાં હિસાબનો નકશો તથા પુસ્તક
આંકના નકશા અંક પેટી
ચિત્રપોથી, ચિત્ર કાર્ડ, ચિત્ર પઝલ, ચિત્ર પેઇન્ટીંગ. ડ્રોઇંગનાં પુસ્તક દેશ નેતાના ચિત્રો તથા પઝલ બોકસ

કાર્ડ, કેલેન્ડર, ડાયરી, સ્ટેશનરી, સ્લેટ પેન, પેન્સિલ, રમકડાં, રંગ, ચોક મોન્ટેસરી, કિન્ડર ગાર્ટન સેટ તથા શિક્ષણને લગતા સર્વ જાતના સાહિત્યો કમીશન સારૂં મળશે.

**કે. કે. જોશીની કુંપની.**

ઠે. ૧૦૮-૧૦૯ સ્વદેશી મારકીટ કાલબાદેવી—મુંબઈ નં. ૨

Registered No. B.143

પુસ્તક ૯૨ ] [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી નાયના ફેદ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર પ્રે ૦ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ કહાનદાસે છાપ્યું

સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨] એપ્રિલ સને ૧૯૩૩ [અંક ૪

## જો હું ઇન્સ્પેકટર હોઉં તો!

થોડા દિવસ ઉપર હોળીની રજામાં હું મારા મિત્ર રમણલાલ મહેતાને મળવા ગયો હતો. તેઓ એક પ્રગતિમાન દેશી રાજ્યની હાઇસ્કૂલના હેડમાસ્તર છે. તેમને અંગ્રેજી તેમજ ગુજરાતી સાહિત્યનો ઘણો શોખ છે. વળી તેઓ હાલના સામાજિક પુનઃરચનાના પ્રશ્નોમાં ઘણો રસ લે છે. 'કોઇપણ સમાજની ઉન્નતિનો આધાર તેના બાળકોને અપાતી કેળવણી ઉપર રહે છે એવો તેમનો દૃઢ સિદ્ધાંત છે. આ હેતુને અનુસરી તેમણે ગ્રામ્ય પુનર્ઘટનાના સવાલનો બારીક અભ્યાસ કર્યો છે અને ગામડાની કેળવણીને લગતા પ્રશ્નોની ચર્ચા વખતે તેઓ કંઇ નવીનજ દૃષ્ટિ રજુ કરે છે. તેમનો આદર્શ ઉંચો છે, પણ તેની સાથે તેઓ વહેવારુ પણ છે.

આ પ્રસંગે મિ. રમણલાલ પાસે એક શિક્ષક બેઠા હતા. તેમનું નામ શિવશંકર હતું. તેઓ બંને હાલની પરીક્ષાની પદ્ધતિ સંબંધી વાર્તાવિનોદ કરતા હતા. તેમની વચ્ચે થએલી વાતચીત નીચે પ્રમાણે છે.—

**રમણલાલ:**—તમારે ત્યાં હવે પરીક્ષા થઈ ગઈ હશે?

**શિવશંકર:**—હા, ગયે અઠવાડીએજ પરીક્ષા પુરી થઈ.

**રમણલાલ:**—શાળાનું પરિણામ કેવું ઉતર્યું છે?

**શિવશંકરઃ**—૮૫ ટકા.

**રમણલાલઃ**—આવું પરિણામ જોતાં એક રીતે શાળાનું કામ સંતોષકારક કહી શકાય; પણ કેટલા છોકરા પાસ થયા છે તે ઉપરથી તેમને યોગ્ય તાલીમ આપવામાં આવી છે એમ કહી શકાય નહિ.

**શિવશંકરઃ**—શાળાના કામની બીજી કઈ કસોટી હોય છે? ડેપ્યુટિ સાહેબ છોકરાંની પરીક્ષા લે અને તે ઉપરથી શાળાનું કામ કેવું છે તે નક્કી થાય છે. જેટલા છોકરા પાસ થાય તેટલા પ્રમાણમાં કામ સાઈનરસું ગણાય છે.

**રમણલાલઃ**—હાલની આપણી પરીક્ષાપદ્ધતિ ઘણી ખામીવાળી છે. તેમાં મુખ્યત્વે બાળકોને કેટલું આવડે છે તે તપાસવામાં આવે છે, પણ તેમણે કેવી રીતે તે જ્ઞાન મેળવ્યું છે તે જોવામાં આવતું નથી; એટલે પરીક્ષા વખતે ઘણુંખરૂં બાળકની સ્મરણશક્તિનીજ કસોટી થાય છે.

**શિવશંકરઃ**—આ સિવાય બીજું શું તપાસવાનું હોય એ અમારા જાણવામાં નથી. છોકરાંને લખતાં વાંચતાં તથા હિસાબ કરતાં આવડે એમાંજ શિક્ષકનું કર્તવ્ય સમાપ્ત થાય છે. છોકરાંને સવાલ પૂછવામાં આવે અને તેના તે જવાબ આપે તે સિવાય પરીક્ષાની બીજી કોઈ પદ્ધતિ છે નહિ.

**રમણલાલઃ**—આ તમારૂં ધારવું ભૂલભરેલું છે. અનેક વરસોથી ચાલી આવતી પરીક્ષાની રૂઢિમાં હવે તો ખાસ ફેરફાર કરવાની જરૂર છે. કેળવણીનો ઉદ્દેશ, તેની પદ્ધતિઓ તથા સાધનમાં હાલમાં ઘણા મોટા ફેરફાર થયા છે એ તમે જાણતા નથી એમ લાગે છે. બાળક એ વૃદ્ધિ પામતી વ્યક્તિ છે; અને મોટી ઉમરના માણસ કરતાં તેની શારીરિક તેમજ માનસિક શક્તિ જુદા પ્રકારની છે એ દરેક શિક્ષકે પ્રથમ જાણવાની જરૂર છે. વળી વિચાર, લાગણી, કલ્પના, ઇચ્છાવૃત્તિ જેવી તેની શક્તિઓમાંની એક શક્તિ યાદદાસ્ત છે. બાળમનોવિકાસમાં તેનું સ્થાન ગૌણ છે. ખરી રીતે તેની વિચારશક્તિનો વિકાસ એ કેળવણીનો મુખ્ય હેતુ છે. આ ઉપરાંત તેની લાગણી તથા કલ્પનાની તાલીમ ઉપર ધ્યાન આપવાની જરૂર છે. તેની સાથે તેની ઇચ્છાશક્તિ કેળવી તેને સારી ટેવ પાડવી જોઇએ. તેનું શરીર નીરોગી રહે અને તેનો બાંધો દૃઢ થાય તેવી તાલીમ તેને મળવી જોઈએ. ટુંકામાં તેનામાં સ્વતઃ પ્રવૃત્તિ, સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ, સાહસ, કર્તવ્યની લાગણી, ખંત અને આગ્રહના ગુણ આવે એ ખરી કેળવણી છે. ચારિત્રનો વિકાસ એ સંસારવહેવારમાં ઘણું ઉપયોગી બળ આ ઉપરાંત વિદ્યાર્થીનામાં સામાજિક લાગણી ઉત્પન્ન થવી જોઈએ.

એટલે બીજી વ્યક્તિઓની સાથે સહકાર અને જરૂર પડે સ્વાર્થ ત્યાગ કરવાની વૃત્તિ તેનામાં દૃઢ થવી જોઈએ.

**શિવશંકર:**—તમે તો કેળવણીના નવાજ સ્વરૂપનું ચિત્ર મારી આગળ ખડું કર્યું છે. આ દૃષ્ટિએ જોતાં હાલમાં અપાતા શિક્ષણમાં ઘણી ઉણપો માલમ પડે છે.

**રમણલાલ:**—આજ કારણસર મેં તમને આરંભમાં કહ્યું હતું કે પરીક્ષામાં કેટલા વિદ્યાર્થી પાસ થાય છે એ તાલીમની ખરી કસોટી નથી. જો હું ઇન્સ્પેક્ટર હોઉં તો હાલમાં જે શૈલીથી તપાસણી ચાલે છે તેમાં ઉપર જણાવેલા ઉદ્દેશને અનુસરી યોગ્ય ફેરફાર કરૂં.

**શિવશંકર:**—તમે શા શા ફેરફાર કરવાની અભિલાષા રાખો છો તે જણાવશો, કારણ કે ઘણી વખત જે સ્વપ્નદૃષ્ટા હોય છે તેમની સૂચના અસંભવિત હોવાથી વહેવારમાં તેનો અમલ થઈ શકતો નથી.

**રમણલાલ:**—ખરી બાબત એ છે કે આપણે ત્યાં હજુ કેળવણીની નવીન ભાવનાએ શિક્ષક વર્ગમાં પરિવર્તન કર્યું નથી. જેવી રીતે શિક્ષકને માટે તાલીમની આવશ્યકતા સ્વીકારવામા આવી છે તે મુજબ તપાસણી કરનાર અમલદારને તેના ખાસ કામની પ્રથમ તાલીમ આપવી જોઇએ. હાલમાં દરેક ધંધાની તાલીમ શાસ્ત્રીય રીતે આપવામાં આવે છે. તમે જાણતા હશો કે પાશ્ચાત્ય દેશમાં તો દરેક ધંધાદારીને તેના કામમાં પ્રવીણતા મળે તે માટે જરૂરી તાલીમ લેવી પડે છે. મોટર હાંકનારને અમુક પ્રકારની તાલીમ મળ્યા બાદ તેને મોટર ચલાવવાનું સર્ટિફિકેટ આપવામાં આવે છે. આવી રીતે શાસ્ત્રીય તાલીમની દરેક વ્યક્તિને જરૂર છે. જ્યાસુધી તપાસણી કરનારમાં સારા શિક્ષકના ગુણ અને તેની સાથે યોગ્ય અનુભવ હોય નહિ ત્યાંસુધી તેના કામમાં સુધારાની આશા રાખવી વ્યર્થ છે.

**શિવશંકર:**—તમે તો એક ભાવનાવાદી તરીકે વાતો કરો છો. શીખવવા કરતાં તપાસવાનું કામ ઘણું સહેલું હોય છે એમ મારૂં માનવું છે.

**રમણલાલ:**—તમારાથી હું ઉલટો અભિપ્રાય ધરાવું છું. શિક્ષણ તપાસવું એ ઘણી અઘરી બાબત છે; કારણકે શિક્ષકના દોષ બતાવવા એટલે આ ખોટું છે, આમ કરવું જોઈએ નહિ, આ બરાબર નથી વગેરે જાતનાં નિષેધાત્મક વચન ઉચ્ચારવાં એ ઘણું સહેલું છે, પણ તેને રચનાત્મક સૂચના આપી કામમાં સુધારો કરવા પોતે પાઠ આપી બતાવવા એ મુશ્કેલ બાબત છે.

કે તેનો બરાબર અમલ થાય તો થોડી વખતમાં આપણી શાળાઓ ઉંચા દરજ્જાની બને, અને ગ્રામ્ય સુધારણાનો સવાલ સરળ થઈ જાય. આટલી વાતચીત થયા બાદ શિવશંકર માસ્તર મિ. રમણલાલના આદર્શ સંબંધી ચિંતન કરતા કરતા પોતાના ઘેર ગયા.

---

## એક શિક્ષકની શાળા

ગામડાંની શાળામાં ઘણે ભાગે એક કે બે શિક્ષકથી કામ ચલાવવામાં આવે છે; એટલે કે એક શિક્ષકને એક કરતાં વધારે વર્ગો શીખવવાના હોય છે. દરેક વર્ગમાં સામાન્ય રીતે ૧૦–૧૫ વિદ્યાર્થીઓ હોય છે. વળી શહેરમાં મળી આવતાં શિક્ષણનાં સાધનો ગામડામાં હોતાં નથી, તેમજ નાણાંની પુરી જોગવાઈ હોતી નથી. આ પ્રમાણે પ્રતિકૂળ સંજોગોમાં શિક્ષકને જુદા જુદા વિષયો જુદા જુદા વર્ગને શીખવવાના હોય છે. તેની સાથે બાળકનું ચારિત્ર્ય પણ ઘડવાનું હોય છે, એટલે ગામડાના શિક્ષકને કેટલા પ્રતિકૂળ સંજોગોમાં કામ કરવું પડે છે એ બાબત સુવિદિત છે, છતાં શિક્ષક પોતાના કામની વ્યવસ્થા કરી કામ ચલાવે તો બાળકને સારી રીતે કેળવી શકે, એ બાબતના નમુના રૂપે અહીં એક ગામડાની શાળામાં થએલા કામની વ્યવસ્થા આપવામાં આવી છે.

એક શિક્ષક એકી વખતે બધા વર્ગોને શીખવી શકે નહિ, એથી જ્યારે શિક્ષક એક વર્ગ ભણાવતો હોય ત્યારે બીજા વર્ગના વિદ્યાર્થીઓને જાતે કામ કરવા દીધા વિના ચાલે નહિ. વળી એ સ્વાભાવિક છે કે જે વખતે બીજા વર્ગના વિદ્યાર્થીઓ જાતે શીખી લેતા હોય ત્યારે શિક્ષક બહુ તો સામાન્ય દેખરેખ રાખી શકે અને એ તેણે રાખવી જોઈએ. આથી દરેક વિષયના મુખ્ય બે ભાગ પાડવામાં આવ્યા: એક ભાગ એવો કે જે શિક્ષકે જાતે શિખવવો જોઈએ, અને બીજો ભાગ એવો કે જેના ઉપર માત્ર તે દેખરેખ કે ધ્યાન પ્રસંગે આપી શકે કે જાતે મદદ કરી શકે. એ ધોરણે શાળામાં વિષયના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવ્યા હતા:—

| વિષય. | શિક્ષકનું જાતે શિક્ષણ. | વિદ્યાર્થીઓ પોતાની મેળે શીખે. |
|---|---|---|
| ૧ મૂળાક્ષર, ગણતરી, લેખન | શિક્ષક જાતે મૂળાક્ષર શીખવે. તર્કેલી રીતે લખવા તે બતાવે તેમજ મણુકા, | લાકડા ઉપર કોતરેલા મૂળાક્ષર ઉપર હાથ ફેરવી જ્ઞાન મેળવે, પછી મણુકા–બીઆંથી |

| | | |
|---|---|---|
| (બાળવર્ગ) | સળીઓની મદદથી તે ગણતાં શીખવે. | તેની નકલ કરે અને પછી પાટીમાં તે લખે. |
| ૨ ગણિત | નવા નિયમો શિક્ષક જાતે શીખવે. | આ નિયમોને આધારે દાખલાઓ વિદ્યાર્થીઓ જાતે ગણે. |
| ૨ અનુલેખન | ત્રીજા ધોરણથી ઉપલા વર્ગોમાં શિક્ષક ચિઠ્ઠીઓ આપે અને દેખરેખ રાખે. | બાળકો જાતે લખે. |
| ૩ શ્રુત લેખન. | ત્રીજા અને ચોથા ધોરણમાં શિક્ષક શ્રુતલેખન કરાવે અને ભૂલો જાતે સુધારે. | પાંચમા ધોરણમાં એક વિદ્યાર્થી લખાવે અને ભૂલો બાળકો પોતે સુધારે. |
| ૫ નિબંધ, પત્રલેખન. | શિક્ષક જાતે શીખવે. | પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ ઘણો ભાગ જાતે કરે. |
| ૬ ઘડીઆ | શિક્ષક સામાન્ય દેખરેખ રાખે પણ બાળકો જ્યારે લખી રહે ત્યારે તે ભૂલો સુધારે. | શાળાના ચોગાનમાં બધાં બાળકો સાથે ઘડીઆ બોલે અને શિક્ષકના કહ્યા પ્રમાણે તે તૈયાર કરે. |
| ૭ મુખ-ગણિત. | શિક્ષક પ્રશ્નો પૂછે અને વખતે વખતે સિદ્ધાંતો સમજાવે અને જવાબ તપાસે. | કોઈ યોગ્ય પુસ્તક હોય તો તેમાંથી એક વિદ્યાર્થી વર્ગને મુખગણિતના દાખલા આપે. |
| ૮ વાચન અને સાહિત્ય | શુદ્ધ વાચન માટે તેમજ અઘરા ફકરાની સમજુતી માટે શિક્ષકની હાજરી જરૂરી છે. | વિદ્યાર્થીઓ શાંત વાચન કરે, અઘરા શબ્દોની નોંધ કરે, સમજે અને તેમાંથી ઉતરા પણ કરે. |
| ૯ ભૂગોળ | શિક્ષક પારિભાષિક નામો સમજાવે, નકશો દોરતાં તથા તે સમજતાં શીખવે. | થોડા વખત પછી બાળકો જાતે નકશા દોરે, સ્થળો શોધી તેમાં પુરે. |

| | | |
|---|---|---|
| ૧૦ ચિત્ર-કામ | શિક્ષકે ચિત્ર દોરતાં શીખવવું. પાટીઆ ઉપર નકલો મૂકવી અને તે સુધારવી. | વિદ્યાર્થીઓએ પાંદડાં વગેરે લાવવું અને પછી તેમણે જાતે તે ચીતરવાં. |
| ૧૧ સામાન્ય જ્ઞાન | બાળકોએ જે જ્ઞાન મેળવ્યું તેમાં પોતે કહી ઉમેરો કરવો, તેમજ વર્ણન કરેલાં હોય તે તેણે સુધારવાં. | બાળકો વસ્તુઓનો સંગ્રહ કરે. તેની વિશેષતા નોંધે અને વર્ણન કરે. (લેખી) |
| ૧૨. હસ્ત-ઉદ્યોગ અને બાગકામ | શિક્ષકનું સામાન્ય સૂચન બસ છે. | વિદ્યાર્થીઓએ જાતે કામ કરવું. |
| ૧૩. શારીરિક કસરત. | શિક્ષક હંમેશાં હાજર રહે. | બાળક પ્રસંગે પ્રસંગે કસરતના હુકમો આપતાં શીખે. |

સામાન્ય રીતે બાળક જેમ નાનું તેમ તેના તરફ શિક્ષકને વધારે ધ્યાન આપવાની જરૂર રહે છે, એટલા માટે શાળામાં ઉપલા વર્ગોમાં જેમ બને તેમ બાળકો જાતે કામ કરે એવી વિષય શિક્ષણની યોજના હોવી જોઈએ. વળી બાળવર્ગ કે પહેલા ધોરણનાં બાળકોની ઉંમર જોતાં તેમને શાળાના પાંચ કલાક સુધી શાળામાં ગોંધી રાખવા એ પણ ઇષ્ટ નથી, કારણ કે તેમની માનસિક શક્તિ બે ત્રણ કલાક કામ કરવા જેટલી હોય છે, એટલે પછીનો સમય તેમને કંટાળારૂપ લાગે છે. આ મુદ્દો ધ્યાનમાં રાખી નાનાં બાળકોને શાળામાં ૧૧થી ૧–૩૦ સુધી રાખવાની વ્યવસ્થા કરવામાં આવી, એટલે શાળાના કામકાજના સમયના બે વિભાગ કરવામાં આવ્યા. ૧૧થી ૧–૩૦ સુધીનો એક, અને ૩૦ મિનિટની રજા પછીનો ૨ થી ૪ સુધીનો બીજો અધ્યયન સમય. ૧૧થી ૧–૩૦ સુધીના વખતમાં બાળવર્ગને તે ધોરણના તમામ વિષયો શીખવવાની યોજના અમલમાં મૂકી. ૧–૩૦ વાગે તેમને ઘેર જવાની રજા. એમ સવારમાં બાળવર્ગને રોકી રાખી બીજા વર્ગોને એવી જાતનું કામ સોંપવામાં આવ્યું કે જેમાં તેઓ જાતે કામ કરી શીખી લે.

બપોરે બાળવર્ગ નહિ હોવાથી ઉપલાં ધોરણમાં જેમાં શિક્ષકની જાતમહેનતની જરૂર રહે તેવા કામની યોજના રાખી. શિક્ષક આ વખતે આ વર્ગોના કામમાં જાતે ધ્યાન આપી શકે કે તેમને શીખવી શકે.

આ વખતે શાળામાં ઓછો ગરબડાટ અને ઓછા વિદ્યાર્થીઓ હોવાથી તથા તેથી વધારે ધ્યાન આપી શકવાની આ બધી સગવડ ઉભી થવાથી કામમાં વધારે સંગીનપણું આવી શકે છે. આવી રીતની વ્યવસ્થાથી બાળવર્ગને છ કે આઠ મહીનામાં ઉપલા વર્ગમા ભણાવવાની લાયકાત આવી જાયછે. એક શિક્ષકની શાળામાં આવી રીતની વ્યવસ્થા નીચેના સિદ્ધાંતો ધ્યાનમાં રાખી કરવી જોઈએ.

૧. શાળાના કામના સમયના બે વિભાગઃ—સવારનો સમય બે અથવા અઢી કલાકનો રાખવો. આ વખતે છેક નીચલાં બે ધોરણોમાં તે ધોરણોને લગતા તમામ વિષયો શિક્ષકે જાતે શીખવવા. પછી તેમને રજા આપવી. ઉપલાં ધોરણોનાં બાળકો સવારના વખતે શિક્ષકની સામાન્ય દેખરેખ નીચે જાતે કામ કરે.
૨. વિષયના બે વિભાગઃ—જે વિષયોમા શિક્ષકની ખાસ જરૂર પડે તેવા અને બીજા જેમાં તેની માત્ર દેખરેખની જરૂર પડે તેવા વિષયની ગોઠવણી સમયપત્રકમાં હોવી જોઈએ. શિક્ષકને અમુક સમયે એકજ વિષય જાતે શીખવવાનો આવે.
૩. સંયુક્ત વર્ગોઃ—ઉપરનો હેતુ સચવાય તેટલા માટે ધો. ૩–૪, ૪–૫ અને ૧–૨, એમ વર્ગો સાથે બેસી શકે. સામાન્ય જ્ઞાન, ભૂગોળ, વાર્તાશિક્ષણ, લેખન, મુખગણિત, શ્રુતલેખન વગેરે વિષયો સંયુક્તવર્ગોમાં શીખવી શકાય તેવા છે.
૪. શાળાના દિવસના, ૪૦–૫૦ મિનિટનો એક પિરિઅડ એવા ચાર પિરિઅડ રાખવા. બનતા સુધી પહેલા પિરિઅડના વિષયનો અભ્યાસ પહેલા પિરિઅડમાં કરવો અને બીજાનો બીજામા; પણ આ વખતપત્રકને ચૂસ્તપણે વળગી રહેવાની ખાસ જરૂર નથી. કદાચ પહેલા પિરિઅડનું કામ બીજામાં પણ ચાલે તો તેમ થવા દેવામાં વાંધો નથી. મુખ્ય બાબત છે એ છે કે દરેક વિષયનુ શિક્ષણ સાંગોપાંગ થવું જોઈએ, અને એટલા માટે દૈનિક કાર્યપ્રવૃત્તિમાં યોગ્ય ફુમાશ જોઈએ.

આ પ્રમાણે કામની યોજનાથી સરળતા આવે છે અને બાળકો જાતે કામ કરતા થાય છે. પણ તેમાં પણ ઘણી વખત વિદ્યાર્થીઓ તરફથી વર્ગના શિક્ષણ દરમિઆન પૂછપરછ કરવામાં આવે અને એ પ્રમાણે કામમાં ખલેલ પણ પહોંચે.

આ મુશ્કેલી દૂર કરવા '**ડાલ્ટન યોજના**'નો કેટલાક ફેરફાર સાથે અમલમાં મૂકી શકાય.

૧. ડાલ્ટન પદ્ધતિમાં એક માસનું કામ આપવામાં આવે છે. તેને બદલે આ શાળામાં એક અઠવાડીઆનું કામ રાખવું, કારણ કે નાનાં બાળકોને ઝાઝું કામ એકી વખતે સોંપી દેવું ન જોઈએ.

૨. કામ સોંપવામાં આવે તેમાં ઝીણી ઝીણી વિગતવાર સૂચનાઓ આપવી નહિ, તેમ એકલા પાઠની સંખ્યા પણ નહિ. બાળકો કઈ જગાએ ભૂલ કરે છે, કઈ બાબતો તેમણે મોઢે કરવી જોઈએ વગેરે બાબતની સૂચનાજ આપવી, પણ વિષયની સમજુતી આપવી નહિ. વિદ્યાર્થીઓ સમજુતી કરી લે અને શિક્ષકને તે બતાવે.

૩. વિષયને લગતાં પ્રસ્તુત પુસ્તકો હોય તે બતાવવાં જોઈએ અને વર્ગમાં તે રાખવાં જોઈએ. જેથી બાળકો વધારાની કે પૂર્તિરૂપે તેમાંથી માહીતી મેળવી શકે.

૪. વિષયનો અઘરો ભાગ હોય તેના ખુલાસારૂપે કેટલાક સામાન્ય પાઠો, ગણિતના નવા સિદ્ધાંતોની સમજુતી અને વિશેષ માહીતી એ શાળાના કામના અડધા હિસ્સા જેટલી પ્રવૃત્તિ છે.

૫. લેખી કામ બતાવવાની યોજના.

૬. જે બાળક એક માસનું સોંપેલું કામ પુરૂં કરી રહે તેને બીજું વધારાનું કામ આપવું, અને કેટલુંક કામ યોજનામાં લખેલું ન પણ હોય.

૭. જેણે એક માસનું સોંપેલું કામ પુરૂં કર્યું ન હોય તેને બીજા મહીનાનું આગળ કામ કરવા દેવું નહિ, છતાં શિક્ષક ઉપર તે બાબત છોડી દેવી.

૮. વ્યક્તિગત પ્રગતિ કેટલી થઈ તેનો વિદ્યાર્થી દીઠ સઘળા વિષયનો એક આંક રાખવો; તેમજ માર્ક પણ આપવા.

૯. વ્યક્તિગત કામ સોંપવું તે સામાન્ય શક્તિનો તોલ બાંધી સોંપવું, જેથી એક વર્ગના સઘળા સામાન્ય બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ તે કામ કરી શકે; કદાચ મંદ બાળકોને તે કામ કરતાં વધારે વાર થાય એટલુંજ.

આ પ્રમાણે શિક્ષક અને વિદ્યાર્થીઓને કામમાં ગુંથાઈ રહેવું પડે છે. વળી સહકાર સાધી વિદ્યાર્થીઓને કેવી રીતે શાળાના કામમાં મદદરૂપે લેવા તે નીચેના સિદ્ધાંતો ઉપર આધાર રાખે છે

૧. બેસવા ઉઠવાની, ઉભા રહેવાની, ચોપડીઓ વ્યવસ્થિત રાખવાની, એમ દરેક જાતની તેમનામાં અમુક જાતની ટેવ પાડવી જોઈએ. આથી સ્થળની સુંદરતા વધે છે અને વ્યવસ્થા–બંદોબસ્ત બાળકોમા કેળવાય છે.

૨. બાળકોને યોગ્ય–પુરતા પ્રમાણમાં કામ આપવું. જ્યારે કામ થઈ રહે ત્યારે વખતે વખતે તેમને બીજું કાંઈ લખવા કે ચીતરવાની છુટ આપવી અથવા તો તેમને થોડી વાર છોડી મૂકવા–પણ વર્ગમાં આળસુ થઈને બેસી રહેવા દેવા નહિ. એને માટે બીજી યુક્તિઓ પણ છે. વર્ગમાં મોનિટરને બંદોબસ્તની, વસ્તુની વ્યવસ્થાની, કે તેની લેવડદેવડની જવાબદારી આપવી; વળી સામસામા સવાલ જવાબ પણ કરવા દેવા, વિદ્યાર્થીઓના સમૂહ પાડી પાઠ તૈયાર કરવાની તક આપવી. મોનિટરને બીન પગારદાર શિક્ષકની પંક્તિમાં મૂકવો નહિ.

શાળાનાં સાધનઃ—આવી શાળામાં ગામડાની બીજી શાળાઓ કરતાં વિશેષ પ્રકારનાં સાધનો હોય નહિ. કા. પાટીઉં, નકશા, ચાક, બાળકો માટે બેસવાની સાદડી, લખવાનું નાનું મેજ, વગેરે સામાન્ય સાધનો છે. નકશા હસ્તઉદ્યોગના કામ તરીકે થઈ શકે.

શાળામાં હાજરીઃ—બાળકોનું શાળાનું વાતાવરણ આનંદ ઉપજાવે એવું કરવું એ શિક્ષકના હાથમાં છે; છતાં સખતાઈની જરૂર પડે તો તે થોડી બતાવવી. તેમજ ગેરહાજરીનાં કારણ પણ શિક્ષકે જાણવાં જોઈએ.

આ પ્રમાણે શાળાના કામકાજની વ્યવસ્થા કરવાથી અને ડાલ્ટન યોજનાનો કેટલેક અંશે સ્વીકાર કરવાથી શાળાનું કામ ઘણું આગળ ધપે એટલુંજ નહિ પણ બાળકોનું વ્યક્તિત્વ ખીલવવાનો કેળવણીનો જે હેતુ છે તે પણ સાથે સાથે સાધી શકાય એમ છે.

(અંગ્રેજી ઉપરથી)

---

## બાળકનાં માબાપને યાદ રાખવા જોગ અગત્યની બાબતો

---

૧. હાલમાં દુનીઆ જે આફતમાં સપડાઈ છે તેમાંથી તેને ઉગારવાનો માત્ર એકજ ઉપાય છે, અને તે એ છે કે આ જમાનામાં બાળકોને

મ. બે વસ્તુની ગરમીનો તફાવત બતાવનારૂં યંત્રઃ—બંને છેડેથી ફૂલવેલી ટીલાકાર નળીમાં અધોભાગ સ્પીરિટ ભરેલું હતું, અને બાકીના ભાગમાં ફૂલેલા ભાગ પાસે હવા હતી. એક બાજુની દડીને હાથ અડકાડવાથી હાથની ગરમીથી હવા ફૂલી સ્પીરિટને બીજી બાજુએ ધકેલ્યું.

**(૩) રંગની ગરમી ટકાવવાની શક્તિઃ—**

સરખા કદના કાચના ત્રણ પ્યાલા લઈ તેમની આજુબાજુ ધોળો, લાલ ને કાળો કાગળ વીંટયો. દરેકમાં સરખું ગરમ પાણી રેડયું. થોડી વારે તપાસ્યું તો ધોળા કાગળવાળા પ્યાલામાં ટુંકાણું; અને કાળા કાગળવાળા પ્યાલામાં જેવું ને તેવું ગરમ હતું.

ધોળો રંગ બધાં કિરણોને પાછા ફેંકે છે, લાલ રંગ થોડાં કિરણો સંઘરે છે. ને કાળો રંગ બધાં કિરણોનું શોષણ કરે છે. પરિણામે પાણીની ગરમીમાં ભિન્નતા જણાય.

**(૪) જુદી જુદી જાતનાં કપડાંમાં ગરમી ટકાવવાની શક્તિઃ—**

ત્રણ સરખા કદના કાચના પ્યાલા લઈ, દરેકની આજુબાજુ અનુક્રમે સુતર, રેશમ અને ઊનના કપડાના સરખા કકડા વીંટાળી ઉપરની રીતે પ્રયોગ કર્યો.

સુતરના કપડાવાળા પ્યાલામાં પાણી ટુંડુ, રેશમના કપડાવાળા પ્યાલામાં સ્હેજ ગરમ અને ઊનના કપડાવાળા પ્યાલામાં જેવું ને તેવું ગરમ હતું. ઉપરના ત્રણે જાતનાં કપડાં અનુક્રમે મંદવાહક છે તે સમજાવ્યું.

**(૫) છુપી ગરમીનાં વ્યાવહારિક દૃષ્ટાંતોઃ—**

(૧) તાવ આવે ત્યારે માથા ઉપર પાણીનાં પોતાં મૂકવાથી માથું ટુંડુ પડે છે.

(૨) શરીર ઉપર ભીનું કપડુ વીંટાળવાથી શરીર ટુંડુ પડે છે.

(૩) જળાશય પાસેનું વાતાવરણ ટુંડુ રહે છે.

(૪) ખસની ટટ્ટી ઉપર પાણી છાંટવાથી ઓરડાની હવા ટુંડી થાય છે.

(૫) જમીન ઉપર પાણી છાંટવાથી જમીન ટુંડી પડે છે.

(૬) માટલીનું પાણી ટુંડુ થાય છે.

(૭) ગરમ ઘીના ગાડવાને પાણીમાં મૂકવાથી ઘી ઠરી જાય છે.

ઉપરનાં દૃષ્ટાંતોમાં પાણીનું બાષ્પભવન થવાથી આજુબાજુની ગરમી પાણીનું બાષ્પભવન થવામાં વપરાઈ ગઈ. તેના સંસર્ગની વસ્તુઓ ટુંડી થાય છે.

## [૫] શક્તિ સંબંધી પ્રયોગ

(૧) શક્તિ અને તેના પ્રકાર, (૨) ઉચ્ચાલન, (૩) જળચક્રી.

**(૧) સંભાવ્યશક્તિમાંથી ગમનશક્તિનું રૂપાન્તર:—**

अ. યાન્ત્રિકશક્તિ:—વરાળની મદદથી એન્જિન ચલાવી અને બંધ પાડી બતાવ્યું. એન્જિન ચલાવી એકજ યંત્રની મદદથી એક કરતા વધુ કામ થતાં બતાવવા પાણીનો પંપ અને પૉલિશ કરવાનો મંચો બે સાથે ચલાવી બતાવ્યા.

ब. ઉષ્મા:—પત્થર ગગડાવીને અને શારડીથી સાર પાડીને ગરમીનો અનુભવ કરાવ્યો.

क. પ્રકાશ:—વિજળીના દીવા કરવા, દારૂખાનુ ફોડવું, ચકમકનો ઉપયોગ કરવો તે સમજાવ્યું.

ड ધ્વનિ:—એન્જિનની વરાળથી સિસોટી વગાડવી, પિસ્તોલ ફોડવી, એ સમજાવ્યું.

ई શક્તિ એટલે શું ?:—(૧) જે કારણ અથવા સત્તા વસ્તુની સ્થિતિમાં ફેરફાર કરે તે શક્તિ.

(૨) કામ કરવાની સત્તા અથવા સામર્થ્ય તે શક્તિ.

(૩) શક્તિ એક અસ્તિત્વ ધરાવતું તત્ત્વ છે.

દાખલા તરીકે-મોટર, ઘડિઆળ ચલાવવી ને બંધ પાડવી.

ઉપર મુજબ દૃષ્ટાંતોથી તેમજ સાધનોથી આદિશક્તિ અને તેનાં રૂપાંતર સંબંધી સારો ખ્યાલ આપ્યો હતો.

**(૨) ઉચ્ચાલન:—**

ત્રણે પ્રકારના ઉચ્ચાલનો સમજાવવા માટે સાદા અને વ્યવહારમાં હંમેશના ઉપયોગી સાહિત્યોથી સમજવો મુશ્કેલ પ્રયોગ પણ રમુજ પડે તેવી રીતે સમજાવ્યો.

अ. પહેલા પ્રકારનું ઉચ્ચાલન ( ટેકો વચ્ચે ) સાણસી, કાતર, દોઢ દાંડીનું ત્રાજવું અને નદી કિનારે થોડા બળે વધારે પાણી ખેંચવા માટે કરવામાં આવતો ઢેંકવો પ્રત્યક્ષ બતાવી તાદશ ખ્યાલ આપ્યો.

ब. બીજા પ્રકારનું ઉચ્ચાલન:-( ટેકો એક છેડે ) એક પૈડાની ગાડી, સૂડી, કમાન, ચીપીઓ વગેરે.

क. ત્રીજા પ્રકારનું ઉચ્ચાલન:-( બળ વચ્ચે, ટેકો તથા વજન છેડે ) ચોપડી ઉચકવી તે.

ૡ. એક કરતાં વધુ ઉચ્ચાલનોથી મરજીમાં આવે તેટલું વજન ઉંચકી શકાય છે તે સમજાવવા, છુટી અને જોડેલી બે ગરગડીની મદદથી પાણી ખેંચી લાવવું.

ૠ. તળાવમાંથી પાણી લેવાની સુપડીનો પ્રયોગ કરી બતાવ્યો.

ઉપરાંત ઉચ્ચાલનના નિયમ તથા ફાયદા વર્ણનથી સમજાવ્યા હતા.

**(૩) જળચક્રી:—**

યાંત્રિક કાર્યશક્તિનું વ્યાવહારિક દૃષ્ટાંત બતાવવા જળચક્રી ઉપર પાણી રેડી ચલાવી બતાવીને ઉપયોગ સમજાવ્યો.

## [૬] પદાર્થો સંબંધી

(૧) ચાક, (૨) ગંધક, (૩) દેવતા, (૪) પહેલદાર વસ્તુઓ, (૫) મીઠાની બનાવટ, (૬) સીસુ, કલાઈ ને જસત, (૭) ફટકડી, (૮) ગોળ, (૯) રંગ.

**(૧) ચાક:**–(૧) પાણીમાં ઓગળતો નથી. (પાણીમાં નાખી બતાવ્યો.)
(૨) દેવતામાં પીગળતો નથી. (દેવતામાં નાખી બતાવ્યો.)
(૩) દેવતામાં નાખી ઠંડું પાણી છાંટી ચુનો કરી બનાવ્યો.
(૪) છિદ્રાળુ છે. (પાણીનાં ટપકાં નાખવાથી ચૂસાઈ ગયાં.)
(૫) બરડ છે. (પછાડી બતાવ્યો.)

**(૨) ગંધક:**–ગુણ:—બરડ, પહેલદાર, અદ્રાવ્ય, પીગળે તેવો, જ્વાળાગ્રહી, રંગનો ઉરાડનાર વગેરે ગુણો ઉપર મુજબ કૃતિ કરીને સમજાવ્યા. ઉપયોગ વર્ણન કરીને સમજાવ્યો.

**(૩) દેવતા:**–એ લાકડાં ઘસવાથી, ચકમકને પત્થર અફળાવવાથી, અંતર્ગોળ આરસો અથવા સૂક્ષ્મદર્શક કાચ સૂર્ય સામે ધરવાથી દેવતા સળગે છે. હાલ દિવાસળીની શોધ થવાથી દિવાસળીથી દેવતા સળગાવાય છે. (કૃતિ કરીને સમજાવ્યું) મીણબત્તી સળગાવી ઉપર બરણી ઢાંકી દીધી. થોડીવારે મીણબત્તી હોલવાઈ ગઈ. એ પ્રમાણે પ્રત્યક્ષ કૃતિ કરીને સમજાવ્યું કે દીવો દેવતા સળગતાં રહેવા હવાની જરૂર છે. ઉપયોગ વર્ણનથી સમજાવ્યો.

**(૪) પહેલદાર વસ્તુઓ:—**

જે વસ્તુને ભાગવાથી નાનામોટા પણ સરખા ઘાટના પાસાદાર ટુકડા થાય છે તેને પહેલદાર વસ્તુઓ કહે છે. કૃતિ કરીને ફટકડી, ગંધક, મીઠું, બરફ, પતરી સાકર એ પહેલદાર વસ્તુઓ છે તે સમજાવ્યું. તેમાં બરફ, મીઠું, સાકર મનુષ્યકૃત પહેલદાર છે, ને બાકીની ઇશ્વરકૃત પહેલદાર છે.

**(૫) મીઠાની બનાવટ:—**

પાણીમાં દ્રાવેલું મીઠું નામેલા દ્રાવણને ઉકાળીને મીઠું કરી બનાવ્યું; અગર કરી બનાવ્યો. મીઠાની જાત, ઉપયોગ ને ગુણ વર્ણનથી સમજાવ્યા.

**(૬) ગોળ:**—લાકડાના કોલુમાં શેરડીને પીલી, રસ કાઢી કઢાઈમાં ઉકાળી. ગોળ તૈયાર કરી બતાવ્યો.

**(૭) ફટકડી:**—અરડ, પહેલદાર, તુરી, ઝાખી ધોળી. પાણીમા ઓગળે છે, ગરમીથી પીગળે છે વગેરે ગુણ કૃતિ કરીને સમજાવ્યા.

ઉપયોગ:—દૂધ ગરમ કરીને ફટકડીની ભૂકી નાખીને ફારી બનાવ્યુ. મેલા પાણીમાં નાખીને સ્વચ્છ કરી બનાવ્યુ, ને બાકીનો ઉપયોગ વર્ણનથી સમજાવ્યો.

(૮) સીસું, કલાઈ ને જસત:—

ત્રણે ધાતુઓના ગુણ અને ઉપયોગ સમજાવ્યા.

(૧) વાસણને કલાઈ કરી બતાવી.

(૨) જસત ને કલાઈ મેળવી કાંસુ બનાવ્યુ.

(૩) કલાઈ ને તાંબુ મેળવી પિત્તળ બનાવી બતાવ્યું.

**(૯) રંગ:—**

લાલ, પીળો, ને વાદળી એ ત્રણે મૂળ રંગોમાથી પ્રમાણસર મેળવણી કરી મિશ્ર રંગો અને મિશ્ર રંગોના મિશ્રણથી વધારાના રંગો બનાવી બતાવ્યા. આ પ્રયોગ જોવામાં નાની ઉંમરના વિદ્યાર્થીઓને બહુ રસ પડયો હતો.

[૯] પરચુરણ પ્રયોગ

(૧) ગુરુત્વમધ્યબિંદુ (૨) એસિડ કે તેજાબ, આલ્કલિ અને ક્ષાર.

**(૧) ગુરુત્વ મધ્યબિંદુ**

હરકોઈ પદાર્થનું ગુરુત્વમધ્યબિંદુ શોધી કાઢવાની રીત—એક પતરા ઉપર જુદે જુદે ઠેકાણે લટકવાથી સમતોલ રહે તે જગાએથી લીટીઓ દોરી બધી લીટીઓનું છેદનબિંદુ તે ગુરુત્વમધ્યબિંદુ છે, એ સમજાવ્યું.

અ. હાથમા, માથા ઉપર વજન લઈને ચાલનાર શા માટે વજનથી વિરુદ્ધ બાજુએ નમે છે તે ચિત્રોદ્વારા સમજાવ્યું.

બ. ગુરુત્વમધ્યબિંદુની વિચિત્રતા બતાવનાર યંત્ર તથા અણનમ પહેલવાન અને માથાનો કરેલો, એ સાધનોથી ગમ્મતની સાથે બાળકોને ગુરુત્વ—મધ્યબિંદુનો પ્રયોગ સમજાવ્યો. મિનાર દીવીનુ તળીઉ પહોળું રાખ-

વામાં આવે છે, મકાનની દિવાલો કાપી મૂકી પાયા કરતાં ઉપર પાતળી અને સીધી ચણવામાં આવે છે. પહેલવાનો કુસ્તી કરતાં પગ પહોળા રાખે છે, એ વ્યાવહારિક દૃષ્ટાંતો સમજાવ્યાં.

**(૨) એસિડ કે તેજાબ, અલ્કલિ અને ક્ષાર:—**

એસિડ:—છાસ, આમલી, ગંધકનો તેજાબ, સુરોખાર તથા મીઠાનો તેજાબ, એસિડવાળી વસ્તુઓ છે. તેમાં નીલા લીટ્મસનો ભૂકો નાખવાથી રાતો થયો.

અલ્કલિ:—કૉસ્ટિક સોડા, કોસ્ટિક પોટાસ, ધોવાનો સોડા, ને પાપડખારનાં દ્રાવણમાં અલ્કલિ છે. તેમાં રાતા લીટ્મસનો ભૂકો નાખવાથી નીલો થયો.

ક્ષાર:—સુરોખાર, પોટેશિયમ નાઇટ્રેટ, એમોનિયમ નાઈટ્રેટ, મીઠું વગેરેના દ્રાવણમાં ક્ષાર હોવાથી રાતા કે નીલા લીટમસનો ભૂકો નાખવાથી રંગ બદલાયો નહિ.

ઉપર વર્ણવ્યા મુજબ વિજ્ઞાનની દરેક બાબતને વ્યાવહારિક દૃષ્ટાંતોથી પ્રયોગોદ્વારા બાળકોને સમજાવવા, સામાન્ય બુદ્ધિપૂર્વક વિચાર કરવાથી અનેક સાધનો અને દૃષ્ટાંતો યોજી શકાય છે. એ મુદ્દો ધ્યાનમાં રાખી ટ્રેનિંગ કોલેજમાં તાલીમ પામેલા શિક્ષક ભાઈઓ વર્તશે તો પોતાના કર્તવ્ય પથમાં સ્થસ્થી થઈ, જે વિદ્યાના બળથી અર્વાચીન યુગમાં આપણે સુખનાં સાધનોનો ઉપયોગ કરી રહ્યા છીએ, અને જે વિદ્યાના બળે પશ્ચિમના દેશોના લોકો સાર્વભૌમ સત્તા ભોગવી રહ્યા છે એવી મહત્વની વિદ્યાનો ભારતવર્ષમાંથી ધ્વંસ થતો કંઈક અંશે ખાળી શકાશે. તે ટ્રેનિંગ સંસ્થાનું તેમજ સમાજનું ઋણ કંઈક અંશે અદા થયું લેખાશે.

પી. આર. ટ્રેનિંગ કોલેજ } મગનલાલ જયશંકર ઠાકર
સ્કૉલર બીજું વર્ષ

---

# પ્રવાસરૂપે ભૂગોળશિક્ષણ

---

## દક્ષિણ જર્મનિનો પ્રવાસ

સાયંકાલનો સમય હતો. અનિલરાજ મંદ ગતિએ વાતો હતો. આવા મધુર સમયે મારા વડિલ બન્ધુ અને તેના ત્રણ મિત્રો બગીચામાં બેસી યુરોપના પ્રવાસમાંથી દક્ષિણ જર્મનિનું વર્ણન વાંચતાં તેમને ભારે રસ પડયો અને ખૂબ આનંદ થયો. મારા બન્ધુના મિત્ર રમેશે કહ્યું કે "આપણે

દક્ષિણ જર્મનિનો પ્રવાસ કરીએ તો કેટલી મજા પડે ! તે પ્રદેશનું વર્ણન વાંચતાં આટલો બધો આનંદ થાય છે તો તેને પ્રત્યક્ષ જોતાં જે આનંદ થશે તે ખરેખર નિઃસીમ હશે.

આ સુવિચારને બધાએ વધાવી લીધો. કુદરત પણ સાનુકૂળ હતી. માતપિતાએ મને પણ સાથે જવાની રજા આપી. આથી હું પણ તૈયાર થઈ મે માસની ૧૦ મી તારીખે જવાનું નક્કી કર્યું. અમે પ્રવાસને લગતી તૈયારી કરવામાં પડયાં; જોતજોતામાં ૧૦ મી આવી સાંજના સાડા ૭ થયા ને અમે સ્ટેશને આવ્યાં. સવા સાતે ગાડી ઉપડી. બારી આગળ બેસી મેં સૃષ્ટિસૌંદર્ય નિહાળવા માંડ્યું. મારા બન્ધુ રવિન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનની વાતો કરતા હતા તે સાંભળવા હું પણ ગોઠવાઈ ગઈ. રસભરી ચર્ચામાં અમે એટલાં બધાં મશગુલ બની ગયાં કે કોલોન આવ્યું ત્યારેજ ખબર પડી કે રજનીકાન્ત ક્યારનાએ વિદાય થઈ ગયા છે. અમે કોલોનની એક હોટેલમાં ઉતર્યાં. નિત્યકર્મથી પરવારી બપોરે નિદ્રાદેવીનું ઉપાસન કર્યું. ચાર વાગે કોલોન જોવા નીકળ્યાં.

**કોલોન:**—રમણીય ર્‌હાઇન નદીના કાંઠા ઉપર આવેલું એક સુંદર બંદર છે. વેપાર અને કારખાનાનું જબરૂં મથક છે. કોલોન શહેર ઘણું પ્રાચીન છે. તેમાં મજબૂત કિલ્લો અને જુના દેવળો છે. કોલોનને જર્મનિનું રોમ કહીએ તો જરાએ અતિશયોક્તિ થતી નથી. કોલોનમાં એક જબરૂં સુંદર દેવળ છે. આ દેવળને બાંધતાં ૬૦૦ વર્ષ લાગ્યાં હતાં. તેની ઉંચાઈ ૫૮૭ ફુટ છે. તેના શિલ્પકામની કોતરણી એટલી તો સરસ છે કે તેનું શબ્દચિત્ર આપવું મુશ્કેલ છે. આ શહેરની પાસે કેટલાક ઔષધીય જળના ઝરા છે. અહા ! કેવા સુંદર ઝરણાં ! આ ઝરણાને પુનઃ પુનઃ જોયાં પણ મારાં તરસ્યાં લોચન તો અતૃપ્તજ રહ્યાં. આ ઝરણાનું પાણી ઔષધના જેટલું સ્વાસ્થ્યને લાભકારક મનાય છે. તેથી કેટલીક જાતના રોગો ઉપર તે ઝરાઓનું પાણી પીવાની દાક્તરો તરફથી ભલામણ થાય છે. બીજે દિવસે અમે કારખાનાં જોવાં ગયાં. કારખાનામાં રાસાયનિક પદાર્થો તૈયાર કરવામાં આવે છે. કોલોનમાં એક પણ માણસ નિરક્ષર છેજ નહિ. આ જાણી તમોને આશ્ચર્ય લાગશે પણ આ વાસ્તવિક ઘટના છે. અહીંના લોકો શૂરવીર, સ્વદેશ પ્રેમી અને સ્વાતંત્ર્યપ્રિય છે: અહીં ખેતી યાંત્રિક સાધનોદ્વારા થાય છે. અરેરે ! ક્યાં આપણો ગરીબ ખેડુત અને ક્યાં અહીંના માલેતુજાર કૃષિકારો ! ખરેખર, યાંત્રિકશક્તિ અને શાસ્ત્રીય જ્ઞાન કોઇપણ ક્ષેત્રમાં મહાન ઉથલપાથલ કરી નાખે છે. ૪ દિવસ કોલોનમાં રહી અમે આગળ વધ્યાં.

પૃથ્વીની ગતિનો ખ્યાલ આપતો એક નમુનો પણ છે. એક ઓરડામાં જયપુરની વેધશાળાની નાનકડી પ્રતિકૃતિ જોઈ હર્ષ થયો. આ મ્યુઝિયમમાં એક દહાડો ગાળીએ તોપણ જાણે અનુભવમાં વૃદ્ધ ન થઈ ગયાં હોઈએ એવોજ ભાસ થાય છે. તેને છોડીને જવાનું મન થતુંજ નથી. ત્યારપછી મારી દષ્ટિ પિકચર ગૅલેરીઓ તરફ ગઈ. અહીંઆં અદ્ભુત ચિત્રકારોનાં હસ્તકૌશલ્યનું પરિણામ પરિણમે છે. પ્રત્યેક જાતનાં ઇશ્વરનાં અને પૌરાણિક ચિત્રો થોકબંધ પડેલાં દષ્ટિગોચર થાય છે. કલાકો સુધી મેં આ ચિત્રોમાંથી રસ લૂંટયો. મને લાગ્યું કે ચિત્રકાર વર્તમાન ચિતરે છે. અવનવા ભાવો અનુભવતી હું સંગ્રહસ્થાનને છોડી ઘેર ગઈ.

મ્યૂનિચમાં સંગીતના જલસાઓ થાય છે. અહીંઆં એક પ્રસિદ્ધ દેવળ છે તે સ્ત્રીઓના દેવળને નામે ઓળખાય છે. એને બે મિનારા છે. કોતરણી પણ હેરત પમાડે એવીજ છે. મ્યૂનિચનું આહ્લાદકારક દશ્ય જોઈ અમે ડ્રેસ્ડન ગયાં. સેકસની પર્વત ધાતુથી ભરેલો છે. ડ્રેસ્ડનમાં સુતરાઉ, ગરમ કાપડના, ખાંડના અને રંગના જબરજસ્ત કારખાનાં છે. ડ્રેસ્ડન પછી અનેક નાનાં શહેરો જોઈ અમે ૩૫મે દિવસે બર્લિન પાછાં આવ્યાં. અરે! સાંના શિક્ષણને લગતી વાતો તો હું ભૂલીજ ગઈ.

અહીંઆં દરેક જાતનું શિક્ષણ આપવાની સંસ્થાઓ છે. એનોને પણ વિસરાય એમ નથી. તેઓ પ્રવૃત્તિમયજ જીવન ગાળે છે. કપડાં ઉપર સુંદર જાળીનું ભરત ભરે છે.

દક્ષિણ જર્મનિ બહુજ સુંદર છે. તેનું આબેહુબ શબ્દચિત્ર આપવા આ કલમ અસમર્થ છે છતાં જેવું તેવું શબ્દચિત્ર આપી આ કલમ વિરમે છે.

બાર્ટન ટ્રેનિંગ કૉલેજ
તા. ૨૨-૨-૩૩.

ગુણવંતી આણંદજી ઠાકર

## "ઇંગ્લંડમાં પુખ્ત વયસ્થોની કેળવણી"

નિરક્ષરતા ટાળવા માટે હિંદમાં પુખ્ત વયનાં મનુષ્યો માટે કેળવણીની કોઈ પણ પ્રથા યોજવી જોઇએ. ઇગ્લંડમાં તે પદ્ધતિનો વિકાસ કેટલો થયો છે તે નીચેના આંકડા પરથી માલુમ પડશેઃ—

(૧) **શ્રમજીવીઓનો કેળવણી સમાજ:** આ સંસ્થા સાથે ૨૩૬૭ નાની મ્હોટી સમાજો જોડાએલી છે. નવલાખ સ્ત્રીપુરૂષો તેના સભ્યો છે.

સમાજ તરફથી યોજાએલ વર્ગોનો ૬૮૭૩૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. પુખ્ત ઉમરનાં પણ અભણ માણસોને જ્ઞાન આપવા માટે ઇંગ્લંડમાં આ મ્હોટામાં મ્હોટી સંસ્થા છે.

**(૨) જ્ઞાન સમાજ:** ૭ કોલેજો તેથા તેર અન્ય કેળવણીની સંસ્થાઓ આ સમાજ સાથે સંકળાએલી છે, સભ્યોની સંખ્યા ૫૧૭૦ની છે.

**(૩) યુવાનોની ક્રિશ્ચિયન સમાજ:** આ સમાજની ૬૨૦ શાખાઓ છે. ૨૭૦૦૦ બાળકો તથા ૬૯૦૦૦ પુખ્તવયના પુરુષો તેનાં સભ્યો છે. ૩૧૦ સ્થળોએ આ સમાજે સામાન્ય જનના માટે વ્યાખ્યાનો ગોઠવ્યાં હતાં. ૨૫ સત્રાન્ત અભ્યાસક્રમો યોજ્યા હતા; ૧૪ વર્ષાન્ત અને ૬ અન્યવર્ગો રાખ્યા હતા, તે ઉપરાન્ત જ્ઞાનપરબો તો અનેક ગોઠવી હતી. રેડિઓથી પણ શિક્ષણ અપાયું હતું.

**(૪) યુવતિઓની ક્રિશ્ચિયન સમાજ:** (Y. W. C. A.) સભ્યો-ની સંખ્યા ૩૩૫૦૦ છે. ૨૦૦૦૦ નારીઓ આ સંસ્થાના સંબંધમાં એક વર્ષમાં આવી છે. અક્ષરજ્ઞાન માટે ૨૭૧ વર્ગો, અને વ્યાવહારિક કેળવણી માટે ૧૪૦ વર્ગો સમાજે ખોલ્યા હતા. વિનોદાર્થે ૨૮૨ સંમેલનો રાખ્યાં હતાં.

**(૫) દેસસેવિકા સંઘ:** આ સંઘની ગામડાંઓમાં ૪૨૫૦ શાખા છે. સીવણ, પાકશાસ્ત્ર, આરોગ્ય, સાહિત્ય, ઇતિહાસ અને સંગીત શીખવવા માટે ગામડાંઓ તથા શહેરોમાં નિયમિત વર્ગો ભરાય છે. સભ્યોની સંખ્યા અઢી લાખની છે.

**(૬) રાષ્ટ્રીય કેળવણી સંઘ:** પુખ્ત, પાકટ ઉમરના માણસોમાં જ્ઞાન પ્રચાર કરવાનો આ સંઘનો ઉદ્દેશ છે. આ સંઘનું મૂળ ધાર્મિક હતું, પણ અત્યારે તો જાહેર, પ્રજાકીય મંડળ બન્યું છે. પુરુષો માટે ૫૯૧, સ્ત્રીઓ માટે ૫૨૮, ન્હાનાં બાળકો (મજુર વર્ગનાં) માટે ૧૨૧, તથા ૧૬૪ મિશ્ર શાળાઓ આ સંઘ ચલાવે છે. અઠવાડીએ એક વખત વર્ગ મળે છે અને નિર્ણિત અભ્યાસક્રમ હાથ લે છે. કેળવણીવિષયક અન્ય પ્રવૃત્તિઓ પણ તે યોજે છે. સમાજસેવાની તાલીમ પણ ત્યાં અપાય છે.

ઉન્હાળાની રજામાં નિશાળોમાં મકાન કે અધ્યાપકો 'આળસુ' રહેતાં નથી, વ્યાખ્યાનો, કથિતપાઠો, સંમેલનો, ધાર્મિક પ્રવૃત્તિઓ, ઉદ્યોગ-પ્રદર્શનો વગેરે ઉજવાય છે. પાંચ તો અતિથિઆશ્રમો છે.

**(૭) સહકારી સંઘ:** આ સંઘમાં પચાસ લાખ સભ્યો છે. દર અઠવાડીએ સભા ભરાય છે, અને સામાજિક કે આર્થિક વિષયો પર ચર્ચા થાય છે. કુમારોમાં આ સંઘ સારૂં કામ કરી રહ્યો છે.

(૮) **શ્રમજીવી વિદ્યાલયોની રાષ્ટ્રીય સભા:**—૩૨ ટ્રેડ યુનિયનો આ સભાનો ખર્ચ ઉપાડે છે. આ સભાની દેખરેખ નીચે ૧૦૬ કોલેજો છે.

પત્રવ્યવહારથી અભ્યાસ કરાવવાની પ્રથા પણ આ સંસ્થાએ રાખી છે અને તે પ્રમાણે ૩૩૮૫ વિદ્યાર્થીઓ સાથે અભ્યાસ વિષે પત્રવ્યવહારથી માહિતી આપી અને મજુરોના ન્હાના મ્હોટા સંઘોને વર્ષ દરમિયાન ૧૦૧૮ ભાષણો આપ્યાં.

(૯) **બ્રિટિશ નાટય મંડળ:**—શાળાઓ સાથે સંકળાએલી ૧૫૦૦ લલિતકળાવર્ધક મંડળીઓ છે.

(૧૦) **બ્રિટિશ બ્રોડ કાસ્ટિંગ:**—રેડિઓના કાર્યક્રમમાં દરરોજ જનતા માટે તો જ્ઞાનગોચરી હોય છેજ. ૧૯૩૦માં ૧૮૫ જેટલાં વ્યવસ્થિત શ્રવણમંડળો અસ્તિત્વમાં હતાં. મંડળ રેડિઓદ્વારા પ્રવચન સાંભળે છે. અને પછી તે પર ચર્ચા કરે છે.

બી. બી. સી. (British Broadcasting Corporation) તો લોકોની વિદ્યાપીઠ કહેવાય છે.×

મનુભાઈ પી. વૈદ્ય

## દાંતની ઉપયોગિતા અને તેની સ્વચ્છતા જાળવવાના નિયમો

દાંત ડેન્ટિન નામના કઠણ પદાર્થના બનેલા છે. આપણે કુદરતી જે દાંત નીરખીએ છીએ તેના ઉપર મજબુત પદાર્થ સજ્જડ ચોંટેલો જોવામાં આવે છે તે ઇનેમલ કહેવાય છે. આખા શરીરમાં ઇનેમલ જેવો કઠણ પદાર્થ ક્યાંએ જોઈશું નહિ. તે પદાર્થને અંગેજ વજ્ર જેવી વસ્તુઓ ચાવી શકીએ છીએ. દાંતના પોલાણમાં પોચો અને નરમ લુદ્દા જેવો પદાર્થ આવેલો છે અને દાંતની નીચેના મૂળના ભાગમાં અત્યંત ઝીણી કેશવાહિનીઓ અને જ્ઞાનતંતુઓ આવેલા છે જેથી દાંત સડવા કે બગડવા પામે ત્યારે ઘણીજ વેદના થાય છે. કુદરતી રીતેજ દાંત તેમની નિયમિત કરેલી જગોએ એક હારમાં ઉગવાના ક્રમ પ્રમાણે ગોઠવાઈ જાય છે.

આપણી જિંદગીમાં દાંત બે વખત આવે છે. જે દાંત કૌમાર અવસ્થામાં એટલે ૭ માસથી શરૂ થઈ લગભગ અઢી વર્ષમાં આવી જાય છે.

× મોડર્નરિવ્યુના આધારે.

તેમને દૂધીઆ દાંત કહેવામાં આવે છે. તે દાંતમાં ચાર કાપવાના બે રાક્ષી અને ચાર દાઢના મળીને એક જડબામા દસ એમ બે જડબાંમાં કુલ વીસ દાંત ફૂટે છે. તે દાંત સાધારણ રીતે અતિ સુંદર, દેખાવડા અને નાના નાના હોય છે. જ્યાંલગી સ્થાયી દાંત ન આવે ત્યાલગી આ દૂધીઆ દાંત કામ કરે છે. સાત વર્ષ પછી દૂધીઆ દાંત એકાએક પડવા લાગે છે અને તેની જગાએ સ્થાયી દાંત તરતજ ફૂટવા માંડે છે. સ્થાયી દાંત ઘણેભાગે છેલ્લી ચાર (બે ઉપલાં જડબાં અને બે નીચલામાં) મોટી દાઢો સિવાયના બધા પંદર વર્ષે આવી જાય છે.

સ્થાયી દાંત વિશેષ કરીને બત્રીસ હોય છે. ૧૬ ઉપલામાં અને ૧૬ નીચલામાં. આ દાંત દૂધીઆ દાંત કરતા મોટા અને મજબુત હોય છે. આ દાંતમાં છેવટની દરેક જડબામાં બે એમ ચાર દાઢ સત્તર વર્ષથી એકવીસ સુધીમાં આવે છે. તેઓ ઉગી નીકળે ત્યારે માણસમા વિવેકબુદ્ધિ અને જ્ઞાનના અંકુરો ફૂટે છે, અને તેથીજ તેમને જ્ઞાની દાત કહેવામા આવે છે. સ્થાયી દાંત જિંદગી પર્યંત સ્વચ્છ અને મજબુત રહે છે.

બધા દાંત એક સરખા હોતા નથી, કોઈ તેજદાર, કોઈ શુદ્ધ, કોઈ તીક્ષ્ણ અને કેટલાક વિચિત્ર અને પહોળા હોય છે. પ્રત્યેક દાંતનુ નામ જુદું જુદું હોય છે. તેઓ વડે ભિન્ન ભિન્ન પ્રકારનાં કામ કરવામાં આવે છે તેથી દાંત વિધવિધ જાતના હોય છે. જે દાંત વસ્તુ કરડવાના કામની સગવડમાં વાપરવામાં આવે છે તે કાપવાના દાંત અને જે દાંત ખોરાક કકડાના રૂપમાં તોડવામાં તેજદાર હોય છે તેને રાક્ષી અને જે દાંત કકડાઓને ભૂકાના રૂપમાં દળવામાં મદદ કરે છે તે દાઢોના દાત કહેવાય છે. દાંતના ઉપરના ભાગ પણ એકસરખા હોતા નથી જેથી કામમા એક સગવડ હોય છે. નિયમ પ્રમાણે વ્યવ્હાર નહિ કરવાથી દાંત અશક્ત બની જાય છે, દાંતમાં મેલ જામી જવાથી દાંતના મૂળમાં એક પત્થર જેવી કઠણ પીળી ચળકતી દુર્ગંધવાળી વસ્તુ ઉત્પન્ન થાય છે, તે દાંતને તથા શરીરને બહુજ અગવડ કર્તા છે. કોઈ કોઈ વિજ્ઞાનવેત્તાઓના એવા અભિપ્રાય હોય છે કે દાંતમાંથી લોહી નીકળવાનું સબળ કારણ એજ છે. દાત પૂરતી રીતે સાફ નહિ કરવાથી બે દાંતની વચ્ચે ખોરાકની નાની નાની કણિકાઓ રહી જાય છે જે દાંતને સડાવે છે. તેનાથી દુર્ગંધ આવે છે અને ખોરાક ખાતાં જંતુઓ શરીરમાં ઉતરે છે અને તેનાથી રોગની શરૂઆત થવા માંડે છે અને દાંત એચિંતા પડવા માંડે છે. જેથી મોઢાની શોભા ઘટવા માંડે છે. ....

દાંતથી આપણને ઘણા લાભ થાય છે. તે ખાધેલા સર્વ પદાર્થોને પુરતી રીતે ચાવી પાચન થાય તેવા બનાવે છે. જો તે પદાર્થો નિયમિત પચ્યા કરે તો ઘણાખરા રોગથી આપણે મુક્ત થઈએ. નીરોગી શરીરથી હરકોઈ કામ કરવામાં ચિત્ત ચોંટે છે અને જીવનમાં ઉત્સાહ અને આનંદ પ્રાપ્ત થાય છે અને એથી વિરુદ્ધ રોગગ્રસ્ત શરીર દુઃખદાયક અને જીવનમાં બોજારૂપ થઇ પડે છે. દાંત બોલવામાં મદદ કરે છે. જેમને દાંત હોતા નથી તેમની વાણી કર્ણને પ્રિય, મધુર અને સ્પષ્ટ સમજાતી નથી. વાત કરવાનો મુખ્ય ઉદ્દેશ બીજાઓને સંતુષ્ટ પમાડવાનો અને પોતાના મનોભાવને પ્રગટ કરવાનો હોય છે; પરન્તુ દાંત વિનાની વ્યક્તિ આ બન્ને લાભોથી દૂર રહે છે. દાંતથી મોઢાનું સૌન્દર્ય દીપી ઉઠે છે. કદાચિત દાંત પડી ગયો હોય તો મુખાકૃતિ અસમાન અને બેડોળ લાગે છે. દાંતના સંરક્ષણ માટે કેટલીક બાબતો નીચે જણાવવામાં આવે છે તે પ્રમાણે વર્તન કરવાથી આશા છે કે વિશેષ જણને ફાયદો થશે. —

૧ બચપણથીજ છોકરા તથા છોકરીઓને દાંત સાફ કરવાની ટેવ પાડવી જોઇએ. આ કામ માતાનું છે. એકવાર ટેવ પડી ગયા પછી કોઇ પણ પ્રકારની અગવડ નહિ આવે. ઘણે ભાગે એવુંજ જોવામાં આવે છે, કે જેમને નાનપણથી દાંત સાફ રાખવાની ટેવ પડી નથી હોતી તેઓ મોટાં થયે પણ દાંત તરફ ધ્યાન આપતાં નથી. તેનુ પરિણામ એ આવે છે, કે નાની ઉમ્મરમાંજ કેટલાકના દાંત પડવા લાગે છે.

૨ વધારે ઠંડી તથા ગરમ ચીજો નહિ ખાવી; કારણકે બન્ને સ્થિતિઓ દાંતને હાનિકર્તા છે.

૩ જ્યારે દૂધીઆ દાંત પડી જાય છે ત્યારે સ્થાયી દાંત આવવા લાગે છે. તે સમયે માતાએ છોકરા–છોકરીઓના દાંત તરફ ખાસ નજર રાખવી જોઇએ. હાલતા દાંતને ઉખેડી નાખવા. તેમ નહિ કરવાથી પરિણામે દૂધીઆ દાંત રહેવા છતાં સ્થાયી દાંત નીકળી આવે છે. આવા દાંત બેડોળ થઇ જાય છે અને વિચિત્ર દેખાવ આપે છે. છેવટે કોટિ પ્રયત્ન કરવા છતાં પણ તે દાંત જલદી સાફ થતા નથી.

૪ લીમડો, વડ, બાવળ વગેરે ઝાડની કોમળ ડાળીઓનાં દાતણવડે દાંત સાફ કરવા જોઇએ.

૫ રોજ દાંતને બે વાર સાફ કરવા જોઈએઃ સવારે ઊંઘી ઊઠયા પછી અને સાંજે સૂઈ જતા પહેલાં. બે દાંત વચ્ચે ઘણેભાગે ખાદ્ય પદાર્થની કણીઓ રહી જાય છે અને તેને સાફ નહિ કરવાથી રાત્રે

દાતની અંદરજ તે સડી જાય છે અને દાતને નુકસાન પહોચાડે છે. ઘણાખરા માણસો રાત્રે દાત કચડતા સાભળવામા આવે છે અથવા તેમના મોમાથી લાળ નીકળવા લાગે છે. તેનુ કારણ પણ દાનમા રહેલો મેલજ છે. રાત્રે વાળુ કર્યા પછી દાત સાફ કરવાથી દાતમા કોઈ જાતનો મેલ નથી રહેતો અને આનદપૂર્વક નિદ્રા પણ આવે છે.

૬ કોઈ દાત ખરાબ થઈ જાય તો તેને પડાવી નાખવો અથવા કોઈ દાતના દાકતર પાસે તેની દવા કરાવવી

૭ મળમૂત્રનો ત્યાગ કરતા દાત ભીડેલા રાખવા અને શૌચાદિ માટે બેસવું પડે ત્યાસુધી તેજ પ્રકારે ભીડેલા રાખવા આમ કરવાથી દાત મજબુત થાય છે અને તરતજ પડી ન જતા લાબા કાળસુધી સંપૂર્ણ કામ આપે છે.

૮ પ્રસંગોપાત દાત ભાગી જાય તો કૃત્રિમ દાત બેસાડી લેવો જોઈએ, તેમા વિલબ કરવો ઉચિત નથી

૯ દાતણથી દાતને અદર, બહાર તેમજ વચ્ચેથી એમ દરેક જગાએથી સાફ કરવા અને જો તેમ કરતા અવાળામાથી લોહી નીકળે તો નહિ ડરતા વધારે જોસથી સાફ કરવા.

૧૦ ઠડા પીણા જેવા કે લેમન, મન્બન, અને બરફપાણી વધારે પ્રમાણમા પીવા નહિ કારણકે તેથી કરીને દાત દુખવા આવે છે અને પડી જાય છે.

૧૧ દાતના મજન માટે થોડુ મીઠુ, ફટકડી અને ચાકની ભૂકી એક સાથે મિશ્રણ કરીને ઘસવાથી દાત સાફ થાય છે.

૧૨ દાત ઘસવાના ઘણા નિયમ છે. ઉપલા દાત સાફ કરતી વખતે અવાળા તરફથી શરૂ કરીને નીચેની બાજુ સુધી ઘસવા જોઈએ અને નીચેના દાત ઘસતા અવાળા તરફથી ઘસતા ઘસતા ઉપરની બાજુ-સુધી ઘસવા જોઈએ. આ પ્રમાણે ઘસવાથી દાત સહેજે સાફ થઈ જાય છે. આ પ્રમાણે દાત સાફ કરવાનો અભ્યાસ કેટલાક દિવસ થતા પડવાથી હમેશા દાત સાફ કરવામા જરાપણ દુખ થતુ નથી.

૧૩ ઘણા પ્રકારના શાક, ફળ વગેરે જમવાથી દાતને પુષ્ટિ આવે છે માટે એવા ફળનું સેવન કરવાથી દાત સહેજે સાફ થશે.

નર્મદાશંકર મગનલાલ ભટ્ટ
હેડમાસ્તર, પ્રાથમિકસ્કુલ, હેરોલ, ઇડરસ્ટેટ.

## નવીન પરબો બંધાવશો

આ જરૂરિઆતો એક બાળકની નહિ પણ અનેક બાળકોની છે.

પ્રત્યેક બાળક જ્ઞાનતૃષા છિપાવવા નવનવાં પુસ્તકો માટે ઝંખી રહ્યું છે, અને તે વિના તલપાપડ થઈ રહ્યું છે.

જો નદી કે નવાણ વિનાનું ગામ હોઈ શકે તો જ બાલપુસ્તકાલય વિનાનું ગામ હોઈ શકે.

પાણીની પરબ ઉઘાડવામાં પુણ્ય છે, તેથી એ વધારે પુણ્ય જ્ઞાનની પરબ ઉઘાડવામાં છે. પાણીની પરબ એક અમૂલ્ય આશીર્વાદ છે, પણ તેથીએ વધારે અમૂલ્ય આશીર્વાદ જ્ઞાનની પરબ છે.

દેહની તૃષા મીઠું અને સ્વચ્છ જળ શમાવે છે, પણ મન અને આત્માની તૃષા તો સુંદર અને નિર્મળ પુસ્તકજ શમાવે છે.

આ નવો યુગ છે, બાલયુગ છે; અને બાલયુગ બાલજ્ઞાનની પરબોને માગે છે.

શ્રીમંતો અને દાનવીરો, રાજાઓ અને મહારાજાઓ; આ યુગને અને બાળમાગણીને ઝીલશો ? આ અવસરને ઓળખશો અને અવસરનાં એંધાણ આપશો ?

સ્થળે સ્થળે નવીન પરબો બંધાવશો ?

ગિજુભાઈ

---

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા—ઉત્તર ભાગ

નં. ૧૦૬૫૦–સને ૧૯૩૪ માં થનારી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છેઃ—

### ગુજરાતી

પહેલો વિષય–ગુજરાતી—

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ) ગદ્ય અને પદ્યના સઘળા પાઠો.

મુખપાઠ—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):– પાઠો—૭,૧૧,૧૫,૨૪,૨૮,૩૨,૪૦,૪૪, અને ૫૩ એ પાઠોમાંથી ૩૦૦ લીટીઓ.

## ઉર્દુ-ગુજરાતી

પહેલો વિષય-ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ ની ૫ મી આવૃતિ):—

પાઠો—પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ ની ૫ મી આવૃત્તિ):—

પાઠો—૯,૧૦,૧૬,૨૩,૨૬,૨૯ અને ૩૫ (૭ પાઠ).

છઠ્ઠો વિષય—ગુજરાતી (ઐચ્છિક)—

કેળવણીખાતાની પાંચમી ચોપડી (છેલ્લામા છેલ્લી આવૃતિઃ)—

પાઠો—૧,૨,૪,૫,૬,૧૫, ૧૬,૧૭,૨૧, ૨૨,૩૫,૪૦,૪૧,૪૯, ૫૨,૫૭ ૫૯,૬૧,૬૪ અને ૭૨ (બધા મળી ૨૦ પાઠ).

## ગુજરાતી-ઉર્દુ

પહેલો વિષય-ગુજરાતી

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામા છેલ્લી આવૃત્તિ):-

પાઠો—૧,૪,૫,૬,૮,૯,૧૨,૧૪,૧૭,૧૮,૨૦,૨૨,૨૩,૨૫,૨૬,૨૭, ૩૦,૩૧,૩૩,૩૫,૩૭,૩૮,૩૯,૪૧,૪૨,૪૩,૪૬,૪૯,૫૦,૫૬, ૬૧,૬૨,૬૩,૬૬, અને ૭૩ (બધા મળી ૩૫ પાઠ).

પદ્યઃ—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):-

પાઠ—૧૫,૧૯,૨૮,૩૨ અને ૪૪.

છઠ્ઠો વિષય-ઉર્દુ—

ગદ્યઃ—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ ની ૫મી આવૃત્તિ):—

પાઠ—૧,૭,૧૨,૧૪,૧૫,૧૯,૨૧,૨૨,૨૪,૨૫,૨૭,૩૧,૩૩, ૩૭, ૪૦ અને ૪૧ (બધા મળી ૧૬ પાઠ).

પદ્યઃ—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ ની ૫મી આવૃત્તિ)·—

પાઠ—૧૦,૧૩,૧૬,૨૩ અને ૩૨ (૫ પાઠ).

ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ.
અમદાવાદ, તા. ૧૫મી નવેમ્બર૧૯૩૨

(અંગ્રેજીમા સહી) એસ. એસ. કેમેરોન
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૬-૧૧-૧૯૩૨ના પત્ર નં. ૧૧૧૧૫ મા કરેલી સૂચનાનુસાર).

## મુંબઈ ઇલાકાની ઉર્દૂ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | મુરક્ક્ષા–એ–અદબ, ભા. ૧ (૧૯૩૧ની બીજી આવૃત્તિ) | ખાન બહાદુર શેખ નુર ઇલાહી | મેસર્સ ઉત્તરચંદ કપુર એન્ડ સન્સ, લાહોર | ૦—૯—૯ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોના ધો. ૪થા માટે વધારાના વાચન તરીકે. | |
| ૨ | દાસ્તાને–હિંદ, હિસ્સા–એ–અવ્વાલ, (૧૯૩૧ની બીજી આવૃત્તિ) | ખાન બહાદુર સૈયદ મકબુલ, બી. એ. | ,, | ૦–૧૧—૮ | દરેક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૩ | ,, ,, હિસ્સા–એ–દુવ્વુમ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦–૧૨—૦ | ,, | |
| ૪ | મલીક અંબર, (૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. શેખ ચાંદ, એમ. એ. એલ એલ. બી. | લેખક | ૧—૮—૦ | ,, | |
| ૫ | મેરી દાસ્તાને–હયાત, (બીજી આવૃત્તિ) | ખાદીમ મોહીયુદ્દીન, બી. એ. બી. ટી. એમ. ઈડી. (લીડ્ઝ), ઇન્ટરમીડીએટ ગવર્મેન્ટ કૉલેજ, લીઅલપુર | કૌમી કુતુબખાના, લાહોર | ૨—૮—૦ | ,, | |
| ૬ | તસ્વીર–ખાના, (૧૯૨૯ની પહેલી આવૃત્તિ) | પ્રો. રામસરૂપ કૌશલ, એમ. એ. | દારૂલ ઇશાઅતે-પંજાબ, લાહોર | ૧—૪—૦ | ઉર્દૂ સ્કૂલોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. | |
| ૭ | ,, હિસ્સા–એ–દુવ્વુમ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૩—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | અગલા-ભગત, (૧૯૨૭ની પહેલી આવૃત્તિ) | મિ. સફી સહવારવી | દારૂલ ઇશાઅત-પંજાબ, લાહોર. | ૦—૩—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૦ | ખેલ બત્તીસી (૧૯૨૮ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૨૧ | ઇંદર સભા, (૧૯૨૬ની પહેલી આવૃત્તિ) | મિ. સૈયદ આઘાહુસેન 'અમાનત'–એ–લખનવી | ,, | ૦—૮—૦ | ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૨૨ | ચમન–એ–ઉર્દુ, હિસ્સા–એ–અવ્વલ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | સહીલ–એ–બીલગ્રામી | ,, | ૦–૧૩—૦ | દરેક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૩ | ,, કુલ્સુમ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૨૪ | અસ્સી દીનમેં દુનિયા કા સફર, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | મિ. સરદાર હુસેન, બી.એ. | ,, | ૦–૧૦—૦ | ,, |
| ૨૫ | બહર–એ–જનુબી કા સફર, (૧૯૨૭ની પહેલી આવૃત્તિ) | મિ. જુગલ કીશોર, 'બહર' | ,, | ૦—૭—૦ | ,, |
| ૨૬ | જાદુ કા લફ્ઝ (૧૯૨૭ની પહેલી આવૃત્તિ) | મિ. ગુલામ અબ્બાસ | ,, | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૭ | ચાંદકી બેટી, (૧૯૨૭ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૨૮ | શાહજાદા–એ–સનમ ઔર શીશો કા બાદશાહ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | મિ. અબ્દુલ આસર હફીઝ–એ–જાલંધરી | ,, | ૦—૪—૦ | દરેક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૯ અલહમરા, (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | ગુલામ અબ્બાસ | દારૂલ ઇશાઅત–એ–પંજાબ, લાહોર. | ૨—૦—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૪૦ બઝમ–એ–ઉર્દુ, હિસ્સા–એ–અવ્વલ (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | મહીલ–એ–બીસઆમી | ,, | ૦—૧૪—૦ | ,, |
| ૪૧ બઝમ–એ–ઉર્દુ, દુવ્વુમ, (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૪—૦ | ,, |
| ૪૨ નગમુલા, (૧૯૨૭ ની પહેલી આવૃત્તિ) | મિ. સૈરી સહવારવી | ,, | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪૩ કદીમ તહઝીબે (૧૯૨૭ ની પહેલી આવૃત્તિ) | મિ. અબ્દુલ મજીદખાન, "સાલીક" બી. એ. | ,, | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪૪ ગુલમાલા, (૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | મિ. અબુલ અસર હાફીઝ–એ–જાલંધરી | ,, | ૦—૧૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪૫ પાંચ હફતે બુખારે મેં (૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | મુમ્તાઝ | ,, | ૦—૮—૦ | ,, |
| ૪૬ સુરૈયાકી ગુડીયા (૧૯૨૮ ની પહેલી આવૃત્તિ) | ગુલામ અબ્બાસ | ,, | ૦—૪—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪૭ રીસાલા–એ–એ નમાઝાં (૧૯૨૮ની પહેલી આવૃત્તિ) | મિ. મૌલ્વી સૈયદ મુમ્તાઝ–અલી, લાહોર. | ,, | ૦—૧—૦ | ટીચર્સ લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૮ | તારીખ–એ–હીન્દોસ્તાન, હિસ્સા–એ–અવ્વલ, (૧૯૨૭ ની પહેલી આવૃત્તિ) | મિ. બ્રીજમોહન શર્મા, એમ. એ., બી. એસસી., એમ. આર. એ. એમ. | નવલકિશોર પ્રેસ, લખનૌ. | ૧—૪—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમા લાયબ્રેરી માટે. |
| ૪૯ | હમારી દુનીઆ (૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. મુન્શીલાલ અગરવાલ, બી. ઇડી. (એડીનબર્ગ) એફ. આર. જી. એસ (લંડન) | મેસર્સ મેકમિલન એન્ડ કૉ. કલકત્તા. | ૨—૮—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ધો. ૭ અને હાઇસ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમાં ધો. ૫–૬–૭ માટે પાઠયપુસ્તક તરીકે. |
| ૫૦ | અનોખી દુનીઆ, હિસ્સા–એ–મુઝુમ (૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | " | " | ૦–૧૨—૦ | પ્રાથમિક, માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૫૧ | મલીક નગનમ ઔર આમુલ ફ્કારીમ (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | મિ. મલીક કમરૂદીન, બી એ. બી. ટી. હેડમાસ્તર, ઇસ્લામીઆ સ્કૂલ, સીમલા | " | ૦—૧—૬ | પ્રાથમિક સ્કૂલોમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૫૨ | લીકાયત–એ–હસ્ત બહીસ્ત. (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | " | " | ૦—૨—૬ | " |
| ૫૩ | ઉર્દુ રીડર, હિસ્સા–એ–અવ્વલ (૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | ખાનબહાદુર મહમદ મુસા એમ. એ. એન્ડ એગડી વિલાયત હુસેન | લેખક | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ માટે. |
| ૫૪ | " " દુવ્વુમ (૧૯૩૦ની પહેલી આવૃત્તિ) | " | " | ૦—૪—૦ | " |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૫ | ઇંગ્લીસ્તાનકી દાસ્તાન (૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | રાવબહાદુર લાલ સીતારામ બી. એ. | મેસર્સ મેકમિલન એન્ડ કો., કલકત્તા. | ૨—૮—૦ | હાઇસ્કૂલોના ધો. ૬ અને ૭ અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫૬ | હીકાયત-એ-સિંધ, (૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. બશીર અહમદખાન, માજી હેડમાસ્તર, મદ્રસાએ-ઇસ્લામીઆ, રંગેવાડ, કરાંચી. | મિ. બશીર અહમદ ઇબ્રાહીમખાન, મશરેકી કુતુબખાના, કરાંચી | ૦—૮—૦ | (સિંધમાં). પ્રાથમિક સ્કૂલોના ધો. ૪ થા માટે પાઠ્યપુસ્તક તરીકે. |

પુના, તા. ૨૧ મી સપ્ટેમ્બર, ૧૯૩૨.

(સહી) એ. એસ. ખાન
ઑફિ. ડેપ્યુટિ. એજ્યુ. ઇન્સ.
ઉર્દુ સ્કૂલ્સ, સેન્ટ્રલ ડિવિઝન, અને સેક્રેટરી, ઉર્દુ સ્કૂલબુક કમિટિ, પુના.

---

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| પુસ્તકોનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| શાળોપયોગી ઇંગ્લાંડનો ઇતિહાસ (ફરી આવૃત્તિ) | મિ. એમ. એમ. પોટા અને મિ. વી. એલ. છાયા | એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા | ૧—૮—૦ | પાઠ્યપુસ્તક તરીકે | માધ્યમિક સ્કૂલો માટે. |
| ગુજરાતી સાહિત્ય પરિચય પુસ્તક પહેલું (પહેલી આવૃત્તિ) | મિ. એમ. આર. મજમુદાર | મેસર્સ મેઘજી મેધજી એન્ડ સન્સ, પુરાણબજાર, રાજકોટ | ૦—૧૦—૦ | ,, | ,, |
| સાહિત્યમુકુર ભાગ ૩ જો. (પહેલી આવૃત્તિ) | મિ. સી. સી. શાહ | મિ. સી. સી. શાહ, દેસાઈની પોળ, સુરત | ૧—૮—૦ | ,, | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૩ | નવીન બાળપોથી ભાગ ૨ (બીજી આવૃત્તિ) | મિ. એમ. પી. ભટ્ટ | મિ. એમ. પી. ભટ્ટ, પચ્છેગામ, પો. વળા, કાઠિયાવાડ | ૦—૨—૦ | પાઠ્યપુસ્તક તરીકે | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૪ | ગજરો | મિ. સી. એમ. ઓઝા | મિ. સી. એમ. ઓઝા, ભાવનગર, હાઉસ, રાજકોટ | ૦—૭—૦ | ઇનામ અને લાયબ્રેરી | ,, |
| ૧૫ | ભૂતકાળના પડછાયા (પહેલી આવૃત્તિ) | મિ. ગુણવંત આચાર્ય | મિ. રામુ પરમાનંદ ઠક્કર, રાણપુર | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૬ | ચિતાના અંગારા (સને ૧૯૩૨ ની આવૃત્તિ) | મિ. ઝવેરચંદ મેઘાણી | ,, | ૦—૪—૦ | લાયબ્રેરી | ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૭ | શ્રીમદ્ ભગવતગીતા | પંડિત એસ. એમ. શર્મા | પંડિત એસ. એમ. શર્મા, કર્ણાટક પુસ્તકાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨ | ૫—૦—૦ | સ્કોલર્સ લાયબ્રેરી | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧૮ | કેસરકૃતિ ભાગ ૧ (સને ૧૯૩૨ ની આવૃત્તિ) | કેસરબાઈ ઠક્કર | મિસિસ કેસરબાઈ ઠક્કર, સંઘાડીવાડ સુરત | ૦—૪—૦ | લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૯ | ,, ભાગ ૨ (સને ૧૯૩૨ ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૫—૦ | ,, | ,, |
| ૨૦ | દરિયાની વાતો (બીજી આવૃત્તિ) | મિ. આર. વી. પાઠક | પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ | ૧—૪—૦ | ,, | ,, |
| ૨૧ | ગણિત પ્રવેશ ભાગ ૧ વિદ્યાર્થીઓ માટેની આવૃત્તિ (પહેલી આવૃત્તિ) | મિ. ચાંદભાઈ શેખ | મિ. ચાંદભાઈ શેખ, શેખપધરા, રાજકોટ | ૦—૨—૬ | ટીચર્સ લાયબ્રેરી | ,, |
| ૨૨ | ,, શિક્ષકો માટેની આવૃત્તિ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | ,, |
| ૨૩ | લોકમાતા | મિ. ડી. બી. કાલેલકર | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૪—૦—૦ | લાયબ્રેરી | પ્રાથમિક, માધ્યમિક સ્કૂલો માટે અને ટ્રેનિંગ કોલેજો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૪ | મંત્રપ્રવેશ ભાગ ૧ ખંડ ૧ | મિ. એચ. જી. અંજારીઆ | મિ. એચ. જી. અંજારીઆ, લક્ષ્મીનગર ખાર મુંબઇ નં. ૨૧ | ૦—૬—૦ | પાઠ્યપુસ્તક | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૨૫ | ,, ભાગ ૨ ખંડ ૨ | ,, | ,, | ૦—૮—૦ | ,, | ,, |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના. ગે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૨–૧૦–૩૨ ના પત્ર નં. ૯૬૯૨ માં કરેલી સૂચનાનુસાર.)

---

## જાહેર ખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામા આવે છે કે મને ૧૯૩૦ ના જાન્યુઆરીથી જાહેર ખબરના ભાવમા ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામા આવ્યો છે.

### જાહેર ખબરના દર

| મુદ્દત | એક પાન | અડધુ પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

## છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર ભાગ

ઉ. ભા. માં સને ૧૯૩૨ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદીઃ—

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ સેન્ટર** | | ૨૮ | રણછોડલાલ ચમનલાલ વાળંદ | ૨૮૭ |
| | | | ૩૨ | ચુનીલાલ મગનલાલ રાવળ | ૨૮૬ |
| ૧ | છગનલાલ મંગળદાસ પટેલ | ૪૧૦ | ૩૩ | હરિશ્ચંદ્ર શીભારામ ઉપાધ્યાય | ૨૮૩ |
| ૨ | આશુભાઈ ગંગારામ પટેલ | ૩૬૭ | ૩૪ | બળદેવ સોમનાથ પટેલ | ૨૮૨ |
| ૩ | હરીપ્રસાદ દયાશંકર ત્રીપાઠી | ૩૫૯ | ૩૪ | પુંજાજી વજાજી ઠાકરડા | ૨૮૨ |
| ૪ | ઉમીયાશંકર મગનલાલ યાજ્ઞિક | ૩૫૧ | ૩૬ | અંબાલાલ મલુકચંદ શાહ | ૨૮૧ |
| ૫ | મણીલાલ હેમચંદ ધ્રુવડ | ૩૩૯ | ૩૬ | અમ્રતલાલ સાંકળચંદ શાહ | ૨૮૧ |
| ૬ | ભાઇશંકર શંકરલાલ જોષી | ૩૩૮ | ૩૬ | રમણલાલ છોટાલાલ શાહ | ૨૮૧ |
| ૭ | મોહનલાલ ભગવાનજી | ૩૩૬ | ૩૯ | રમણલાલ સાંકળેશ્વર વ્યાસ | ૨૮૦ |
| | પંઝવાણી | | ૩૯ | શાંતરાય અયુભાઇ પરમાર | ૨૮૦ |
| ૮ | બાપુભાઈ કરસનભાઇ બ્રહ્મભટ્ટ | ૩૩૩ | ૪૧ | ભોગીલાલ છોટાલાલ પંડ્યા | ૨૭૯ |
| ૯ | હીરાલાલ ભક્તિભાઈ પટેલ | ૩૨૬ | ૪૧ | સેમ્યુલ ઉકાજી સોલંકી | ૨૭૯ |
| ૯ | મુકુંદરાય પ્રાણલાલ ઉપાધ્યાય | ૩૨૬ | ૪૩ | અંબાલાલ ગંગારામ પટેલ | ૨૭૮ |
| ૧૧ | નંદલાલ મૂળશંકર ઠાકર | ૩૨૫ | ૪૩ | જગતાજી લખાજી પરમાર | ૨૭૮ |
| ૧૨ | દ્વારકાદાસ મનસુખલાલ મહેતા | ૩૨૧ | ૪૩ | પરસોતમ ઇશ્વરભાઈ પટેલ | ૨૭૮ |
| ૧૩ | ચંદુલાલ બીખાભાઈ પટેલ | ૩૧૮ | ૪૩ | શાન્તિલાલ વિઠ્ઠલદાસ ઠક્કર | ૨૭૮ |
| ૧૪ | રાજેમદ નુરમદ કડીવાળ | ૩૧૪ | ૪૩ | સાયમન શીવલાલ રાઠોડ | ૨૭૮ |
| ૧૫ | સોમજી ભગવાન પટેલ | ૩૦૮ | ૪૮ | ગુલાબસિંહ જેઠાજી વાઘેલા | ૨૭૭ |
| ૧૬ | મણીલાલ પ્રહ્લાદરામ જોષી | ૩૦૩ | ૪૮ | જમનાશંકર મોતીરામ જોષી | ૨૭૭ |
| ૧૭ | નટવરલાલ લક્ષ્મીશંકર મહેતા | ૩૦૧ | ૫૦ | જેઠાલાલ ચુનીલાલ શેઠડી | ૨૭૬ |
| ૧૮ | આધીચંદ ધુસુદ સોલંકી | ૨૯૮ | ૫૦ | લેરેન્સ નાથાનાએલ ટેકરીવાળા | ૨૭૬ |
| ૧૯ | કાન્તિલાલ મોહનરામ જોષી | ૨૯૭ | ૫૦ | શાન્તિલાલ રેવાશંકર વ્યાસ | ૨૭૬ |
| ૨૦ | લાભશંકર અંબાશંકર દવે | ૨૯૫ | ૫૩ | પુરુષોત્તમદાસ ચતુરદાસ પટેલ | ૨૭૫ |
| ૨૧ | નરસિંહદાસ મગનદાસ ભાવસાર | ૨૯૪ | ૫૪ | હરીભાઈ મીઠાભાઈ મકવાણા | ૨૭૩ |
| ૨૧ | સોમેશ્વર આદીતરા જોષી | ૨૯૪ | ૫૫ | મગવાન જસરાજ કોટડાવાળા | ૨૭૨ |
| ૨૩ | નારણભાઈ સોમચંદ તપોધન | ૨૯૩ | ૫૫ | ડાહ્યાભાઈ મોહનલાલ પટેલ | ૨૭૨ |
| ૨૪ | જગચંદભાઈ ગોકળદાસ જોષી | ૨૯૨ | ૫૫ | પરભુજી હાથીભાઇ દેસાઈ | ૨૭૨ |
| ૨૫ | સવાઇભાઈ કેસરભાઈ દેસાઈ | ૨૯૦ | ૫૫ | પુંજાભાઈ શીવાભાઈ પટેલ | ૨૭૨ |
| ૨૬ | પુરુષોત્તમ મણીલાલ દવે | ૨૮૯ | ૫૫ | મોમાલાલ માણેકલાલ પંડ્યા | ૨૭૨ |
| ૨૭ | સોમાભાઈ જેશંગદાસ પટેલ | ૨૮૮ | ૫૫ | વિનાયકરાય માધવલાલ ભટ્ટ | ૨૭૨ |
| ૨૮ | અમૃતલાલ લલ્લુભાઈ દવે | ૨૮૭ | ૬૧ | ડાહ્યાભાઇ ચતુરભાઇ પટેલ | ૨૭૧ |
| ૨૮ | જેઠાલાલ જગજીવન, શુક્લ | ૨૮૭ | ૬૨ | કેશવલાલ ગોમજી મગડીઆ | ૨૭૦ |
| ૨૮ | મણીલાલ શાન્તિદાસ શાહ | ૨૮૭ | ૬૨ | શીવાભાઈ રેવાભાઇ પટેલ | ૨૭૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૪ | ડાહ્યાલાલ રતનચંદ મેકવાણ | ૨૬૯ | ૧૦૨ | મફતલાલ પુરુષોત્તમ સોની | ૨૫૫ |
| ૬૪ | પુંજાભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૬૯ | ૧૦૨ | રણુભાઈ મોકાભાઈ ઢાભળ | ૨૫૫ |
| ૬૬ | ચંદુલાલ ચુનીલાલ પટેલ | ૨૬૮ | ૧૦૪ | મોહનલાલ લલ્લુદાસ મહેતા | ૨૫૪ |
| ૬૬ | પારથી બહેચર પટેલ | ૨૬૮ | ૧૦૫ | આશભટ કહાનજી મેકવાણ | ૨૫૩ |
| ૬૮ | દેવજીભાઈ પીતામ્બરદાસ પટેલ | ૨૬૭ | ૧૦૫ | શાન્તિલાલ મોહનલાલ પઠાણ | ૨૫૩ |
| ૬૮ | માધા દેવજી લખમાણી | ૨૬૭ | ૧૦૫ | કેશવલાલ કાળીદાસ સુથાર | ૨૫૩ |
| ૭૦ | અંબાલાલ પરશોત્તમ દવે | ૨૬૬ | ૧૦૫ | કકરદાન કાજીમીઆં સૈયદ | ૨૫૩ |
| ૭૦ | ડાહ્યાભાઈ છગનલાલ પટેલ | ૨૬૬ | ૧૧૧ | ગામાભાઈ નાથુભાઈ | ૨૫૨ |
| ૭૦ | દેવશંકર મણીશંકર રાવળ | ૨૬૬ | | બગાસરીઆ | |
| ૭૦ | શીવાભાઈ રણછોડલાલ પટેલ | ૨૬૬ | ૧૧૨ | મણીલાલ ગણેશદાસ પટેલ | ૨૫૧ |
| ૭૪ | અંબાલાલ ગોરધન જોષી | ૨૬૫ | ૧૧૨ | ચંદુલાલ મંગળદાસ પંચાલ | ૨૫૧ |
| ૭૪ | બાબુભાઈ છગનલાલ પંડ્યા | ૨૬૫ | ૧૧૪ | હીંમતસિંહ ભવાનસિંહ રાઠોડ | ૨૫૦ |
| ૭૪ | હીંમતલાલ મગનલાલ પટેલ | ૨૬૫ | ૧૧૪ | દેવરાભાઈ સાકળચંદ નાયક | ૨૫૦ |
| ૭૪ | નાથાલાલ અંબાલાલ કડીઆ | ૨૬૫ | ૧૧૬ | કનૈયાલાલ મંગળદાસ ભટ્ટ | ૨૪૯ |
| ૭૪ | રામાભાઈ રેવાભાઈ પટેલ | ૨૬૫ | ૧૧૬ | નારાયણ વૃજલાલ જમાદાર | ૨૪૯ |
| ૭૯ | હેમીલ્ટન ગેંદલ સોલંકી | ૨૬૪ | ૧૧૬ | ગૌરીશંકર ખેમરામ જોશી | ૨૪૯ |
| ૭૯ | કાદરભાઈ હસનભાઈ પઠાણ | ૨૬૪ | ૧૧૬ | નટવરલાલ બાપુજી કાછીઆ | ૨૪૯ |
| ૭૯ | મગનલાલ કોદરલાલ જોષી | ૨૬૪ | ૧૨૦ | જયંતિલાલ હરગોવિંદ ભટ્ટ | ૨૪૮ |
| ૭૯ | વાડીલાલ કુબેરદાસ પટેલ | ૨૬૪ | ૧૨૦ | નરનારાયણ પ્રભાશંકર | ૨૪૮ |
| ૭૯ | વિઠ્ઠલદાસ અંબારામ પરમાર | ૨૬૪ | | જ્યોતિષી | |
| ૮૪ | અલીમદવલી શાયુ મોમીન | ૨૬૨ | ૧૨૦ | શાન્તિલાલ પોપટલાલ વ્યાસ | ૨૪૮ |
| ૮૪ | કીરપાશંકર પરસોત્તમ જાની | ૨૬૨ | ૧૨૩ | ચીમનલાલ શંભુપ્રસાદ દવે | ૨૪૭ |
| ૮૪ | શ્રીકૃષ્ણ શંભુપ્રસાદ પરીખ | ૨૬૨ | ૧૨૩ | જેઠાભાઈ લલ્લુભાઈ વાળંદ | ૨૪૭ |
| ૮૭ | ડાહ્યાભાઈ સોમનાથ સુતાર | ૨૬૧ | ૧૨૩ | બાવાજી સવાજી વાઘેલા | ૨૪૭ |
| ૮૭ | સુરસીંગજી રાભાઈ ડાકરડા | ૨૬૧ | ૧૨૬ | નાથાનાએલ ફનાજી નીનામા | ૨૪૬ |
| ૮૭ | શંકરભાઈ કેશવભાઈ પટેલ | ૨૬૧ | ૧૨૬ | સોમાલાલ ભગવાનદાસ ત્રિવેદી | ૨૪૬ |
| ૯૦ | નટવરલાલ જોઈતારામ ગજ્જર | ૨૫૯ | ૧૨૬ | નાન્હાખાન દલુખાન પઠાણ | ૨૪૬ |
| ૯૦ | શીવરામ પ્રેમદાસ વૈશ્નવ | ૨૫૯ | ૧૨૯ | ચમનલાલ ચતુરભાઈ વાળંદ | ૨૪૬ |
| ૯૨ | અંબાલાલ લલ્યારામ જયા | ૨૫૮ | ૧૨૯ | હરગોવિંદ પુંજાલાલ શાહ | ૨૪૬ |
| ૯૨ | આત્મારામ લલ્લુભાઈ પટેલ | ૨૫૮ | ૧૨૯ | કેશવલાલ રઘનાથ પટેલ | ૨૪૬ |
| ૯૨ | મુસાભાઈ સનાભાઈ પટેલ | ૨૫૮ | ૧૨૯ | મથુરભાઈ નાથાભાઈ પટેલ | ૨૪૬ |
| ૯૨ | જેઠા કાના સુવર | ૨૫૮ | ૧૨૯ | નારણભાઈ રામદાસ પટેલ | ૨૪૬ |
| ૯૨ | મોહનલાલ ગોરધનદાસ શાહ | ૨૫૮ | ૧૩૪ | અંબાશંકર જેઠારામ પંડ્યા | ૨૪૫ |
| ૯૨ | શાન્તિલાલ સુલેમાન દંતાલીઆ | ૨૫૮ | ૧૩૪ | હરગોવનદાસ મણીશંકર દવે | ૨૪૫ |
| ૯૮ | જેસીંગભાઈ જોઈતાભાઈ પટેલ | ૨૫૭ | ૧૩૪ | લાલજી દામોદર ઉપાધ્યાય | ૨૪૫ |
| ૯૮ | પ્રભુદાસ હીરાભાઈ પટેલ | ૨૫૭ | ૧૩૪ | સોમાભાઈ ઈશ્વરરામ પટેલ | ૨૪૫ |
| ૧૦૦ | મહાશંકર ત્રીકમલાલ વ્યાસ | ૨૫૬ | ૧૩૪ | ઉમીઆશંકર [illegible]રામ | ૨૪૫ |
| ૧૦૦ | રેવાભાઈ ગીરધરભાઈ કસાર | ૨૫૬ | | ઉપાધ્યાય | |
| ૧૦૨ | અહેચર હરીભાઈ પટેલ | ૨૫૫ | ૧૩૯ | અંબેચરલાલ [illegible] શાહ | ૨૪૪ |
| ૧૦૨ | કેસરાજી મનાજી મેણા | ૨૫૫ | ૧૩૯ | ડાહ્યાલાલ દામોદરદાસ પંડ્યા | ૨૪૪ |

## નડિઆદ સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | ચીમનલાલ ચુનીલાલ શાહ | ૩૮૩ |
| ૨ | ફકીરભાઇ હરમાનભાઇ પટેલ | ૩૮૦ |
| ૩ | ચીમનલાલ જેશલાલ શાહ | ૩૫૫ |
| ૪ | પ્રભુભાઇ મોતીભાઇ પટેલ | ૩૨૯ |
| ૫ | મોતીલાલ ગીરધરલાલ શાહ | ૩૨૭ |
| ૬ | પ્રેમજી ચતુરભાઇ સુથાર | ૩૨૬ |
| ૭ | મણીલાલ ઝવેરદાસ શાહ | ૩૨૩ |
| ૮ | ચાર્લ્સ્ફ્રાન્સ મુળજી ક્રિસ્તી | ૩૨૨ |
| ૯ | હરમાનભાઇ કુબાભાઇ બારોટ | ૩૨૦ |
| ૧૦ | કાન્તિલાલ હરજીવનદાસ શાહ | ૩૧૯ |
| ૧૧ | ચુનીલાલ ડાહ્યાભાઇ પટેલ | ૩૧૭ |
| ૧૧ | મણીલાલ કુબાભાઈ પટેલ | ૩૧૭ |
| ૧૩ | શાન્તિલાલ લલ્લુભાઈ મોચી | ૩૧૫ |
| ૧૪ | શીવશંકર પ્રીરપાશંકર દાનાક | ૩૦૬ |
| ૧૪ | છગનભાઇ રણછોડભાઇ પટેલ | ૩૦૬ |
| ૧૬ | સુંદરજી ભલાજી ગોહેલ | ૩૦૧ |
| ૧૬ | ડાહ્યાભાઇ જેઠાભાઈ પટેલ | ૩૦૧ |
| ૧૮ | દેસાઇભાઇ ભાઇજીભાઇ પટેલ | ૩૦૦ |
| ૧૯ | રણછોડભાઇ બાબરભાઇ પટેલ | ૨૯૬ |
| ૧૯ | કનૈઆલાલ જેકીશનદાસ રસાણીઆ | ૨૯૬ |
| ૧૯ | જગન્નાથ મણીલાલ રાવળ | ૨૯૬ |
| ૨૨ | ભગવાનસીંગ ફુલજી બારૈયા | ૨૯૨ |
| ૨૩ | હીરાલાલ ગીરધરલાલ દુધારા | ૨૯૦ |
| ૨૪ | પરભુદાસ બાપુજીભાઇ પટેલ | ૨૮૯ |
| ૨૪ | ભાનુપ્રસાદ અંબાલાલ ત્રિવેદી | ૨૮૯ |
| ૨૬ | પરભુદાસ કાળીદાસ કણબી | ૨૮૮ |
| ૨૬ | ગોરધનભાઇ ભાઈલાલભાઇ પટેલ | ૨૮૮ |
| ૨૬ | રામભાઇ હરિભાઇ પટેલ | ૨૮૮ |
| ૨૯ | ફુલસિંહ દાજીસિંહ રાવળજી | ૨૮૭ |
| ૩૦ | ગણપતલાલ ઉમીઆશંકર દવે | ૨૮૫ |
| ૩૧ | ચંદુલાલ છોટાલાલ પંડ્યા | ૨૮૧ |
| ૩૧ | સોમાભાઇ દેસાઇભાઇ પટેલ | ૨૮૧ |
| ૩૩ | ઇશ્વરભાઇ કાશીભાઇ બીન મથુરભાઇ પટેલ | ૨૮૦ |
| ૩૩ | છગનલાલ ગોરધનદાસ શાહ | ૨૮૦ |
| ૩૫ | જસવંતરાય પુરૂશોત્તમ દવે | ૨૭૯ |
| ૩૫ | જયંતિલાલ ભોગીલાલ મહેતા | ૨૭૯ |
| ૩૫ | ડાહ્યાભાઇ હાથીભાઇ પટેલ | ૨૭૯ |
| ૩૫ | ડાહ્યાભાઇ જીવાભાઇ પટેલ | ૨૭૯ |
| ૩૯ | કનુભાઇ કલ્યાણજી મજીર | ૨૭૭ |
| ૪૦ | રસિકલાલ ચુનીલાલ બારોટ | ૨૭૬ |
| ૪૦ | પ્રતાપજી ઘેલાભાઇ પગી | ૨૭૬ |
| ૪૦ | રામભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૭૬ |
| ૪૩ | બેચરભાઇ મોતીભાઇ પટેલ | ૨૭૫ |
| ૪૪ | લલ્લુભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૨૭૪ |
| ૪૪ | સોમાભાઇ જીવાભાઇ પટેલ | ૨૭૪ |
| ૪૪ | અમરીતલાલ જેઠાલાલ વ્યાસ | ૨૭૪ |
| ૪૭ | છોટાલાલ ઝવેરભાઇ પટેલ | ૨૭૩ |
| ૪૭ | નરસિંહભાઇ છગનભાઇ પટેલ | ૨૭૩ |
| ૪૭ | શાન્તિલાલ છગનલાલ વ્યાસ | ૨૭૩ |
| ૫૦ | મોતીભાઇ મોહનભાઇ બારૈયા | ૨૭૧ |
| ૫૦ | સવાજી ઉમેદજી ખાંટ | ૨૭૧ |
| ૫૦ | નરશીભાઇ પ્રભુદાસ પાટણવાડીઆ | ૨૭૧ |
| ૫૦ | રણછોડભાઇ મોતીભાઇ પટેલ | ૨૭૧ |
| ૫૪ | કાશીભાઇ શંકરભાઇ કુંભાર | ૨૭૦ |
| ૫૫ | દીપસંગ નાનસંગ છસાટીઆ | ૨૬૯ |
| ૫૬ | વિલીઅમ ધ્રીજલાલ ખ્રિસ્તી | ૨૬૮ |
| ૫૬ | પુરશોત્તમ સોમાભાઇ પટલ | ૨૬૮ |
| ૫૬ | મુળજીભાઈ કુબેરભાઇ સુથાર | ૨૬૮ |
| ૫૯ | નટવરલાલ જેઠાલાલ ભટ્ટ | ૨૬૭ |
| ૫૯ | પુરશોત્તમ ધુળાભાઇ પટેલ | ૨૬૭ |
| ૫૯ | જગદીશચંદ્ર અનોપરામ શુક્લ | ૨૬૭ |
| ૬૨ | જીવાભાઇ જેસંગભાઇ બારોટ | ૨૬૬ |
| ૬૨ | નટવરલાલ મગનલાલ ભટ્ટ | ૨૬૬ |
| ૬૨ | શંકરપ્રસાદ મણીલાલ દેસાઇ | ૨૬૬ |
| ૬૨ | અંબાલાલ ભુલાભાઇ પટેલ | ૨૬૬ |
| ૬૬ | ભીખાભાઇ પોચાભાઇ બારૈયા | ૨૬૫ |
| ૬૬ | હીરાલાલ મણીલાલ બારોટ | ૨૬૫ |
| ૬૬ | ખોડાભાઇ જેભાઇભાઇબ્રહ્મભટ્ટ | ૨૬૫ |
| ૬૬ | શાન્તિલાલ માધવદાસ ત્રિવેદી | ૨૬૫ |
| ૬૬ | શનાભાઇ વાઘજીભાઇ વાળંદ | ૨૬૫ |
| ૭૧ | મુળચંદ ગણપત ગોલા | ૨૬૪ |
| ૭૧ | જેઠાલાલ જીવાભાઇ મીર | ૨૬૪ |
| ૭૧ | સોમાભાઇ પુરૂશોત્તમદાસ પટેલ | ૨૬૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૧ | ફકીરભાઇ આદમભાઇ વહોરા | ૨૬૪ | ૧૧૨ | જીવણભાઇ મહીજીભાઇ બારૈયા | ૨૫૦ |
| ૭૫ | પુરશોત્તમ હાથીભાઇ પટેલ | ૨૬૩ | ૧૧૨ | અર્જુનભાઇ અમરસંગ ડાભી | ૨૫૦ |
| ૭૫ | રણછોડભાઇ ભીમભાઇ સુતાર | ૨૬૩ | ૧૧૨ | ઉદેસંગ શાભાઇ મહીડા | ૨૫૦ |
| ૭૭ | બાપુજી દલાભાઇ બ્રહ્મભટ્ટ | ૨૬૨ | ૧૧૨ | પૂર્ણાનંદ છગનલાલ પંડ્યા | ૨૫૦ |
| ૭૭ | બડેખાન અહમદખાન કીલાણી | ૨૬૨ | ૧૧૨ | હીરાભાઇ સોમાભાઇ પટેલ | ૨૫૦ |
| ૭૯ | મોતીલાલ શીવલાલ ખ્રિસ્તી | ૨૬૧ | ૧૧૭ | શનાભાઇ નાથાભાઈ ભોઇ | ૨૪૯ |
| ૭૯ | શાન્તિભાઇ મોતીભાઈ ગોર | ૨૬૧ | ૧૧૭ | શેમ્યુલ હરભાઇ ખ્રિસ્તી | ૨૪૯ |
| ૭૯ | શાન્તિલાલ શંકરલાલ શાહ | ૨૬૧ | ૧૧૭ | કાન્તિલાલ ભુલાશંકર દવે | ૨૪૯ |
| ૮૨ | રામાભાઇ જીવાભાઇ ભોઇ | ૨૫૯ | ૧૧૭ | જેઠાલાલ દલસુખરામ જોષી | ૨૪૯ |
| ૮૨ | ફખરૂદ્દીન રસુલમીઆ મલેક | ૨૫૯ | ૧૨૧ | અંબાલાલ લક્ષ્મીદાસ કુંભાર | ૨૪૮ |
| ૮૨ | ઝવેરભાઇ ખુશાલભાઇ પટેલ | ૨૫૯ | ૧૨૧ | હીંમતલાલ જીવરામભાઇ | ૨૪૮ |
| ૮૫ | ઇશ્વરભાઇ ચતુરભાઇ પટેલ | ૨૫૮ | | મહેતા | |
| ૮૫ | વલ્લભભાઇ કીશોરભાઈ પટેલ | ૨૫૮ | ૧૨૩ | દીલીપ લાલા ખ્રિસ્તી | ૨૪૭ |
| ૮૭ | અબ્રાન આઝાર પીતામ્બર | ૨૫૭ | ૧૨૩ | ડલીઓપાસ દાઉદભાઈ ક્રિ- | ૨૪૭ |
| | ખ્રિસ્તી | | | શ્ચિઅન | |
| ૮૭ | જીવાભાઇ મગનભાઇ દલવાડી | ૨૫૭ | ૧૨૩ | રતનલાલ ભુલાભાઈ શાહ | ૨૪૭ |
| ૮૭ | વિલીઅમ વર્નેર મકવાણા | ૨૫૭ | ૧૨૩ | ચુનીલાલ કેશવજી ઉપાધ્યાય | ૨૪૭ |
| ૯૦ | ગોરધનદાસ હીંમતલાલ બારોટ | ૨૫૬ | ૧૨૭ | ધીરૂભાઇ દેવીસંગ ગોહેલ | ૨૪૬ |
| ૯૦ | કાન્તિલાલ શનાભાઇ દરજી | ૨૫૬ | ૧૨૭ | ચીંતોપંત રામચંદ્રભાઇ વૈશ- | ૨૪૬ |
| ૯૦ | પુરશોત્તમ લલ્લુભાઇ મોચી | ૨૫૬ | | મપાયન | |
| ૯૦ | ધનશંકર જટાશંકર પંડ્યા | ૨૫૬ | ૧૨૯ | કેશવલાલ પરષુભાઈ બારોટ | ૨૪૫ |
| ૯૦ | છોટાભાઇ બકોરભાઈ પટેલ | ૨૫૬ | ૧૨૯ | ચંદુલાલ રણછોડલાલ શાહ | ૨૪૫ |
| ૯૦ | શંકરલાલ મગનલાલ શાહ | ૨૫૬ | ૧૨૯ | અંબાલાલ બેચરભાઇ વાળંદ | ૨૪૫ |
| ૯૬ | ચંદુલાલ કેશવલાલ કાછીઆ- | ૨૫૫ | ૧૩૨ | અંબાલાલ શનાભાઇ બીન- | ૨૪૪ |
| | પટેલ | | | શંકરભાઈ પટેલ | |
| ૯૬ | રમણલાલ ભાઇલાલ લુહાર | ૨૫૫ | ૧૩૨ | જેઠાભાઈ આશાભાઈ પટેલ | ૨૪૪ |
| ૯૬ | બેચરભાઇ ધુળાભાઇ પટેલ | ૨૫૫ | ૧૩૪ | કાન્તિલાલ જેઠાલાલ શાહ | ૨૪૩ |
| ૯૬ | પ્રભુલાલ ગટોરદાસ પટેલ | ૨૫૫ | ૧૩૪ | નટવરલાલ શામળદાસ શાહ | ૨૪૩ |
| ૯૬ | પુરશોત્તમ છગનલાલ વાળંદ | ૨૫૫ | ૧૩૪ | કાસમમીઆં મોટુમીઆં ઠાકોર | ૨૪૩ |
| ૧૦૧ | લક્ષ્મીનારાયણ હરિલાલ ભટ્ટ | ૨૫૪ | ૧૩૭ | પુરશોત્તમ ભાઇલાલ જાની. | ૨૪૨ |
| ૧૦૧ | નાથાલાલ છગનલાલ પંડ્યા | ૨૫૪ | ૧૩૭ | દેવશંકર નારણજી જોશી | ૨૪૨ |
| ૧૦૩ | ગોન્ઝાલો સોમા ખ્રિસ્તી | ૨૫૩ | ૧૩૭ | મણીશંકર ગોવિંદજી શુકલ | ૨૪૨ |
| ૧૦૩ | અંબાલાલ શંકરભાઇ પટેલ | ૨૫૩ | ૧૪૦ | જીવાભાઈ ઝીણાભાઈ બેગ- | ૨૪૧ |
| ૧૦૩ | છોટાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૫૩ | ૧૪૦ | ગોરધનભાઇ શંકરભાઈ પટેલ | ૨૪૧ |
| ૧૦૬ | આનંદરાય ભુપતભાઇ ખ્રિસ્તી | ૨૫૨ | ૧૪૦ | માણેકલાલ મોહનલાલ શુકલ | ૨૪૧ |
| ૧૦૬ | જશભાઇ તળશીભાઇ પટેલ | ૨૫૨ | ૧૪૩ | રણછોડભાઈ ગુલાબસિંહ | ૨૪૦ |
| ૧૦૬ | રેવાભાઈ રણછોડદાસ પટેલ | ૨૫૨ | | બારોટ | |
| ૧૦૬ | રતીલાલ મુળજીભાઇ શાહ | ૨૫૨ | ૧૪૩ | મંગળજી પુંજાજી ચોહાણ | ૨૪૦ |
| ૧૦૬ | છગનભાઇ દેવજીભાઇ વાળંદ | ૨૫૨ | ૧૪૩ | વિષ્ણુપ્રસાદ ગોકળભાઈ જોષી | ૨૪૦ |
| ૧૧૧ | પોપટલાલ માણેકલાલ શાહ | ૨૫૧ | ૧૪૩ | દેવપ્રસાદ સોમેશ્વર પંડ્યા. | ૨૪૦ |

| | | |
|---|---|---|
| ૧૪૩ | ચીમનલાલ સોગાભાઇ પટેલ | ૨૪૦ |
| ૧૪૩ | કીશોરભાઈ ગોકળભાઈ પટેલ | ૨૪૦ |
| ૧૪૩ | ઇશ્વરભાઈ મોતીલાલ વાળંદ | ૨૪૦ |
| ૧૫૦ | જશભાઇ છોટાભાઇ અમીન | ૨૩૯ |
| ૧૫૦ | નાનજીભાઇ મગનલાલ ગાડીવાળા | ૨૩૯ |
| ૧૫૦ | વિલીઅમ સોમચંદ ગામડીઆ | ૨૩૯ |
| ૧૫૦ | હરિપ્રસાદ ડાહ્યાલાલ પંડિત | ૨૩૯ |
| ૧૫૦ | ભગવાનસીંગ બેચરભાઇ પરમાર | ૨૩૯ |
| ૧૫૦ | સરદારસંગ રૂપસંગ રાઠોડ | ૨૩૯ |
| ૧૫૦ | પુરશોત્તમ મહીજીભાઇ વાળંદ | ૨૩૯ |
| ૧૫૭ | હીપોલીટ ફ્રાન્સીસ ખ્રિસ્તી | ૨૩૮ |
| ૧૫૭ | રતનસિંહ ગુમાનસિંહ ધારીઆ | ૨૩૮ |
| ૧૫૭ | જશભાઇ છોટાભાઇ પટેલ | ૨૩૮ |
| ૧૫૭ | નટવરલાલ કેશવલાલ શાહ | ૨૩૮ |
| ૧૬૧ | કાન્તિલાલ જેઠાલાલ બારોટ | ૨૩૭ |
| ૧૬૧ | કેશવલાલ બાપુલાલ ભટ્ટ | ૨૩૭ |
| ૧૬૧ | મોહનલાલ ડાહ્યાભાઇ મિસ્ત્રી | ૨૩૭ |
| ૧૬૪ | હરજીવનભાઇ ધુળાભાઇ કુંભાર | ૨૩૬ |
| ૧૬૪ | શીવશંકર કાશીઆભાઇ મહેતા | ૨૩૬ |
| ૧૬૪ | ડાહ્યાભાઇ વલ્લભભાઇ પટેલ | ૨૩૬ |
| ૧૬૪ | ગોરધનભાઇ કુબેરભાઇ પટેલ | ૨૩૬ |
| ૧૬૪ | શંકરભાઇ મંગળભાઈ પટેલ | ૨૩૬ |
| ૧૬૪ | ભગવતીલાલ પોપટલાલ શાહ | ૨૩૬ |
| ૧૬૪ | ભીખાભાઇ જેઠાલાલ શાહ | ૨૩૬ |
| ૧૭૧ | નરહરિ નાથજીભાઇ દવે | ૨૩૫ |
| ૧૭૧ | નીઝામમીઆં ફેજુમીઆં મલેક | ૨૩૫ |
| ૧૭૧ | શીવાભાઇ કુબેરભાઇ પટેલ | ૨૩૫ |
| ૧૭૧ | અંબાલાલ રતનલાલ ઠાકોર | ૨૩૫ |
| ૧૭૧ | મુનીલાલ હીરાલાલ ત્રિવેદી | ૨૩૫ |
| ૧૭૧ | ઉમરભાઈ કરીમભાઇ વહોરા | ૨૩૫ |
| ૧૭૭ | જનાર્દન બાળકૃષ્ણ આચાર્ય | ૨૩૪ |
| ૧૭૭ | ત્રીકમલાલ ઇચ્છાભાઇ બ્રહ્મભટ્ટ | ૨૩૪ |
| ૧૭૭ | કાન્તિલાલ સોમેશ્વર શુકલ | ૨૩૪ |
| ૧૭૭ | જમાલભાઇ રેહમાનભાઈ વહોરા | ૨૩૪ |
| ૧૮૧ | જયંતિલાલ રાજારામ ભટ્ટ | ૨૩૩ |
| ૧૮૧ | પુંજાભાઇ હરગોવિંદભાઇ બ્રહ્મભટ્ટ | ૨૩૩ |
| ૧૮૧ | માધવભાઇ બેચરભાઇ ઢેડ | ૨૩૩ |
| ૧૮૧ | પુંજાલાલ ભોગીલાલ પાઠક | ૨૩૩ |
| ૧૮૧ | જીવણલાલ પરભુલાલ શાહ | ૨૩૩ |
| ૧૮૧ | મણીલાલ પુરશોત્તમદાસ શાહ | ૨૩૩ |
| ૧૮૧ | નટવરલાલ અંબાલાલ ત્રવાડી | ૨૩૩ |
| ૧૮૮ | વિનાયક સદાનંદ ખ્રિસ્તી | ૨૩૨ |
| ૧૮૮ | નર્મદાશંકર દામોદર વ્યાસ | ૨૩૨ |
| ૧૯૦ | રતીલાલ છગનલાલ ભટ્ટ | ૨૩૧ |
| ૧૯૦ | શીવપ્રસાદ ભાઇશંકર ભટ્ટ | ૨૩૧ |
| ૧૯૦ | નાથાભાઇ હાથીભાઇ પટેલ | ૨૩૧ |
| ૧૯૩ | ઇશ્વરદાસ રતીલાલ ખ્રિસ્તી | ૨૩૦ |
| ૧૯૩ | દયાશંકર કહાનજી પંડ્યા | ૨૩૦ |
| ૧૯૩ | વિષ્ણુદત્ત છગનલાલ પંડ્યા | ૨૩૦ |
| ૧૯૩ | ભાઇજીભાઇ શીવાભાઇ વાળંદ | ૨૩૦ |
| ૧૯૭ | અંબાલાલ દયાભાઇ પટેલ | ૨૨૯ |
| ૧૯૭ | ડાહ્યાભાઇ શંકરભાઇ પટેલ | ૨૨૯ |
| ૧૯૭ | કુબેરભાઇ પુરશોત્તમદાસ પટેલ | ૨૨૯ |
| ૧૯૭ | નટવરલાલ લલ્લુભાઇ શાહ | ૨૨૯ |
| ૨૦૧ | મોતીભાઇ રણછોડભાઇ બારૈયા | ૨૨૮ |
| ૨૦૧ | ધુળાભાઇ મંગળભાઇ પરમાર | ૨૨૮ |
| ૨૦૧ | ગુલાબસીંગ રાઇજીભાઇ પરમાર | ૨૨૮ |
| ૨૦૧ | છગનભાઇ બાબરભાઇ પટેલ | ૨૨૮ |
| ૨૦૧ | ઇશ્વરભાઈ કુબેરભાઇ પટેલ | ૨૨૮ |
| ૨૦૧ | હરિભાઇ શીવાભાઇ રાજ | ૨૨૮ |
| ૨૦૧ | ઠાકોરલાલ ચીમનલાલ શાહ | ૨૨૮ |
| ૨૦૮ | ચીમનભાઇ સોમાભાઇ સુથાર | ૨૨૭ |
| ૨૦૮ | ઝવેરભાઇ મથુરભાઇ પટેલ | ૨૨૭ |
| ૨૦૮ | રતીલાલ નારણભાઇ પટેલ | ૨૨૭ |
| ૨૦૮ | કાન્તિલાલ અંબાલાલ શાહ | ૨૨૭ |
| ૨૦૮ | કેશવલાલ વહાલજીભાઇ ઠક્કર | ૨૨૭ |
| ૨૦૮ | મહીજીભાઈ ગરબડભાઈ ચાવરી | ૨૨૭ |
| ૨૦૮ | સોમશંકર મોતીરામ વ્યાસ | ૨૨૭ |
| ૨૧૫ | ઘેમાજી મોતીજી બારૈયા | ૨૨૬ |
| ૨૧૫ | લલ્લુભાઇ દલાભાઇ બારૈયા | ૨૨૬ |
| ૨૧૫ | ગુલાબજીભાઇ મહીજીભાઇ બારૈયા | ૨૨૬ |
| ૨૧૫ | સોમાભાઇ ભગતભાઇ ભોઇ | ૨૨૬ |
| ૨૧૫ | પ્રભાતસિંહ જાલુજી મહીડા | ૨૨૬ |
| ૨૧૫ | પુરશોત્તમ દેવશંકર પંડ્યા | ૨૨૬ |
| ૨૧૫ | ચતુરભાઇ વજેસંગ પાટણવાડીઆ | ૨૨૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧૫ | હિંમતભાઇ જીવાભાઇ પટેલ | ૨૨૬ | ૨૫૯ | હરિશંકર દેવશંકર ભટ્ટ | ૨૧૬ |
| ૨૧૫ | રામાભાઇ પુંજાભાઇ પટેલ | ૨૨૬ | ૨૫૯ | શનાભાઇ મનોરભાઇ કણબી | ૨૧૬ |
| ૨૧૫ | રાવજીભાઇ કુબાભાઇ ભીન | ૨૨૬ | ૨૫૯ | ગીવાભાઇ ઉમેદભાઇ પટેલ | ૨૧૬ |
| | મગળભાઇ પટેલ | | ૨૫૯ | આદમ કરીમ વહોરા | ૨૧૬ |
| ૨૧૫ | રાવજીભાઇ મોતીભાઇ પટેલ | ૨૨૬ | ૨૬૪ | કનૈયાલાલ ચંદુલાલ ભટ્ટ | ૨૧૫ |
| ૨૨૬ | પોપટલાલ રવિશંકર ભટ્ટ | ૨૨૫ | ૨૬૪ | અહમદમીઆં જીવામીઆં | ૨૧૫ |
| ૨૨૬ | શાન્તિલાલ મગનલાલ ભટ્ટ | ૨૨૫ | | બેલીમ | |
| ૨૨૬ | કુબાભાઇ મોતીભાઇ પટેલ | ૨૨૫ | ૨૬૪ | કુબાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૧૫ |
| ૨૨૬ | સાંકળચંદ રેવનદાસ પટેલ | ૨૨૫ | ૨૬૪ | કરમીખાન જમીઅતખાન | ૨૧૫ |
| ૨૨૬ | સોમાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૨૫ | | પઠાણ | |
| ૨૩૧ | કાળાજી દલાજી પાટણવાડીઆ | ૨૨૪ | ૨૬૪ | કાસમમીઆં રસુલમીઆં હાડોર | ૨૧૫ |
| ૨૩૧ | શાન્તિલાલ હરિલાલ રાવળ | ૨૨૪ | ૨૬૯ | મગનભાઇ શંકરભાઇ ગોલા | ૨૧૪ |
| ૨૩૧ | મહાશંકર પ્રાણશંકર વ્યાસ | ૨૨૪ | ૨૬૯ | ગટીલાલ મુળજીભાઇ ઠક્કર | ૨૧૪ |
| ૨૩૪ | હીરાગર અમરીતગર ગોસાઇ | ૨૨૩ | ૨૭૧ | ભદ્રિકલાલ બાપુલાલ પટેલ | ૨૧૩ |
| ૨૩૪ | હરિલાલ રામચંદ્ર જોષી | ૨૨૩ | ૨૭૧ | મણીભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૨૧૩ |
| ૨૩૪ | કનુભાઇ નટવરલાલ પંડયા | ૨૨૩ | ૨૭૧ | ગમભાઈ મરગાભાઇ પટેલ | ૨૧૩ |
| ૨૩૪ | મહમદ દાઉદ વહોરા | ૨૨૩ | ૨૭૧ | શીવપ્રસાદ ત્રીકમલાલ ત્રિવેદી | ૨૧૩ |
| ૨૩૮ | પુરષોત્તમ મોતીભાઇ પટેલ | ૨૨૨ | ૨૭૧ | ધર્મેંદરાય હરિલાલ વ્યાસ | ૨૧૩ |
| ૨૩૮ | શીવાભાઇ ઝવેરભાઇ પટેલ | ૨૨૨ | ૨૭૬ | રસિકલાલ ધનેશ્વર ભટ્ટ | ૨૧૨ |
| ૨૩૮ | ચંપકલાલ ચુનીલાલ સુત.ર | ૨૨૨ | ૨૭૬ | સત્યપ્રસાદ નાથાલાલ મહેતા | ૨૧૨ |
| ૨૪૧ | રઝાઅલી જાગરઅલીશા ફકીર | ૨૨૧ | ૨૭૬ | મીરસાબ જણુમીઆ સૈયદ | ૨૧૨ |
| ૨૪૧ | ધર્મેંદરાય પુરષોત્તમ જોષી | ૨૨૧ | ૨૭૬ | અબ્દુલભાઇ જીવાભાઇ વહોરા | ૨૧૨ |
| ૨૪૧ | કનૈયાલાલ ચંદુલાલ ઠાકર | ૨૨૧ | ૨૭૬ | જયંતિલાલ નર્મદાશંકર વ્યાસ | ૨૧૨ |
| ૨૪૪ | બાદરમીઆં રસુલમીઆં મલેક | ૨૨૦ | ૨૮૧ | દાદામીઆં ગલુબેગ મીરજા | ૨૧૧ |
| ૨૪૪ | ગોરધનભાઇ નાથાભાઇ પટેલ | ૨૨૦ | ૨૮૧ | ચુનીલાલ વાઘજીભાઇ પટેલ | ૨૧૧ |
| ૨૪૪ | નરસિંહભાઇ મોતીભાઇ ભીન | ૨૨૦ | ૨૮૩ | મુદ્રિલાલ સોમેશ્વર ખંભોળજા | ૨૧૦ |
| | દાદાભાઇ પટેલ | | ૨૮૩ | ત્રીકમભાઈ શંકરભાઈ કુંભાર | ૨૧૦ |
| ૨૪૭ | રેવનદાસ સોમાભાઇ પટેલ | ૨૧૯ | ૨૮૩ | કાભાઇ શાભાઈ પગી | ૨૧૦ |
| ૨૪૭ | સોમાજી મગાજી રાઠોડ | ૨૧૯ | ૨૮૩ | હીંમતભાઇ છગનભાઇ પરમાર | ૨૧૦ |
| ૨૪૯ | ચતુરભાઇ ખોડાભાઇ બોઘ | ૨૧૮ | ૨૮૩ | કાન્તિલાલ આત્મારામ સુનાર | ૨૧૦ |
| ૨૪૯ | સાબરસ વિઠુલભાઈ મેર્ધા | ૨૧૮ | ૨૮૮ | સાગરભાઇ શાભાઇ ગોહેલ | ૨૦૯ |
| ૨૪૯ | કાસમમીઆં ગેઉમીઆં મલેક | ૨૧૮ | ૨૮૮ | ગુલામહુસેન રસુલભાઈ મલેક | ૨૦૯ |
| ૨૪૯ | અંબાલાલ વજેસીંગ પરમાર | ૨૧૮ | ૨૮૮ | છોટાભાઇ બાવાજીભાઈ પટેલ | ૨૦૯ |
| ૨૪૯ | ખોડાભાઇ શીવાભાઇ પટેલ | ૨૧૮ | ૨૮૮ | લલ્લુભાઇ હરિભાઇ પટેલ | ૨૦૯ |
| ૨૫૪ | હરિહર ગૌરીશંકર જાની | ૨૧૭ | ૨૮૮ | કેશવલાલ પુરષોત્તમ પુરોહિત | ૨૦૯ |
| ૨૫૪ | ચંદ્રશંકર કુબેરશંકર પંડયા | ૨૧૭ | ૨૮૮ | રામજીભાઇ ડાહ્યાભાઇ ઠક્કર | ૨૦૯ |
| ૨૫૪ | મણીભાઈ ધનજીભાઇ પટેલ | ૨૧૭ | ૨૯૪ | બાબુભાઇ ચુનીલાલ જોષી | ૨૦૮ |
| ૨૫૪ | ચંદુલાલ ભાઇશંકર શુક્લ | ૨૧૭ | ૨૯૪ | શિવપ્રસાદ ભાનુપ્રસાદ પંડિત | ૨૦૮ |
| ૨૫૪ | ડાહ્યાલાલ ઈશ્વરદાસ ઠક્કર | ૨૧૭ | ૨૯૪ | મધુસુદન મુગટભાઈ વ્યાસ | ૨૦૮ |
| ૨૫૯ | સાલાભાઇ વાઘજીભાઇ બારિયા | ૨૧૬ | ૨૯૭ | શનાભાઈ મથુરભાઇ કાછીઆ | ૨૦૬ |

| | | |
|---|---|---|
| ૯૭ | છોટાભાઈ તળશીભાઇ પીન ઓત્તમભાઇ પટેલ | ૨૦૬ |
| ૯૭ | ગબડભાઇ ઘેલાભાઇ પટેલ | ૨૦૬ |
| ૧૦૦ | મોહનભાઇ જનુભાઇ રાવળ | ૨૦૫ |
| ૧૦૧ | જગનેશ્વર કાળીદાસ પંડયા | ૨૦૪ |
| ૩૦૨ | ઠાકરાજી મોતીજી બારૈયા | ૨૦૩ |
| ૩૦૨ | શીરીલ પુરષોત્તમ પરમાર | ૨૦૩ |
| ૩૦૪ | મગનભાઇ ગોવિંદભાઈ પટેલ | ૨૦૧ |
| ૩૦૪ | નવનીતલાલ છોટાલાલ શાહ | ૨૦૧ |
| ૩૦૬ | અબ્બાસમીઆં અહમદમીઆં મલેક | ૨૦૦ |
| ૩૦૬ | વાડીલાલ ડાહ્યાભાઇ શાહ | ૨૦૦ |
| ૩૦૮ | શાન્તલાલ અંબાલાલ વ્યાસ | ૧૯૯ |
| ૩૦૯ | પુરષોતમ સોમાભાઇ પટેલ | ૧૯૮ |

## ખેતીવાડી-બાઅસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | કાલાભાઇ અમરાભાઇ વાઘરી | ૩૦૮ |
| ૨ | બુલાભાઇ અમરાભાઇ વાઘરી | ૩૦૪ |
| ૩ | છગનભાઇ રામાભાઇ બારૈયા | ૩૦૦ |
| ૪ | નાગરભાઇ બાવાભાઇ વાઘરી | ૨૯૯ |
| ૫ | જેરાભાઇ જેસાભાઇ વાઘરી | ૨૯૮ |
| ૬ | બેચરભાઇ નારણભાઇ વાઘરી | ૨૯૬ |
| ૭ | ડાહ્યાભાઇ ધુળાભાઇ બારૈયા | ૨૭૬ |
| ૮ | ચંદુભાઇ મણીભાઇ પટેલ | ૨૭૫ |
| ૯ | અંબાલાલ નરસિંહભાઇ પટેલ | ૨૭૨ |
| ૧૦ | કાળીદાસ નાથાભાઇ પટેલ | ૨૬૮ |
| ૧૧ | મગનભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૬૬ |
| ૧૨ | સોમાભાઇ મોતીભાઇ પટેલ | ૨૬૨ |
| ૧૨ | રામાભાઇ સુનાભાઇ વાઘરી | ૨૬૨ |
| ૧૪ | ગોવરધનભાઈ છોટાભાઈ પટેલ | ૨૫૨ |
| ૧૪ | રૂમળભાઇ ચુંથાભાઇ વાઘરી | ૨૫૨ |
| ૧૬ | ગોવરધનભાઈ મોતીભાઇ પટેલ | ૨૪૬ |
| ૧૭ | ઘેલાભાઇ શંકરભાઈ બારૈયા | ૨૪૫ |
| ૧૮ | ડાહ્યાભાઇ મથુરભાઈ પટેલ | ૨૪૨ |
| ૧૯ | મગનભાઈ અભાજી બારૈયા | ૨૩૨ |
| ૧૯ | ધનાભાઇ ભીખાભાઇ વાઘરી | ૨૩૨ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | અબ્બાસીભાઇ લાલભાઇ મલેક | ૨૪૯ |
| ૨ | અબ્દુરરહેમાન ગુલામ અહમદ શેખ | ૨૪૬ |
| ૩ | અબ્દુલરઝાક અબ્દુરરેહેમાન શેખ | ૨૪૨ |
| ૩ | હુસેનમીઆં છોટુમીઆં શેખ | ૨૪૨ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | જીવામીઆં નાથુમીઆં મલેક | ૩૦૬ |
| ૨ | જીવામીઆં બાપુમીઆં મલેક | ૨૯૩ |
| ૩ | અબ્બાસમીઆં જીવામીઆં ઠાકોર | ૨૮૫ |

## ગોધરા સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | અમરસિંહ હાથીસિંહ ચોહાણ | ૩૧૪ |
| ૨ | બાળકૃષ્ણ હરગોવિંદ જોષી | ૩૧૧ |
| ૩ | મગનભાઇ તળસીભાઈ પટેલ | ૩૦૩ |
| ૪ | રામભાઇ મગનભાઇ પટેલ | ૨૯૨ |
| ૪ | રતીલાલ મણીલાલ શેઠ | ૨૯૨ |
| ૬ | ફતેસિંહ ચંદનસિંહ ઠાકોર | ૨૯૧ |
| ૭ | વાસુદેવપ્રસાદ મુળશંકર જાની | ૨૮૭ |
| ૭ | બાપાલાલ મગનલાલ વાળંદ | ૨૮૭ |
| ૭ | સોમાભાઈ હીરાભાઇ વરીઆ | ૨૮૭ |
| ૧૦ | કાલાભાઈ હરિદાસ ગુર્જર | ૨૮૫ |
| ૧૧ | અંબાલાલ ફકીરભાઈ સૈયા | ૨૮૩ |
| ૧૨ | ચંદુલાલ મનસુખરામ શુક્લ | ૨૮૨ |
| ૧૩ | કાન્તિલાલ દલસુખભાઇ શાહ | ૨૮૧ |
| ૧૩ | ઉદયસિંહ હીંમતસિંહ સોલંકી | ૨૮૧ |
| ૧૫ | પુનમભાઇ કેદારભાઈ બારીઆ | ૨૭૨ |
| ૧૫ | મોહનલાલ અંબાલાલ ઉપાધ્યાય | ૨૭૨ |
| ૧૭ | સોમાભાઇ અંબાઇદાસ પટેલ | ૨૭૧ |
| ૧૮ | એદલા ધરજી મન્ચર | ૨૬૭ |
| ૧૮ | ભગવાનભાઇ જગાભાઇ માછી | ૨૬૭ |
| ૨૦ | મંગળસિંહ ગુલાબસિંહ ચોહાણ | ૨૬૬ |
| ૨૦ | અર્જુનસિંહ મકનસિંહ સોલંકી | ૨૬૬ |
| ૨૨ | દેવાભાઇ મંછાભાઇ પટેલ | ૨૬૧ |
| ૨૩ | રણછોડલાલ છગનલાલ ભટ્ટ | ૨૬૦ |
| ૨૩ | રતીલાલ પુરષોત્તમ દવે | ૨૬૦ |
| ૨૫ | જેઠાલાલ દામોદર કાકા | ૨૫૮ |
| ૨૫ | કાન્તિલાલ મગનલાલ શાહ | ૨૫૮ |
| ૨૭ | કમરૂદ્દીન અહમદહુસેન સૈયદ | ૨૫૭ |
| ૨૮ | રૂપસિંહ રણછોડસિંહ રાઠોડ | ૨૫૬ |
| ૨૮ | કનૈયાલાલ લલ્લુભાઈ ત્રિવેદી | ૨૫૬ |
| ૩૦ | ચંદ્રશંકર શામળભાઈ ભટ્ટ | ૨૫૫ |
| ૩૦ | ઉમીઆશંકર ગોકળભાઈ જોષી | ૨૫૫ |

(અપૂર્ણ)

# ચિત્રયુક્ત મૂળાક્ષર

સાઇઝ ૨૦×૩૦ કિંમત ૦-૪-૦

'આથી જ્ઞ' સુધી જુદા જુદા રંગીન ચિત્રો સાથે મૂળાક્ષરો આપવામાં આવેલ છે. ઉપરાંત ૧ થી ૧૦ સુધીના અંકો સંખ્યા પ્રમાણે ચિત્રો મૂકીને બતાવેલ છે.

નાની વયમાં બાળકોને ચિત્રો જોવાનો શોખ હોય છે તેથી આ નકશાના આકર્ષક ચિત્રોથી બાળક ખુશ થશે, તેમજ મૂળાક્ષરો એકદમ થોડી મહેનતે શીખી જશે. આજેજ એક નકલ તમારા માટે ૦-૪-૦ ની ટિકિટો બીડીને મંગાવો:-

આ નકશાના ચિત્રો બાળકના પરિચયનાજ પસંદ કરવામાં આવેલ છે તેથી ગમત સાથે જ્ઞાન મળે છે. પાંચ રંગમાં સરસ કાગળ ઉપર છાપવામાં આવેલ છે.

| | |
|---|---|
| વૉર્નિશ કરેલા લાકડીવાળા નકશાની | કિં. ૧-૦-૦ |
| લાકડાની પટી ઉપર ચોઢેલા મૂળાક્ષરની પેટી | ,, ૨-૦-૦ |
| ચિત્રોનાં નામ ( ચિત્રો સાથે ) પેટીની | ,, ૧-૦-૦ |
| અંકશિક્ષણની પેટી ( ૧ થી ૧૦ સુધી ) | ,, ૦-૮-૦ |

જેચંદ તલકશી એન્ડ સન્સ,

વઢવાણ સીટી.

Registered No. B. 40

પુસ્તક ૭૨ ]                                        [ અંક ૫-૬

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## મે–જુન સને ૧૯૩૩

" નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી ગન્થના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે "

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી. એમ. એ.
હેડમાસ્તર પ્રે ર ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



મા 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ–અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૨]  મે-જુન સને ૧૯૩૩  [અંક ૫-૬

## એક આદર્શ બાળવર્ગ

મનુષ્યની બે પ્રકારની પ્રકૃતિ હોય છે. (૧) બહિર્મુખી અને (૨) અંતર્મુખી. જે મનુષ્યોને બહાર હરવાફરવાનુ તથા બીજા જોડે વાતચીત કરવાનું બહુ ગમે છે તેમની વૃત્તિ બહિર્મુખી હોય છે. તેમને મુખ્યત્વે માણસના સહવાસ ઉપર વિશેષ પ્રીતિ હોય છે. તેમનું મિત્રમંડળ વિશાળ હોય છે; તેમજ તેમના ઓળખાણપિછાનના મનુષ્યોની સંખ્યા ઘણી મોટી હોય છે. તેમની સાથે રહેવામાં તથા વાર્તાલાપ કરવામાં તેમનો વખત વ્યતીત થાય છે. બીજા પ્રકારના મનુષ્ય કે જેમની સંખ્યા થોડી હોય છે. તેમને બાહ્ય જગતના સંસર્ગ કરતા આંતર મનમાં થતા ફેરફારો (વિચારો)નું અવલોકન કરવું વિશેષ પસંદ હોય છે. તેઓ તેમના મગજમાં ઉદ્ભવતા વિચારમાં લીન થઈ જાય છે, અને તેઓ નિરીક્ષા કરી તેમાંથી અમુક સત્યો શોધી કાઢે છે. આ જાતની વ્યક્તિઓને સંસારવ્યવહારના સંબંધો એક ઉપાધિરૂપ લાગે છે. તેમના આંતર મનના વ્યાપારનું ચિંતન તેમને ખાસ ગમવાથી તેઓ બહિર્મુખતાથી જેમ બને તેમ અલગ રહેવા ઇચ્છે છે.

શાળામાં પણ ઉપર જણાવ્યા મુજબના બે પ્રકારનાં બાળકો હોય છે: કેટલાંક છોકરાંને રમવાનું ફરવાનું તથા ભાઈબંધો સાથે વાતચીત કરવાનું વધારે ગમે છે, ત્યારે બીજાં કેટલાંક એકલાં ઘરમાં ભરાઈ રહે છે

અને ચોપડીઓ વાંચ્યા કરે છે. તેમનું ધ્યાન આંતર મનોવ્યાપાર ઉપર વિશેષ ખેંચાવાથી તેઓ એકલપેટાં જેવાં હોય છે. તેમની રીતભાત અન્ય વ્યક્તિના સહવાસના અભાવે વિચિત્ર હોય છે. સભામાં કે મેળાવડામાં તેઓ જુદાં પડી જાય છે, કારણકે જે વિષય સંબંધી વાતચીત થતી હોય તેમાં તેઓ ભાગ લઈ શકતા નથી.

કુદરતી રીતે મારામાં બહિર્મુખવૃત્તિ હોવાથી મારૂં મિત્રમંડળ ઘણું મોટું છે. તેમાં વકીલો, દાક્તરો, શિક્ષકો, વેપારીઓ જેવા અનેક પ્રકારના મિજાજવાળા મનુષ્યો છે, પણ સ્વાભાવિક રીતે મને કેળવણી ઉપર શોખ હોવાથી હું મારો ફુરસદનો વખત શિક્ષકોના સહવાસમાં ગાળું છું. તેમની સાથે શિક્ષણને લગતા જુદા જુદા સવાલની હું ચર્ચા કરૂં છું. પાશ્ચાત્ય દેશમાં શિક્ષણને લગતા થતા પ્રયોગો તથા નવીન વિચારોના વાદવિવાદમાં મને ઘણો આનંદ મળે છે. તેમાં વસંતલાલ કરીને એક શિક્ષક જોડે મારે ગાઢ સંબંધ છે. તે સ્વભાવે નિખાલસ, પ્રેમાળ અને કર્તવ્યનિષ્ટ હોવાથી મારે તેમની જોડે પ્રસંગોપાત ઘણો વાર્તાલાપ થતો અને કોઈ કોઈ વાર તો એટલે સુધી વિદ્વદ્ ગોષ્ઠી ચાલતી કે અમને સમયનું પણ ભાન રહેતું નહિ. તેવા એક પ્રસંગનો અહેવાલ શિક્ષક વર્ગના લાભાર્થે નીચે પ્રમાણે આપવામાં આવે છે:—

**શિક્ષક:**—સર્વ પ્રાણીમાં મનુષ્યજ પ્રગતિમાન વ્યક્તિ છે. તેને તેની પરિસ્થિતિથી અસંતોષ થયા કરે છે અને તેથી તે સમાજસુધારાની અનેક યોજનાઓના પ્રયોગ કર્યા જાય છે. અત્યારસુધીમાં આપણી મનુષ્યજાતિએ જુદા જુદા ક્ષેત્રમાં સેંકડો અખતરા કર્યા છે; પણ મને તો સમાજની ઉન્નતિ માટે **બાળકેળવણી** એ રામબાણ ઉપાય લાગે છે.

**વસંતલાલ:**—તમારૂં કહેવું અરૂં છે. પ્રાચીન કાળમાં તેમજ હાલમાં દીર્ઘદૃષ્ટિવાળા સુધારકોએ આજ બાબત ઉપર ખાસ ધ્યાન આપ્યું છે, કારણ કે જે બાળકો આજે શાળામાં અભ્યાસ કરે છે, તે થોડા વરસ પછી નાગરિકો થવાનાં છે. સમાજનું બળ તેની વ્યક્તિઓની શક્તિ ઉપર રહે છે. જેટલા પ્રમાણમાં બાળકને ઉંચા પ્રકારની તાલીમ આપવામાં આવે છે, તેટલા પ્રમાણમાં સમાજમાં સુખ અને પ્રગતિ જોવામાં આવે છે.

**શિક્ષક:**—મહાન નેપોલીઅને પ્રુશિઆનું રાજ્ય જેનાની લડાઈમાં છિન્નભિન્ન કર્યું, ત્યારે ત્યાંના ફિલસુફ ફિટે જાહેર ભાષણદ્વારા પ્રજાને ઉત્તમ

કેળવણી આપવાની વ્યવસ્થા કરી હતી, અને ત્યારપછી જર્મન પ્રજાએ સારી પ્રગતિ કરી હતી તે તમે જાણતા હશો.

**વસંતલાલ:**—હા. તે બાબત હું સારી પેઠે જાણું છું. આ ઉપરાંત એશિયા ખંડમાં કેળવણીમાં સુધારો કરી સમગ્ર જાપાનીઝ પ્રજાનું માનસ ત્રીસ વરસમા બદલી નાખ્યું તે પ્રયોગ જગતના કેળવણીના ઇતિહાસમાં નોંધવા જેવો છે.

**શિક્ષક:**—આ દૃષ્ટાંત ઉપરથી આપણા લોકોએ બોધ લેવો જોઈએ, અને તેમણે બાળકેળવણી ઉપર ખાસ લક્ષ આપી તેની શાસ્ત્રીય યોજના ઘડવી જોઈએ.

**વસંતલાલ:**—મેં મારી શાળામા મારી શક્તિ મુજબ બાળકોને સારી તાલીમ મળે તેવી યોજના અમલમા મૂકી છે. જો તે મુજબ બીજા શિક્ષકો શિક્ષણ આપે તો બાળકના માનસમા થોડા વખતમા સારો ફેરફાર થાય એવો મારો નમ્ર અભિપ્રાય છે.

**શિક્ષક:**—તમે મૉન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે બાળકોને કેળવતા હશો એમ લાગે છે; કારણ કે આપણે ત્યાં જુદા જુદા સ્થળે નવાં બાળમંદિરો ખુલતાં જાય છે.

**વસંતલાલ:**—મેં મૉન્ટેસોરી પદ્ધતિનો અભ્યાસ કર્યો છે, તેમજ તેનો અનુભવ પણ મેળવ્યો છે, પણ આપણે ત્યા તેનો વિશેષ પ્રચાર થાય એ અસંભવિત છે.

**શિક્ષક:**—હાલમાં તો યુરોપ અમેરિકાદિ સુધરેલા દેશોમાં તો તે પદ્ધતિ મુજબ બાળકેળવણી આપવામા આવે છે, તે તમે સારી પેઠે જાણતા હશો.

**વસંતલાલ:**—હા. એ બાબત મારી નજર બહાર નથી. તે લોકોએ તેમના સંજોગો અનુસાર તેમાં ઘણા ફેરફારો કર્યા છે. માબાપોએ ઘરમાં તે મુજબ બાળકને તાલીમ આપવાને પણ તે શિક્ષણશૈલીમાં પરિવર્તન કર્યું છે.

**શિક્ષક:**—કોઈ પણ પદ્ધતિ સર્વાંગે ખરી હોતી નથી, તેથી જે શિક્ષણશૈલી અમુક સંજોગોમાં અનુકૂળ પડે તેનો સ્વીકાર કરવો જોઈએ એમ મારૂં માનવું છે. તમે તમારા વર્ગમાં બાળકેળવણી માટે શું શું કર્યું છે તે જાણવાની મારી ઇચ્છા છે.

**વસંતલાલ:**—પ્રથમ તો બાળકોને શાળામા આવવાનું મન થાય તે માટે આરંભમાં તેમને ફ્રૉબેલ-સેન્સરનું શિક્ષણ આપવો નથી. હાલમાં બાળ-

કાને શાળામાં હોંસે હોંસે જવું ગમતું નથી તેનું મુખ્ય કારણ શિક્ષકની રીતભાત અને તેની શિક્ષણશૈલી છે.

**શિક્ષક:**—ત્યારે નવાં આવનાર બાળકો તમારા વર્ગમાં શું કામ કરેછે ?

**વસંતલાલ:**—બાળકોને કામ વગર બેસી રહેવું ગમતું નથી એ તો તમે જાણો છો. તેમનામાં શારીરિક તેમજ માનસિક ચપળતા વિશેષ હોય છે, એટલે તેમની પાસે કાંઈ કામ કરાવવું જોઈએ. આ કારણોને લીધે શરૂઆતમાં હું તેમને રમત રમાડું છું, રસિક વાર્તા કહું છું, ગીત ગવરાવું છું, ચિત્રો કઢાવું છું, રેતીમાં આકાર કાઢવાનું કહું છું. કેટલીક વખત મરજી માફક તેમને ફરવા દઉં છું.

**શિક્ષક:**—કેટલો વખત આવી જાતની પ્રવૃત્તિ ચાલે છે ?

**વસંતલાલ:**—તેમને શાળાનું જીવન કંટાળાભરેલું લાગે નહિ અને આનંદ મળે તે માટે ત્રણેક અઠવાડીઆં સુધી ઉપર જણાવ્યા મુજબ જુદું જુદું કામ કરાવું છું. પછી રીતસરના વિષયો શીખવું છું.

**શિક્ષક:**—વિદ્યાર્થીના અભ્યાસક્રમમાં વાચન એ ઘણો અગત્યનો વિષય છે. તે રસિક કરવા માટે તમે શો પ્રયત્ન કર્યો છે ?

**વસંતલાલ:**—અનુભવથી મને ખાતરી થઈ છે કે હાલની પ્રચલિત મૂળાક્ષરની પદ્ધતિ અશાસ્ત્રીય અને નીરસ છે, તેથી બાળકોને વાચન શીખવતાં ઘણો વખત લાગે છે: માટે વાર્તાપદ્ધતિ મુજબ વાચન શીખવું છું. તેમાં બાળકોને ઘણો રસ પડે છે.

**શિક્ષક:**—આપણા ઘણા શિક્ષકો તેની વિરુદ્ધ છે, તે તમે જાણતા હશો. તેઓનું કહેવું એવું છે કે એકજ વાક્ય વારંવાર બોલવાથી બાળકો ગોખી યાદ રાખે છે. તેમને તે ગમતું નથી. વળી વાર્તાઓ લાંબી હોવાથી તેમને તેમાં રસ પડતો નથી.

**વસંતલાલ:**—આ વસ્તુસ્થિતિ મારા ધ્યાનમાં છે, અને તે મુજબ અમે કેટલાક સુધારા કર્યા છે. વાર્તા અમે પશુપક્ષીની તથા અસાધારણ બનાવને લગતી જોડી કાઢી છે; પણ તે ટુંકી રાખી છે. વળી તેમાં રમતની ગોઠવણ કરવાથી બાળકોને બહુ ગોખવું પડતું નથી.

**શિક્ષક:**—આપણી શાળામાં બીજા દેશની માફક તેનો ખૂબ પ્રચાર કેમ થતો નથી ?

**વસંતલાલ:**—બાળકની તાલીમ માટે સર્વ પ્રવૃત્તિનું કેન્દ્ર શિક્ષક

છે. તેના ઉત્સાહ, ચિંતન અને બુદ્ધિશક્તિ ઉપર કોઈ પણ શિક્ષણની યોજનાની સફળતાનો આધાર રહે છે.

**શિક્ષકઃ**—તમારા કહેવાનો આશય એ છે કે આપણા શિક્ષકને આ બાબતની તાલીમ આપવાની જરૂર છે. જો તેઓ જુની ગરડમાંથી નીકળી નવી શૈલી માટે ઉત્સાહથી કામ કરે તો જરૂર તેમને ફતેહ મળે.

**વસંતલાલઃ**—બાળકની ઉત્તમ તાલીમ માટે બીજી બાબત જે અખ્તીઆર કરી છે તે વાર્તાશિક્ષણની છે. હું બાળકને અદ્ભુત વાર્તાઓ ચેષ્ટા સાથે કહું છું. તેમને તેમાં ઘણો રસ પડે છે. વાર્તાકથનને અંતે હું તેમને ચિત્ર બતાવું છું.

**શિક્ષકઃ**—તે રીતથી કંઈ વિશેષ ફાયદો છે?

**વસંતલાલઃ**—વાર્તા કહેતી વખતે બાળકોને શબ્દ ઉપરથી કલ્પનાચિત્ર ઉપજાવી કાઢવાની છુટ આપવી જોઈએ અને પછી તેના માનસ ચિત્ર સાથે શિક્ષકે કાઢેલા ચિત્રની તેમને સરખામણી કરવા દેવાથી તેની સર્જનશક્તિને ઠીક અવકાશ મળે છે.

**શિક્ષકઃ**—ઘણી વખત તેમના ગોઠીઆ સમક્ષ વાર્તા કહેવાનું ઉત્તેજન આપો છો?

**વસંતલાલઃ**—હા. એ રિવાજ દાખલ કરવાથી બાળક સરળતાથી વાર્તા કહેવાનું શીખે છે. તમે જાણોછો કે તેને તેના ભાઇબંધોને વાર્તા કહેવાનું મન થાય છે. તેવી રીતે ચિત્રકામ માટે પણ હું બાળકોને ઉત્તેજન આપું છું.

**શિક્ષકઃ**—કેવી રીત?

**વસંતલાલઃ**—તમે જાણતા હશો કે બાળક સાત વરસનું થાય ત્યાંસુધી તેને ઇન્દ્રિયોની તાલીમ આપવી જોઈએ. તેમાંએ ક્રિયાત્મક અને સર્જનશક્તિના વિકાસ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ.

**શિક્ષકઃ**—શિક્ષણની આ રીતથી તેને કંઈ વિશેષ લાભ છે?

**વસંતલાલઃ**—જ્યાંસુધી તેની જુદી જુદી ઇન્દ્રિયોનો યોગ્ય વિકાસ થાય નહિ ત્યાંસુધી તેને વાચન, લેખન વગેરે શીખવવું એ તેના મનોવિકાસને ફાયદાકર્તા નથી. ઉપર જણાવ્યા મુજબ બાળકને તાલીમ આપવાથી આગળ ઉપર તે સારો અભ્યાસ કરે છે, એવા ઘણા દાખલા મળી આવે છે.

**શિક્ષકઃ**—હું ધારૂં છું કે આ ઉદ્દેશને અનુસરીને તમે બાળવર્ગમાં ક્રિયાત્મક શિક્ષણની યોજના ધરી છે.

**વસંતલાલઃ**—હા. એ બાબત ખરી છે. મેં ઘણા સંસ્કારી અને વિદ્વાન માબાપોને તેમનાં છોકરાંને એક વરસમાં બે ધોરણ કરાવવાને ઘણા ઇંતેજાર જોયાં છે. તે પ્રસંગે હું એમને સમજાવું છું કે જ્યાંસુધી બાળકના મગજનો જોઈતો વિકાસ થાય નહિ ત્યાંસુધી ઉતાવળ કરી તેને જુદા જુદા વિષયો ગોખાવીને શીખવવા એ તેને હાનિકર્તા છે; પણ તે વાત તેમને ગળે ઉતરતી નથી.

**વસંતલાલઃ**—તમે પ્રો. સિઝેકનું નામ સાંભળ્યું હશે. તે ચિત્રકળા શિખવવામાં એકકો છે. મેં તેમની શિક્ષણશૈલીનું ઘણુંખરૂં અનુકરણ કર્યું છે.

**શિક્ષકઃ**—વિએનાના પ્રો. સિઝેકનું નામ જગવિખ્યાત છે. તેમણે ચિત્રકળાની શૈલીમાં મોટું પરિવર્તન કર્યું છે, અને હું ધારૂં છું કે તેમની શિક્ષણપદ્ધતિ ઉત્તમ છે.

**વસંતલાલ**—તે આદર્શને અનુસરી હું બાળકોને તેમની સ્વેચ્છાનુસાર ઘણી વખત ચિત્ર કાઢવાને પ્રેરૂં છું. વળી તેને લગતી ટીકા પણ બાળકો પાસેજ કરાવું છું.

**શિક્ષકઃ**—તમે તેમને કંઈ મદદ કરતા નથી?

**વસંતલાલઃ**—જ્યાં જરૂર પડે છે ત્યાં હું સૂચના આપું છું, પણ હું વારંવાર હુકમ કરી તેમના કામમાં ડખલગીરી કરતો નથી. તેમની સ્વતઃવૃત્તિનું પોષણ થાય તેમ તેને કામ કરવાનું ઉત્તેજન આપું છું. તમે જાણો છો કે બાળકોને રંગીન ચિત્ર બહુ પ્રિય હોય છે, તેથી તેમની પાસે તેવાં ચિત્રો હું કઢાવું છું. તેમાંનાં કેટલાંક તો સારાં ભાવદર્શક પણ હોય છે. આ ઉપરાંત દરેક બાળકના ચિત્રોને સંગ્રહી રાખી તેમાં ઉત્તરોત્તર કેવો સુધારો થાય છે તે બતાવવાની પણ ગોઠવણ કરવામાં આવી છે.

**શિક્ષકઃ**—બાળકની સારી તાલીમ માટે ક્રિયાદ્વારા પ્રથમ તેની ઇંદ્રિયોનો વિકાસ કરવો જોઇએ એવું મારૂં દૃઢ માનવું છે.

**વસંતલાલઃ**—આ ઉપરાંત બાળકની કુદરતી પ્રેરણાને અનુસરી જેમ બને તેમ રમતદ્વારા હું ઘણા વિષયો શીખવું છું. રમતમાં તલ્લીન થવાથી તેમને શિક્ષણનો થાક લાગતો નથી અને તેમના મગજને તસ્દી પડતી નથી.

**શિક્ષકઃ**—તમે લેખન કેવી રીતે શીખવો છો તે મારે જાણવું છે, કારણકે હાલમાં આને લગતા માનસશાસ્ત્રના નિયમાનુસાર કેટલાક પ્રયોગ કરવામાં આવ્યા છે.

**વસંતલાલ**—મારો અનુભાવ એવો છે કે બાળકને વાંચવા કરતાં લખવાનું અઘરું પડે છે. વાંચવામાં તે અમુક લેખી સંજ્ઞાઓ ઉકેલીને તે વાંચે છે. તે વખતે મગજમાં જે છાપ પડે છે તેની સાથેજ તે ઉચ્ચારના સ્થાનની ક્રિયા કરે છે. બાળકને શાળામાં આવતાં પહેલાં ગમે તેમ બોલવાનો મહાવરો હોય છે એટલે ઉચ્ચારના સ્થાનનો ઉપયોગ તેને જાણીતો હોય છે; પણ લેખનમાં તો બાળક જે લેખી ચિહ્નો જુએ છે તે મનમાં વાંચીને લખવા પ્રયત્ન કરે છે. આ પ્રસંગે તેના હાથના સ્નાયુને યોગ્ય તાલીમ નહિ મળવાથી તેને લખવામાં ઘણી મહેનત પડે છે, અને તે જલદી થાકી જાય છે.

**શિક્ષક**—બાળક સરળ રીતે લખી શકે તે માટે તમે તેની પૂર્વ તૈયારીરૂપ શું કરો છો?

**વસંતલાલ**—બાળક ચાક કે પેન ઝાલી શકે અને જોઈતા અમુક આકાર કાઢી શકે તે માટે પ્રથમ તેનાં આગળાના સ્નાયુને અમુક પ્રકારની તાલીમ આપવી જોઇએ. તેને માટે શિક્ષકે તેની સ્લેટમાં ત્રિકોણ, ચોરસ, ગોળ જેવાં ખાલી ખોખા કઢાવી તે બરાબર પરવા તેને કહેવું જોઇએ. વળી અક્ષરોના ખંડ માટે પહેલાં લાડુ, કોડીઓ, લાકડી વગેરે જાણીતા પદાર્થના આકાર તેમની પાસે કઢાવું છું. આ પ્રમાણે લેખનનો મહાવરો કરાવ્યા પછી તેમની પાસે મૂળાક્ષર લખાવવામાં આવે છે, એટલે લેખનનો સંબંધ ડ્રોઇંગ સાથે જોડવામાં આવે છે અને વાચનનું કામ બેએક માસ થયા પછી પ્રથમ સહેલા અક્ષરો અને શબ્દ લખાવવામાં આવે છે. તેમના સુંદર લખાણ માટે ખાસ કાળજી રાખવામાં આવે છે.

**શિક્ષક**—બાળકની સૌંદર્યની લાગણી ખીલવવા તમે કંઈ પ્રયત્ન કર્યો છે?

**વસંતલાલ**—આ બાબત ઉપર હું ખાસ લક્ષ આપું છું. આપણા બાળકોમાં સ્વચ્છતા તથા સુઘડતાના ગુણ સાધારણ રીતે જોવામાં આવતા નથી. તેને માટે તેમના હાથ, પગ, આંખો, કાન વગેરે અવયવો સાફ રાખવા માટે આગ્રહ કરવામાં આવે છે, અને તે સંબંધી તેમનાં માબાપને સૂચના કરવામાં આવે છે. વળી સુંદર રંગીન ચિત્રો વર્ગમાં વારંવાર તેઓ જુએ તે માટે ગોઠવણ કરી છે. આ ઉપરાંત ગીત ગાતી વખતે યોગ્ય અભિનય તેઓ કરે છે. ચેષ્ટાયુક્ત ગીત ગાવું તેમને બહુ ગમે છે. કેટલીક બહારની સુંદર ટુંકી કવિતાઓ તેમને ગાતાં શીખવવામાં આવે છે,

**શિક્ષક**—તમારી આ પ્રવૃત્તિ મને બહુ ગમે છે. આ જડવાદના જમાનામાં બાળકની નિઃસ્વાર્થની વૃતિ પોષવી જોઈએ, અને સૌંદર્યનો નિર્દોષ આનંદ તેઓ ભોગવે તે ઇચ્છવા જોગ છે. ઘણી દીલગીરીની બાબત એ છે કે આપણે ત્યાં શાળાનું વાતાવરણ નિરુત્સાહ અને કંટાળો ઉત્પન્ન કરે એવું હોય છે. તમારા વર્ગમાં સંખ્યાશિક્ષણ સંબંધી કંઈ વિશેષતા જોવામાં આવે છે?

**વસંતલાલ**—હા. ઉપર જણાવ્યું છે તે મુજબ હું બાળકોને ઘણું જ્ઞાન રમતદ્વારા આપું છું. તે માટે મારે તે વિષયને અનુકૂળ નવી રમતો યોજી કાઢવી પડે છે. સંખ્યાશિક્ષણ પદાર્થની મદદથી તો શીખવવામાં આવે છે, પણ તેમાં રમતનું તત્ત્વ દાખલ કરવાથી તેમને તેમાં રસ પડે છે. કેટલીક વાર્તાદ્વારા સંખ્યા, તેના સરવાળા, બાદબાકી વગેરે શીખવવામાં આવે છે. જેમ બને તેમ બાળકોને ગમતદ્વારા જ્ઞાન મળે એવો મારો હેતુ હોવાથી તેમની આસપાસ સુખ અને આનંદનું વાતાવરણ ઉભું કરું છું અને તે દ્વારા તેઓ શિક્ષણ લે છે.

**શિક્ષક**—આ જમાનામાં તો વ્યક્તિગત શિક્ષણ આધુનિક કેળવણીનો પ્રધાન સૂર છે; તો આ બધી બાબતોમાં સમૂહશિક્ષણ મુખ્ય શીખવવામાં આવે છે એમ મને લાગે છે. એ બાબત ખરી છે?

**વસંતલાલ**—તમારૂ ધારવું એક રીતે ખરૂં છું, પણ ખાતાના અભ્યાસક્રમને અનુકૂળ પડે તેવી મેં વ્યક્તિગત શિક્ષણને માટે પણ યોજના કરી છે.

**શિક્ષક**—તે કેવા પ્રકારની છે તે હુ જાણવા ઇચ્છું છું.

**વસંતલાલ**—મારા વર્ગના વ્યક્તિગત શિક્ષણ માટે કેટલાંક સાધનો ઉપજાવ્યાં છે. કેટલાંક વેચાતાં લીધાં છે અને કેટલાંક ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓએ હસ્તકામના સમયમાં મારી સૂચના અનુસાર તૈયાર કર્યા છે. તેમાં મુખ્યત્વે કિન્ડર્ગાર્ટન તથા મૉન્ટેસોરીનાં શિક્ષણસાધનો હોય છે. દરરોજ એક પિરિઅડ બાળકો તેમની ઇચ્છા મુજબ આ સાધનનો ઉપયોગ કરે છે. ચિત્ર કાઢવામાં, મિનારો, સીડી વગેરે રચવામાં, સંખ્યાશિક્ષણમાં જુદા જુદા આકાર બનાવવામાં—આવી અનેક પ્રવૃત્તિઓમાં બાળકો મશગુલ થઈ કામ કરવા મંડી જાય છે. કોઈ કોઈ બાળક તો થોડા વખતમાં જુદી જુદી ક્રિયાઓ કરે છે. આ પ્રસંગે મને તેમની પ્રકૃતિ નિહાળવાની સારી તક મળે છે અને તેની હું નોંધ લઈ લઉં છું. પછી તે મુજબ હું તેમની પાસે કામ કરાવું છું. બાળકને આવા કામમાં ઘણો રસ પડે છે એવું

મારૂં માનવું છે. જો આપણે ત્યાં શાળાના બાળકને થોડા વખત સ્વતંત્ર રીતે કામ કરવા દેવામાં આવે તો તેને આનંદ થાય એટલુંજ નહિ પણ તેથી તેની સર્જનશક્તિનો વિકાસ થાય. આ ઉપરાંત તેનામાં આત્મશ્રદ્ધાનો ગુણ આવે છે.

**શિક્ષક**—હું વ્યક્તિગત શિક્ષણનો હિમાયતી છું, તેથી તમારી આ યોજના મને ઘણી ગમે છે. તમે જે ભિન્ન ભિન્ન પ્રકારનું બાળકેળવણી માટે કામ કરો છો તે જાણી મને ઘણો આનંદ થાય છે. હજુ પણ તે દિશામાં ઘણું થઈ શકે એમ છે. હું ધારું છું કે તમે તમારા કામમાં મચ્યા રહી તમારો બાળવર્ગ એક આદર્શ વર્ગ બનાવશો એમ હું આશા રાખું છું; કારણ કે આપણે ત્યાં આ બાબત ઉપર ઘણાં થોડાં માણસો ધ્યાન આપે છે.

**વસંતલાલ**—મને તો આ કામનો શોખ હોવાથી હું આના કરતાં વિશેષ સારૂં કામ આગળ ઉપર કરી બનાવું એવી મારી અભિલાષા છે.

**શિક્ષક**—આ વિષયને લગતા ઘણા મુદ્દાની ચર્ચા આજે કરી છે, તેથી તે બંધ કરી હવે પછી તે સંબંધી વાર્તાલાપ કરીશું એમ કહી હું મારે પોતાને કામે વળગ્યો.

---

## વાર્તા-ડ્રિલ

---

શાળામાં ભણતા દરેક વિદ્યાર્થીનું શરીર કસાએલું હોવું જોઈએ તેમજ તે નીરોગી અને તંદુરસ્ત હોવું જોઈએ. તેને માટે શારીરિક તાલીમ આપવાની જરૂર છે. બાળકના શરીરમાં સ્ફૂર્તિ રહે, તેને કામ કરવાનું મન થાય, શ્વાસોચ્છ્વાસની ક્રિયા બરાબર ચાલે તથા લોહીનું ભ્રમણ જોઈએ તેવું થાય અને જઠરાગ્નિ પ્રદિપ્ત રહે એ તંદુરસ્ત મનુષ્યનાં લક્ષણો છે. આ ઉદ્દેશને અનુસરી શાળામાં ડ્રિલની વ્યવસ્થા કરવામાં આવી છે. નિયમ, વ્યવસ્થા અને હુકમપૂર્વક સમૂહમાં કરવામાં આવતી સહાયબંધ તથા ચપળ હીલચાલને ડ્રિલ કહેવામાં આવે છે. ઘણી વખત છોકરાં તેમના શરીરનું સમતોલપણું જાળવી શકતાં નથી. તેમની હીલચાલ બેડોળ, શિથિલ અને જડરૂપ હોય છે. તેમની ઉભા રહેવાની તથા ચાલવાની રીત કઢંગી હોય છે. બાળકો ડ્રિલથી તેમની સાધારણ હીલચાલ વધારે ઝડપથી

તથા સરળતાથી કરી શકે છે. ડ્રિલના દાવ આરોગ્યવર્ધક, સુધારક, આનંદજનક તથા મનનો વિકાસ કરે તેવા હોવા જોઈએ. નાનાં બાળકોને નિયમબદ્ધ ડ્રિલ કરવી ગમતી નથી. તેમના શરીરની હીલચાલ જોઈએ તેવી થઈ શક્તિ નથી, કારણ કે શરીરના જુદા જુદા અવયવના સ્નાયુ ઉપર તેણે કાબુ મેળવ્યો હોતો નથી. આ કારણને લીધે જો બાળકોને વાર્તાદ્વારા તેનાં જુદા જુદા અવયવોની ક્રિયા થાય તેવી ડ્રિલ કરાવવામાં આવે તો તેમાં તેમને ઘણો રસ પડે છે, અને તેઓ તેવી ક્રિયા આનંદથી કરે છે. આ શૈલીના દૃષ્ટાંત માટે નીચે મુજબ એક વાર્તા આપવામાં આવી છેઃ—

### તોફાની કાગડો

એક કાગડો હતો. તે ગામ બહાર રહેતો હતો. એક વખત તેની ચાંચ ગંદી થઈ. તેણે આમ તેમ જોયું. એક બૈરી પાણી ભરીને જતી હતી. કાગડો ઊડીને તેના ઘડા પર બેઠો. તેમાં ચાંચ બોળી પાણી બગાડ્યું. કાગડો ઊડીને ઝાડ પર બેઠો. (કાગડાનું આમતેમ જોવું, કાગડાનું ઊડવું, બેસવું, ચાંચ બોળવી, ને ઊડી જવું, એ બધી ક્રિયા બાળકો પાસે કરાવવી.)

બૈરી રાજા પાસે ગઈ. એક નોકર રાજાને પંખો નાખતો હતો. એક સિપાઇ પહેરો ભરતો હતો. (પંખો નાખવાની ને પહેરો ભરવાની ક્રિયા કરાવવી.) બાઈએ રાજાને ફરિયાદ કરી. રાજાએ કાગડાને બોલાવ્યો. કાગડાએ બુલ કબુલ કરી. રાજાએ તેને કુવામાં નખાવ્યો.

કુવામાં કાગડાએ બોલવા માંડ્યુંઃ—

પાણીમાં તરતાં શીખીએ છીએ,
ભાઈ, પાણીમાં તરતાં શીખીએ છીએ.

(આ લીટીઓ બાળકો બોલતાં જાય અને તરવાની ક્રિયા કરતાં જાય.) રાજાએ સિપાઇને પૂછ્યું, કાગડો શું બોલે છે? સિપાઈ તેજ લીટીઓ ફરી બોલી બતાવે છે. (બાળકો પણ એજ રીતે બોલીને ફરીને ક્રિયા કરે.)

પછી કાગડાને કુવામાંથી કાઢીને કાંટાની વાડમાં નાખ્યો. કાગડાએ બોલવા માંડ્યુંઃ—

કુંળા કાન વીંધાવીએ છીએ,
ભાઈ, કુંળા કાન વીંધાવીએ છીએ.

(બાળકો બોલતાં જાય અને કાનનો નીચલો ભાગ પકડી એક પછી એક બંને બાજુ પર નમે.)

પછી તેને ઘીના ડબામા નાખ્યો. કાગડાએ બોલવા માડ્યું:—

ઘીના લબકા મારીએ છીએ,
ભાઈ, ઘીના લબકા મારીએ છીએ.

(બાળકો નીચા પડી ઘી ડબામાથી લે અને ઉભા થઈ લબકા મારે.)

પછી તેને તેલના ડબામા નાખ્યો. કાગડાએ બોલવા માડ્યુ—

કાને તેલ મુકાવીએ છીએ,
ભાઈ, કાને તેલ મુકાવીએ છીએ.

(બાળકો કાનમા આગળી ઘાલી અને બાજુ પગ એક પછી એક નમે.)

પછી કાગડાને ગોળના માટલામા પૂર્યો તોપણ કાગડો બોલવા લાગ્યો:—

ગોળના ઢેફા ખાઇએ છીએ,
ભાઈ, ગોળના ઢેફાં ખાઇએ છીએ.

(બાળકો નીચા નમી ગોળના ઢેફા લે અને ઉંચા થઈ ખાય, એવી ક્રિયા કરે.)

પછી તેને છાપરા ઉપર નાખ્યો, ત્યારે કાગડો બોલવા લાગ્યો:—

તડકે ટાઢ ઉડાડીએ છીએ,
ભાઈ, તડકે ટાઢ ઉડાડીએ છીએ.

(બાજુ પરથી બંને હાથ ઉંચા લઈ નીચા લાવવાની ક્રિયા બાળકો કરે.)

રાજાએ થાકીને કાગડાને કાઢી મૂક્યો.

કાગડો ઊડી ગયો.

(ઊડવાની ક્રિયા કરી બાળકો છુટાં પડે.)



## પાઠમાં રસ



(પુ. ૭૧ ના પૃષ્ઠ ૩૮૯ થી ચાલુ)

ભૂમિતિ અને ગણિતના પાઠમા કેવી રીતે રસ ઉત્પન્ન કરી શકાય તેના નમુના માહે ડિસેમ્બર સને ૧૯૩૨ ના અંકમા આપ્યા છે. હવે ભૂગોળના પાઠ કેવી રીતે રસિક થઈ શકે તે જોઈએ.

ભૂગોળના પાઠ રસિક કરવા માટે શિક્ષકનું ભૂગોળ સંબધી જ્ઞાન વિશાળ હોવું જોઈએ. વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શિક્ષકે ભૂગોળના જુદી જુદી જાતના પુસ્તકોનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો જોઈએ. વળી

તેણે પ્રાકૃતિક ભૂગોળનું પણ બારીક જ્ઞાન મેળવવું જોઈએ. આ પ્રમાણે ભૂગોળના વિષયમાં રસ લેનાર શિક્ષક ભૂગોળના પાઠ સહેલાઈથી રસિક કરી શકશે. ભૂગોળના કઈ જાતના પાઠ કેવી રીતે રસિક થઈ શકે તેના કેટલાક નમુના નીચે આપવામાં આવ્યા છે.

(૧) પૃથ્વીના પૃષ્ટ ઉપર પવન અને પાણી કેવા કેવા અદ્દભુત ફેરફાર કરે છે, તે વિષે યથાસ્થિત પાઠ આપવામાં આવે તો વિદ્યાર્થીઓ અદ્દભુત રસમાં તલ્લીન થઈ જાય. કાર્લીની ગુફા, ઈલોરાની ગુફા, વગેરે ગુફાઓ કુશળ શિલ્પશાસ્ત્રીઓએ ડુંગરોમાંથી કોતરી કાઢેલી છે. તેમની કૃતિ ખરેખર આશ્ચર્ય પમાડે એવી છે; પરંતુ તે મનુષ્યકૃતિને પણ પાણી ભરાવે એવી કુદરતની કૃતિ છે. ભલભલા શિલ્પશાસ્ત્રીઓ પણ હારી જાય એવી ગુફાઓ પાણી અને પવને બનાવી છે. આવી એક કુદરતી મહાન ગુફા ઉત્તર અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં ઓહીઓ નદીના કિનારા ઉપર આવેલા લુઈસવીલ શહેરથી દક્ષિણે ૯૦ માઈલ દૂર આવેલી છે. આ ગુફાનું નામ 'મેમથકેવ' છે. તે આખી ગુફા એક મોટી ચુનાના પત્થરમાંથી ખાણમાંથી પાણી અને હવાના હજારો વરસના ચાલુ ઘસારાથી કોતરાએલી છે. આ કુદરતી કૃતિ આશ્ચર્યમુગ્ધ કરી નાખે એવી છે. તેનું વર્ણન નીચે પ્રમાણે છે:—

આ ગુફાનું પ્રવેશદ્વાર ૭૦ ફુટ પહોળું અને ૫૦ ફુટ ઉંચું છે. તે મુખદ્વારે બત્તી અને ભોમીઆની મદદથી આગળ જતાં એક માઈલ દૂર એક મોટો ઓરડો આવે છે, તે ૫૦૦ ફુટ લાંબો ૭૦ ફુટ પહોળો અને ૬૦ ફુટ ઉંચો છે. આ ઓરડો 'તારાનો ઓરડો' કહેવાય છે. ગુફા દેખાડનાર ભોમીઆ આ સ્થળે સલ્ફેટ ઓફ મેગ્નિશિઆની મદદથી અંધકારમાં તારા દેખાડે છે. વળી ત્યાં મધ્યરાત્રિ અને પ્રાતઃકાળના દેખાવ પણ બતાવે છે. આ દેખાવો વખતે જાણે તે ગુફાના ઓરડાનું ઉપરનું પત્થરનું ઢાંકણ ખસી ગએલું હોય એવો ભાસ થાય છે.

આ કુદરતી મહાન ગુફામાં નાના મોટા ૨૨૬ રસ્તા છે. તે રસ્તાઓની કુલ લંબાઈ ૨૦૦ માઈલ છે. તેમાં પત્થરમાંથી કોરાએલા ૪૭ ઘુમટો, ૨૩ ઉંડી ખો, ૮ પાણીના ઝરા, ત્રણ નદીઓ, બે સરોવર અને એક દરીઓ છે. એક ઘુમટ ૩૦૦ ફુટ ઉંચો છે. એક ખો ૧૭૫ ફુટ ઉંડી છે. આ ગુફાની લંબાઈ ૬ માઈલ છે. તેમાં બે રસ્તે જોવા જઈ શકાય છે: એક રસ્તે ૧૮ માઈલની અને બીજે રસ્તે ૭ માઈલની મુસાફરી ગુફામાં કરવી પડે છે.

ગુફામાંની ત્રણ નદીઓ પૈકી એક નદીનું નામ 'પડધા' નદી પાડેલું છે; કારણ કે ત્યાં જે ધ્વનિ થાય તેનો તરત જ પડઘો પડે છે. તે નદીની વધારેમાં વધારે પહોળાઈ કોઈ સ્થળે ૨૦૦ ફુટ અને ઓછામાં ઓછી પહોળાઈ કોઈ સ્થળે ૨૦ ફુટ છે. તેની પહોળાઈ લગભગ પોણો માઈલ છે. આ નદીમાં ધોળા રંગની બે ત્રણ ઇંચ લંબાઈની આંધળી માછલીઓ છે. વળી તેમાં કેટલાક કાચબા છે. તે સિવાય બીજાં પ્રાણીઓ તેમાં નથી.

ગુફામાંની નદીઓનાં પાણીને ખૂબ હલાવવાથી થોડીવારમાં રૂપાની ઘંટડીઓ વાગતી હોય એવા મધુર નાદ થાય છે. થોડીવાર પછી મોટા ઘંટ વાગતા હોય એવા નાદ થાય છે. પાણીના આંદોલનો જ્યાંસુધી ચાલુ હોય છે, ત્યાંસુધી આવા નાદ થયા કરે છે.

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતોમાંનાં પાણી અને પવન પૃથ્વીના પૃષ્ઠ ઉપર કેવા મહાન ફેરફાર કરે છે, તે આ ગુફાના દૃષ્ટાંતથી રસિક રીતે સમજાવી શકાશે.

(૨) પાણી, પવન અને પાવક સૃષ્ટિમા આશ્ચર્યમા તલ્લીન કરી નાખે એવાં અવનવાં સર્જન કરે છે. વળી તે ત્રણ મહાભૂત સૃષ્ટિમાં પ્રલય પણ કરે છે. પૃથ્વીના પેટામાં રહેલો પાવક જળ ત્યા સ્થળ અને સ્થળ ત્યાં જળ કરી નાખે છે. જ્વાળામુખી પર્વતો અને ધરતીકંપ પૃથ્વીના પૃષ્ઠ ઉપર અવનવા ફેરફાર કરે છે. તે પાઠ જુદાં જુદા દૃષ્ટાંતોથી બહુજ રસિક કરી શકાય. જ્વાળામુખી પર્વતનાં દૃષ્ટાંત લઈએ.—

આઇસ્લાંડ બેટમાં હેકલા નામે જ્વાળામુખી પહાડ છે. ઇ. સ. ૧૭૮૩ માં તે જ્વાળામુખી પર્વત ફાટયો, ત્યારે તેમાથી નીકળેલા લાવા રસના બે વહેળા વહ્યા હતા. એક વહેળો ૫૦ માઇલ લાંબો અને પંદર માઇલ પહોળો હતો! બીજો વહેળો ૪૦ માઇલ લાંબો અને ૭ માઇલ પહોળો હતો!

ઇટાલી દેશમાં વિસુવિયસ નામે જ્વાળામુખી પહાડ છે. તે ઇ. સ. ૭૯ માં ફાટયો. તે વખતે તેમાંથી પ્રથમ ઊની રાખ અને પત્થરો જોસભેર ફેંકાયાં. પછી લાવા રસ વહેવા માંડયો. પરિણામે આજુબાજુનાં ગામડાં દટાઈ ગયાં એટલુંજ નહિ પણ હરક્યુલેનિઅમ અને પોમ્પીઆઈ નામે બે મોટાં શહેરો પણ દટાઈ ગયાં. તે એવી રીતે દટાઈ ગયાં કે ૧૫૦૦ વરસ સુધી તેમનો કંઈ પણ પત્તો લાગ્યો નહિ. ઇ. સ. ૧૮૭૧–૭૨ માં આ પર્વત ફાટયો ત્યારે તેમાંથી ૧૦૦૦ વાર પહોળી અને ૨૦ ફુટ ઊંડી લાવા રસની નદી વહી હતી. તેની ઝડપ એક કલાકે ०। માઇલની હતી. તે વખતે

ા રસ તથા વાલચોળ પત્થર ૪૦૦૦ ફુટ ઉંચાઈ સુધી ઊડયા હતા, ને રાખ ૮૦૦૦ ફુટ ઉંચાઈ સુધી ઊડીને ૧૪૦ માઇલ દૂર પહોંચી ગઈ ી; લાવા રસથી આસપાસના બે ચોરસ માઇલ જેટલા પ્રદેશ ઉપર ૧૩ ! જાડું પડ બંધાયું હતું. આ લાવા રસની ગરમી ૨૦૦૦ ડિગ્રી (ફેરન-ટ) કરતાં પણ વધારે છે!

જાવાની પૂર્વે સુંબાવા બેટમાં ટુમ્બોરો નામે જ્વાળામુખી પહાડ ી. સ. ૧૮૧૫ માં ફાટયો હતો. તેમાંથી નીકળેલી રાખ વગેરે પદાર્થોથી ૦૦ માઇલ દૂર જાવા બેટમાં દિવસે પણ અમાસની રાત જેવું અંધારૂં છવાઇ ગયું હતું. તે રાખમાંનાં રજકણો ૮૦૦ માઇલ દૂર આમ્બોયના બેટ સુધી ગયા હતા.

સંડાની સામુદ્રધુનિ પાસેનો એક જ્વાળામુખી ઇ. સ. ૧૮૮૩ માં ફાટયો ત્યારે કાકટોઆ નામે બેટ તદન નાશ પામ્યો. તેનો અવાજ ૧૦૦ માઇલ સુધી સંભળાયો હતો, અને તેની આસપાસના ૩૦ માઇલના વિસ્તાર-માં અંધકાર છવાઈ ગયો હતો. ઇ. સ. ૧૯૦૨ માં વેસ્ટ ઇંડીઝ ટાપુઓ-માંના માર્ટિનિક નામે ટાપુમાં જ્વાળામુખી પર્વત ફાટવાથી હજારો માણસના જીવ ગયા હતા.

હવે ધરતીકંપ વિષે જોઈએ.—

ઇ. સ. ૧૮૮૨ માં ચિલિ દેશમાં ભારે ધરતીકંપ થયો. તે વખતે કાંઠાની જમીન ઘણા માઇલ સુધી ૩ થી ૫ ફુટ ઉંચી થઈ ગઈ; અને દરીઆના ઘણા ભાગ પરથી પાણી જતું રહ્યું. આવી રીતે જે નવી જમીન બની તેનો વિસ્તાર ઘણો મોટો હતો.

ઇ. સ. ૧૮૧૯ માં સિંધુ નદીના મુખ પાસે કચ્છમાં ભારે ધરતીકંપ થયો; તેથી ભુજ શહેરને બહુ નુકસાન થયું હતું. તેનો આંચકો આખા ગુજરાતમાં અને દક્ષિણમાં પણ લાગ્યો હતો. અમદાવાદમાં ઘણી મસીદોના મિનારા પડી ગયા હતા. આ ધરતીકંપની અસર આખા હિંદુસ્તાનમાં ઓછી વત્તી થઈ હતી. સૌથી વધારે નુકસાન કચ્છ પ્રદેશમાં થયું હતું. તે વખતે સિંધુ નદીના મુખના જમણા કાંઠા પાસે સિન્દ્રી નામે ગામ હતું, અને સિન્દ્રી નામે કિલ્લો હતો. તે ગામ તથા કિલ્લો દરીઆમાં ડૂબી ગયાં. કચ્છના રણની પાસેનો ૨૦૦૦ ચો. માઇલ જેટલા વિસ્તારનો ભાગ ૧૨ થી ૧૫ ફુટ નીચો જતો રહ્યો, અને તે રણની પાડોશમાં ૫૦ માઇલ લાંબો, ૧૫ માઇલ પહોળો તથા થોડા ફુટ ઉંચો, એવો ટેકરો જમીનમાંથી બહાર નીકળી આવ્યો. તે ટેકરાએ બીજા ધરતીવાળા ભાગનો બચાવ કર્યો. એ

તે ટેકરો ઉપસી આવ્યો ન હોત તો રણમાં ધસી આવેલું પાણી વસ્તીવાળા પ્રદેશને પાયમાલ કરી નાખત. આ કારણથી લોકોએ તે ટેકરાનું નામ 'અલ્લાબંધ' એટલે ઇશ્વરે બાંધેલો બંધ એવું પાડ્યું હતું.

ઇ. સ. ૧૮૨૨ માં વાલપારેસો શહેર ધરતીકંપથી ત્રણ ફુટ ઉંચું ઉપસી આવ્યું હતું. સાન્ટા મેરીઆનો ટાપુ ઇ. સ. ૧૮૩૫ માં ધરતીકંપના એકજ આંચકાથી આઠ ફુટ કરતાં વધારે ઉપસી આવ્યો હતો. ઇ. સ. ૧૮૩૯ માં ક્રોનોસ દ્વીપકલ્પમાંનો લીમુસ નામનો બેટ ધરતીકંપને લીધે આઠ ફુટ ઉંચો થઈ ગયો હતો.

આ પ્રમાણે ધરતીકંપની અસરથી પૃથ્વીના પૃષ્ઠ ઉપર અનેક જાતના ફેરફાર થઈ જાય છે.

જ્વાળામુખી પર્વતો અને ધરતીકંપ પૃથ્વી ઉપર જાનમાલની ભયંકર ખુવારી કરે છે, તેથી ઉપલક નજરે જોતા તેમા પ્રભુની નિર્દયતા જણાય છે; પરંતુ જરા બારીક વિચાર કરવાથી જણાશે કે તેમાં પણ જગન્નિયંતા પ્રભુનો શુભ ઉદ્દેશ સમાએલો છે. જો પૃથ્વીના પૃષ્ઠ ઉપર માત્ર જળનીજ ઉપાધિ નિરંતર કાર્ય કર્યા કરતી હોત, તો તે અમુક સમય પછી પૃથ્વીના પૃષ્ઠને સપાટ બનાવી દેત. આથી આ પૃથ્વી પ્રાણીઓ અને વનસ્પતિને વસવા માટે નાલાયક બની જાત. આ પ્રમાણે ન થાય એટલા માટે પરમેશ્વરે અગ્નિની ઉપાધિ એટલે ધરતીકંપ અને જ્વાળામુખીની દેખીતી ભયંકર પણ પરિણામે લાભકારી યોજના કરેલી છે.

આ પ્રમાણે રસિક હકીકત રજુ કરી કાર્યકારણનો સંબંધ જોડીને જ્વાળામુખી પર્વતો અને ધરતીકંપનો પાઠ રસિક કરી શકાય.

(૩) વનસ્પતિ વિષે શિક્ષણ આપતી વખતે પૃથ્વીના પૃષ્ઠ ઉપર કેવાં રાક્ષસી વૃક્ષો ઉગે છે, તેનો ખ્યાલ આપીને તે પાઠમાં રસ ઉત્પન્ન કરી શકાશે.

હિંદુસ્તાનમાં મલબાર કાંઠે, બ્રહ્મદેશ, કોંકણ વગેરે સ્થળે સાગનાં ઝાડ લગભગ ૧૨૫ ફુટ ઉંચાં થાય છે. તેમનો ઘેરાવો લગભગ ૨૦ ફુટ હોય છે. ઝાડની ૧૨૫ ફુટની ઉંચાઈ નવાઈ પમાડે એવી છે, છતાં અન્ય પ્રદેશમાં થતાં બીજાં ઝાડની ઉંચાઈના પ્રમાણમાં આ ઉંચાઈ કંઈ વિસાતમાં નથી. નીચેની હકીકત ઉપરથી આ બાબત સમજી શકાશે.

આસ્ટ્રેલેશિઆના ન્યુગિનિ ટાપુનાં જંગલોમાં એક જાતનાં ગંજાવર વૃક્ષો થાય છે. તેમની ઉંચાઈ લગભગ ૨૦૦ ફુટ છે. એ જંગલોમાં વડના જેવાં વૃક્ષો પણ થાય છે. તેમાંથી વડવાઈ જેવું નીચે લટકી તે જમીનમાં દાખલ થાય છે, તેથી વડની પેઠે તેનો વિસ્તાર વધે છે. આ વૃક્ષોની

ઉંચાઈ પણ ૨૦૦ ફુટ હોય છે. આવાં ઉંચાં અને વિશાળ ઝાડ બહુજ શોભાયમાન દેખાય છે.

યુનાઈટેડ સ્ટેટ્સમાં કૅલિફૉર્નિઆના રાજ્યમાં સાનફ્રાન્સિસ્કો શહેરની દક્ષિણે વાવોના નામે ગામ છે. ત્યાંથી નવ માઇલ દૂર રાક્ષસી વૃક્ષોનું એક જંગલ છે. આ જંગલનો વિસ્તાર ચાર ચોરસ માઇલ છે. તેમાંના એક વૃક્ષનું નામ 'ખિસ્સાગણો રાક્ષસ' પાડેલું છે. તેના થડનો પરિઘ ૯૩ ફુટ ૭ ઇંચ છે. સો ફુટની ઉંચાઈ સુધી તેને એક પણ ડાળી નથી. તેથી વિશેષ ઉંચાઈએ આવેલી પહેલી ડાળીનો પરિઘ ૧૮ ફુટ છે.

એક બીજું ગંજાવર ઝાડ છે. તેના થડમાંથી ૨૭ ફુટ લાંબો, ૧૦ ફુટ પહોળો અને ૧૦ ફુટ ઉંચો બુગદો કોતરી કાઢેલો છે. આ રાક્ષસી વૃક્ષના થડના બુગદામાથી ચાર ઘોડાની ગાડી સહેલાઇથી ચાલી જાય છે. ઝાડના થડમાથી બનાવેલો આ રસ્તો તે ઝાડના મહાન ગંજાવરપણાનો ખ્યાલ આપે છે. તે જંગલમાં વોશિંગ્ટન નામે એક બીજું ઝાડ છે, તેના થડનો ઘેરાવો ૯૦ ફુટ છે. આ જંગલનાં વૃક્ષોની વધારેમાં વધારે ઉંચાઈ ૨૭૨ ફુટ છે, અને તેમનું આયુષ્ય ૪૦૦૦ વરસનું છે. તેમનો દેખાવ ઘણો જ મનોહર છે.

જંગલની વનસ્પતિના વિષયમાં આ ગંજાવર વૃક્ષોની હકીકત વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાથી તેઓ અદ્‌ભુત રસમાં તલ્લીન થઈ જશે, અને પૃથ્વીના પૃષ્ઠ ઉપરની બીજી નવી નવાઈઓ જાણવાની તેમનામાં જિજ્ઞાસા ઉત્પન્ન થશે.

(૪) નર્મદા નદીના સુરપાણના ધોધનો પાઠ પાંચમી ચોપડીમાં આપેલો છે, તેમાં તેનું વર્ણન રસિક રીતે કરેલું છે. સાતમા ધોરણમાં આ પાઠનો સંબંધ જોડીને નાયાગરાના મહાન ધોધ વિષે રસિક પાઠ આપી શકાય. આ ધોધ પાસે સુરપાણનો ધોધ કંઈ હિસાબમાં નથી. નાયાગરાના ધોધની મહત્તાનો ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવશે.

નાયાગરાના ધોધ બે છે: (૧) કેનેડાની સરહદ ઉપર છે, તે 'ઘોડાની નાળ' ને નામે ઓળખાય છે. (૨) અમેરિકન સરહદ ઉપર છે, તે 'અમેરિકન ધોધ' ને નામે ઓળખાય છે.

આ ધોધનો અવાજ હજારો તોપના અવાજ એક સાથે થતા હોય એટલો થાય છે. તે ૪૫ માઇલ દૂર સુધી સંભળાય છે. ધોધ ઉપરથી જોસબંધ પડતા પાણીની જે વરાળ ઉડે છે તે આકાશમાં ધુમાડા જેવી લાગે

છે. તેના ઉપર સૂર્યનાં કિરણો પડે છે, ત્યારે તે બહુ દૂરથી દેખાય છે. એક પ્રેક્ષકે તેને ૧૦૦ માઇલ દૂરથી જોઈ હતી. એક પ્રોફેસર એવી ગણતરી ગણે છે કે નાયાગરાના ધોધ ઉપરથી દર મિનિટે સરાસરી એક કરોડ એંશી લાખ ઘનફુટ પાણી પસાર થાય છે. હવે જો એક ઘનફુટ પાણીનું વજન ૬૨ા રતલ ગણીએ તો એ હિસાબે ધોધ ઉપરથી દર મિનિટે પાંચ લાખ, બાસઠ હજાર અને પાંચસેં ટન પાણી પસાર થાય છે. આ હિસાબ ઉપરથી આ ધોધની મોટાઈનો ખ્યાલ આપી શકાશે. આ ધોધના પાણીના અપાર બળને ઉપયોગમાં લીધું છે. તેના બળથી કારખાનાં ચાલે છે, તેથી નાયાગરા કસ્બો વેપારમાં ઘણો આગળ વધ્યો છે. આ ધોધનું સંપૂર્ણ વર્ણન લખતાં બહુ લંબાણ થઈ જાય તેથી ખાસ મુદ્દાની બાબત જણાવીને અટકવું પડે છે.

(૫) રેલ્વે વિષે શિક્ષણ આપતાં પહાડમાથી રેલ્વેને માટે જે બુગદા કોતરી કાઢવામાં આવે છે, તેમાં ઈજનેરી કળાનું અદ્દભુત દર્શન થાય છે. મુંબઇથી નાસિક તરફ અને પુના તરફ જતા રસ્તામાં ઘાટના ડુંગરોને કોતરીને જે માર્ગ બનાવ્યા છે, તેનો ખ્યાલ વિદ્યાર્થીઓને આપવાથી તેમને બહુ આનંદ થશે.

આ નાના બુગદાઓનો ખ્યાલ આપ્યા પછી યુરોપમાં સેંટ ગોથાર્ડ પર્વતમાંથી જે મોટામાં મોટો બુગદો રેલ્વે માટે કોતરી કાઢવામાં આવ્યો છે, તેનો પાઠ બહુ રસિક કરી શકાશે.

આલ્પ્સ પર્વત ચાર ઠેકાણેથી પહાડી રેલ્વે લાઇન અને બુગદા બાંધીને ઇટાલિ દેશ પશ્ચિમ યુરોપ સાથે જોડાયો છે. પહેલી પહાડી લાઇન 'સિમરીંગ' ઇ. સ. ૧૮૫૪માં, બીજી 'બ્રેનર' ઇ. સ. ૧૮૬૭મા, ત્રીજી 'સેનિસ' ઇ. સ. ૧૮૭૧માં, ચોથી સેંટ ગોથાર્ડ ઇ. સ. ૧૮૮૨માં તૈયાર થઈ હતી. સેંટ ગોથાર્ડની પહાડી રેલ્વે જર્મન પ્રધાન બિસ્માર્ક અને ઇટાલીઅન્ પ્રધાન કાવુરના એકમતથી બાંધવાનું નક્કી થયું. તે ખર્ચમાં ઇટાલિની સરકારે અર્ધોઅર્ધ ફાળો આપવાનું કબુલ કર્યું. આસપાસનાં રાજ્યોની એ વખત કોન્ફરન્સ મળ્યા પછી આ રેલ્વે બાંધવાની શરૂઆત તા. ૧ લી ઓક્ટોબર ૧૮૭૨ના રોજથી થઈ. આ કામ દસ વરસમાં પુરૂં થયું.

સ્વિટ્ઝર્લૅન્ડની સરહદ ઉપરથી આ પહાડી રેલ્વેની શરૂઆત થાય છે, અને 'હારપેન્થાલ' સ્ટેશનથી સેંટ ગોથાર્ડનો લાંબો બુગદો શરૂ થાય છે. આ બુગદો મધ્ય ભાગમાં ૩૭૮૭ ફુટ ઉંચો છે, અને તેની સાથેના બીજા ૫૬ નાના બુગદા મળીને એકંદરે ૨૫ માઇલનો રસ્તો પહાડમાંથી

નિકાસ વગેરે વિદ્યાર્થીઓને મોઢે કરવાં પડતાં, અને શાળાના અભ્યાસક્રમમાં ભૂગોળનો વિષય ગોખણીઓ વિષય ગણાતો હતો. વિદ્યાર્થીઓ, શિક્ષકો અને જનસમાજને આ વિષય નીરસ અને બીન ઉપયોગી જણાતો હતો. માત્ર પરીક્ષા પૂરતું આ વિષય ઉપર લક્ષ અપાતું હતું. વીસમી સદીની શરૂઆતમાં પાશ્ચાત્ય દેશોમાં ભૂગોળશિક્ષણની ભાવના બદલાવા લાગી. ભૂગોળનો વિષય રસિક અને આકર્ષક બનાવવા માટે મહાન શોધકોની મુસાફરીનાં વર્ણન ભૂગોળના શિક્ષણમાં દાખલ કરવામાં આવ્યાં. ભૂગોળના અભ્યાસક્રમમાં મનુષ્યના ધંધા અને મનુષ્યજીવનની હકીકતને પ્રાધાન્ય આપવામાં આવ્યું.

દુનિયાના દેશોનો અભ્યાસ કરતી વખતે દુનિયાના જુદા જુદા ભાગમાં આવેલા કેટલાક દેશોમાં મનુષ્યના ધંધા એક પ્રકારના જણાયા. અમેરિકામાં કેનેડાના ઉત્તર ભાગમાં, યુરોપમાં રશિઆના ઉત્તર ભાગમાં, અને એશિઆમાં સાઇબિરિઆના ઉત્તર ભાગમા એકજ પ્રકારનાં વૃક્ષ ઊગે છે એમ માલમ પડ્યું. આ ત્રણે દેશોમાં વૃક્ષનાં પાન અણીદાર હોય છે અને તે એક સાથે ખરી પડતાં નથી. આ વૃક્ષો શંકુ આકારનાં હોય છે, અને ઘણાં ઉંચાં વધે છે. એ જંગલોમાં વસતાં પ્રાણીઓનાં શરીર ઉપર જાડી રૂવાંટી હોય છે.

લોકોનો મુખ્ય ધંધો જંગલનાં લાકડાં કાપવાનો અને રૂવાંટીવાળાં પ્રાણીઓ પકડવાનો છે. એ પ્રદેશમાં ખેતી મોટા પાયા ઉપર થતી નથી.

એમેઝોન નદીના જળપ્રદેશમાં, કોન્ગો નદીના જળપ્રદેશમાં અને ઈસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં ગરમ અને ભેજવાળી હવા અને ગીચ જંગલો છે. વરસાદ ૮૦ ઈંચથી વધારે થાય છે. એ ત્રણે પ્રદેશોમાં કોકો અને રબરનાં વૃક્ષ થાય છે.એમેઝોનનો પ્રદેશ,કોન્ગોનો પ્રદેશ, અને ઈસ્ટ ઇન્ડીઝના ટાપુઓ એક બીજાથી ઘણે દૂર આવેલા હોવા છતાં એ ત્રણે પ્રદેશોમાં આબોહવા, વનસ્પતિ અને મનુષ્યના ધંધા એક પ્રકારના છે એવું માલમ પડ્યું.

જુદા જુદા દેશોની એકસરખી આબોહવા અને વનસ્પતિ, અને એકજ પ્રકારનાં મનુષ્યજીવન જણાવાથી પ્રાદેશિક ભૂગોળની કલ્પના શરૂ થઈ. ભૂગોળના અભ્યાસીઓને જણાયું કે ભૂગોળના શાસ્ત્રીય શિક્ષણ માટે આબોહવા અને કુદરતી વનસ્પતિ પ્રમાણે દુનિયાના વિભાગ પાડવા જોઈએ. આ પ્રમાણે પાડેલા વિભાગ કુદરતી વિભાગ કહેવાય છે. જે પ્રદેશની પ્રાકૃતિક રચના, આબોહવા અને કુદરતી વનસ્પતિ એક પ્રકારની હોય, તે

પ્રદેશના એક કુદરતી વિભાગને અગત્ય આપવામાં આવે છે, અને રાજકીય વિભાગ ગૌણ બને છે.

રાજકીય વિભાગની સરહદ વખતોવખત બદલાય છે. ગયાં ત્રીસ વર્ષમાં બંગાળાની સરહદ ત્રણ વખત બદલાઈ હતી. યુરોપનાં ઘણાં રાજ્યોની સરહદ મહાન વિગ્રહ પછી બદલાઈ ગઈ છે, અને બીજો વિગ્રહ થાય તો ફરીથી સરહદ બદલાય. અમદાવાદ જિલ્લાની સરહદ કયાં પુરી થાય છે તે હકીકત જિલ્લાના અમલદારો અને સરહદ ઉપર આવેલાં ગામના લોકો સિવાય બીજા કોઈ ભાગ્યેજ જાણતા હશે. તે જાણવાની જરૂર પણ નથી. ખેડા જિલ્લામા વડોદરાના રાજ્યનો મુલક છે. સામાન્ય રીતે ખેડા જિલ્લાની ભૂગોળ અને વડોદરા રાજ્યની ભૂગોળ જુદી શીખવવામાં આવે છે, કારણ કે બને જુદા રાજકીય વિભાગ છે. નડિઆદ ખેડા જિલ્લામાં અને વસો ગાયકવાડી રાજ્યમાં છે, પણ બને શહેરની આસપાસ આબોહવા, જમીન અને પાક એક પ્રકારનાં છે. તે બને એક કુદરતી વિભાગમાં આવેલાં છે. તેથી તે બંનેનો અભ્યાસ સાથે કરવાની આવશ્યકતા સમજી શકાશે. પ્રાદેશિક ભૂગોળના અભ્યાસમાં આ બે શહેરો સાથે લેવાય છે.

કુદરતી વિભાગનો અભ્યાસ કરવાથી ભૂગોળની હકીકત અસંબદ્ધ નથી, પણ કાર્યકારણના સંબંધ ઉપર રચાએલી છે, એ સ્પષ્ટ સમજાય છે. તે ઉપરાંત ભૂગોળનો અભ્યાસ ઘણો સરળ થાય છે. કોન્ગો, એમેઝોન અથવા ઈસ્ટ ઇન્ડીઝના પ્રદેશમાંના એક પ્રદેશની હકીકત ઉપરથી બીજા પ્રદેશની હકીકતનું સામાન્ય અનુમાન થઈ શકે છે. જો કે દરેક દેશમાં પ્રાકૃતિક રચના અને ભૂસ્તરરચના પ્રમાણે તેની આબોહવામાં અને વનસ્પતિમાં થોડો થોડો ફેર પડે છે, તેમ છતાં એ બધા દેશોની આબોહવા અને વનસ્પતિમાં અને લોકોના ધંધામાં મોટે ભાગે સમાનતા જોવામાં આવે છે. મલાયા અને સિલોનમાં રબરના વૃક્ષ કુદરતના મનસ્વી તરંગથી થતાં નથી.

પ્રાદેશિક ભૂગોળના અભ્યાસથી રબરના વૃક્ષ એ પ્રદેશમાં થવાનાં કારણ સમજાય છે. વિષુવવૃત્તના પ્રદેશની આબોહવા આ વૃક્ષને અનુકૂળ આવે છે, અને વિષુવવૃત્ત ઉપર આવેલા બધા દેશોમાં રબરનાં વૃક્ષ માલમ પડશે.

ઉત્તર અમેરિકામાં કેલિફોર્નિઆ, યુરોપમાં ભૂમધ્ય સમુદ્રના કિનારાના દેશો, એશિઆમાં એશિઆ માઈનોર, દક્ષિણ અમેરિકામાં મધ્ય ચિલી,

આફ્રિકામાં ઉત્તર કિનારાનો પ્રદેશ અને કેપ ટાઉનનો પ્રદેશ અને ઓસ્ટ્રેલિઆમાં પર્થની આસપાસનો પ્રદેશ—આ બધા દેશોમાં શિઆળામાં વરસાદ પડે છે, અને ઉનાળા સૂકા હોય છે. સૂકા ઉનાળામાં છોડ સુકાઈ ન જાય તે માટે છોડનાં મૂળ લાંબાં હોય છે, અથવા વૃક્ષનાં પાન જાડાં અને રૂવાંટીવાળાં હોય છે. આ પ્રદેશમાં દ્રાક્ષ અને નારંગીની જાતનાં 'ફળો' થાય છે. દુનિયાનો નકશો જોતા આ બધા દેશો લગભગ સરખા અક્ષાંશ ઉપર આવેલા જણાશે.

બધા દેશોમાં પશ્ચિમના વિરુદ્ધ વ્યાપારી પવનો વરસાદ લાવે છે, તેમાંના કોઈ પણ દેશની હકીકતનો સવિસ્તર અભ્યાસ કરવાથી તે પ્રદેશના બીજા દેશોની હકીકત વિષે કલ્પના કરી શકાય છે. આ પ્રદેશ ભૂમધ્યસમુદ્રની આબોહવાનો પ્રદેશ કહેવાય છે, કારણ કે ભૂમધ્યસમુદ્રની આસપાસના દેશોમાં આ પ્રકારની આબોહવા અને વનસ્પતિ ખાસ જોવામાં આવે છે.

પ્રાદેશિક ભૂગોળમાં કુદરતી વિભાગના અભ્યાસને પ્રાધાન્ય આપવામાં આવે છે, અને આબોહવા અને વનસ્પતિ પ્રમાણે દુનિયાના વિભાગો પાડવામાં આવે છે. અમુક ધોરણ લક્ષમાં રાખી કુદરતી વિભાગ પાડવામાં આવે છે. વિષુવવૃત્તથી ધ્રુવ તરફ જઈએ તેમ હવાની ગરમી ઓછી થતી જાય છે. વિષુવવૃત્તના પ્રદેશમાં બારે માસ ગરમી પડે છે, અને ધ્રુવના પ્રદેશમાં બારે માસ ઠંડી રહે છે. આબોહવાના ફેરફાર પ્રમાણે કુદરતી વનસ્પતિ બદલાતી જાય છે, તેથી વિષુવવૃત્તથી ઉત્તર અથવા દક્ષિણ તરફ જતાં જુદા જુદા કુદરતી વિભાગ આવે છે. જે પ્રમાણે રાજકીય સરહદ દર્શાવતા નકશા બનાવવામાં આવે છે, તે પ્રમાણે દુનિયાના કુદરતી વનસ્પતિ વિભાગ દર્શાવતા નકશા તૈયાર કરવામાં આવે છે. રાજકીય વિભાગની સરહદ બે દેશને છુટા પાડે છે, પણ કુદરતી વિભાગના નકશામાં બે વિભાગ જુદા દર્શાવ્યા હોય તે ઉપરથી એમ નહિ સમજવું કે એક કુદરતી વિભાગમાંથી બીજા વિભાગમાં જતાં આબોહવા અને વનસ્પતિ એકદમ બદલાઈ જાય છે. નકશામાં દર્શાવેલા કુદરતી વિભાગની બંને બાજુએ બંને કુદરતી વિભાગની વનસ્પતિ જોવામાં આવે છે. આબોહવા અને વનસ્પતિમાં ધીમે ધીમે ફેરફાર થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કુદરતી વિભાગનો અભ્યાસ કરવાથી ભૌગોલિક હકીકતનાં કારણો સહેલાઈથી સમજી શકાશે. મનુષ્યજીવન ઉપર ભૌગોલિક કારણો કેવી અસર કરે છે તેનો અભ્યાસ કરવાથી ભૂગોળના

વિષયમાં વિદ્યાર્થીઓ રસ લેતા થશે. ભૂગોળમાં માત્ર દેશો અને શહેરોનાં નામ ગોખવાનાં નથી, પણ મનુષ્યજીવનની હકીકત શીખવાની છે, તે સમજાશે. ભૌગોલિક કારણોની અસર દેશની આર્થિક સ્થિતિ, દેશના ઇતિહાસ અને સંસ્કૃતિઓની પ્રગતિ ઉપર થાય છે. તે સત્ય પ્રાદેશિક ભૂગોળના અભ્યાસથી સ્પષ્ટ સમજાય છે. દેશની પ્રાકૃતિક રચના અને આબોહવાની અસર કુદરતી વનસ્પતિ ઉપર થાય છે, અને આબોહવા અને કુદરતી વનસ્પતિની અસર પ્રાણીજીવન અને મનુષ્યના ધંધા ઉપર થાય છે. પ્રાદેશિક ભૂગોળમાં ઉપરની હકીકત ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. પ્રાદેશિક ભૂગોળના અભ્યાસથી વિદ્યાર્થીઓને લાગે છે કે ભૂગોળનો અભ્યાસ તેમના જીવન સાથે નિકટ સંબંધ ધરાવે છે, અને તેથી તેઓ આ વિષયમાં રસ લેતા થાય છે.

ઉમરેઠ — એ. એમ. પરીખ

## ખાનદેશ વિષે કાંઇક

મુંબઈ ઇલાકામાં વેપાર અને રસાળતાની દૃષ્ટિએ ગુજરાતનું સ્થાન ઉંચું આવે છે. ગુજરાતની લગોલગ આવેલો છતા પ્રાકૃતિક સંજોગોને લીધે છુટો પડેલો ખાનદેશ પ્રદેશ વેપાર અને વ્યવહારમાં ગુજરાતના જેવોજ છે.

સાતપુડા પર્વતને લીધે ગુજરાત અને ખાનદેશ તદ્દન છુટા પડી જાય છે. આ પર્વત બે દેશોની વચ્ચે ન હોત તો છોટા ઉદેપુર અને રાજપીપળાનાં રાજ્યો સાથે ખાનદેશનો સંબંધ ઘણો નિકટનો બની શકત અને ડાંગનું જંગલ વચ્ચે પથરાએલું ન હોત તો સુરત જિલ્લો અને વાંસદા તથા ધરમપુરનાં રાજ્યો ખાનદેશને ઘણાં નજીક જણાત.

આ પ્રદેશમાં વસતા લોકોની ભાષા અને ભિન્નતા ઉપરથી આ આખા પ્રદેશના પૂર્વ ખાનદેશ અને પશ્ચિમ ખાનદેશ એવા બે ભાગો પાડવામા આવ્યા છે.

પૂર્વ ખાનદેશનું પાટનગર જળગામ છે અને જળગામ, ભૂસાવળ, રાવેર, યાવલ, જામનેર અને એદલાબાદ (પેટા) તથા ચોપડા, એરંડોલ, આમલનેર, પારોલા, ચાળીસગામ, પાચોરા અને ભડગાંવ એ તાલુકાઓ છે. પૂર્વ ખાનદેશની વસતી ૧૨૦૬૦૩૫ માણસોની છે.

અત્યારે તો વડલા કે પંચવટી કાંઈ નથી.તે સ્થળે લોકો ઘરો બાંધીને રહેલા છે. આ જગ્યાએ જાણીતું થએલું પેશ્વાઓના વખતમાં બંધાએલું કાળારામનું કાળા પત્થરથી બાંધેલું દહેરૂં આવેલું છે. ગોદાવરીના પટમાં રામકુંડ, સીતાકુંડ, લક્ષ્મણ કુંડ, ધનુષ્ય કુંડ વગેરે કુંડો આવેલા છે જે અત્યારે પણ જણાય છે.

હાલમાં આગ્રાથી મુંબઈ સુધીની એક પાકી સડક બાંધવામાં આવી છે. આ સડક નાસિક અને ધૂળીઆ ગામ થઈને પસાર થાય છે, અને સિરપુર આગળ તાપીનો પૂલ બાંધવામાં આવેલો હોવાથી આ રસ્તે મોટર-વહેવાર ઘણો વધી પડેલો છે. આ ભાગમાં સસ્તા દરે મોટરો મળી શકે છે તેથી મુસાફરોને ઘણી અનુકૂળતા પડે છે. નાસિકથી ધૂળીઆ આ રસ્તે ૧૦૦ માઇલ થાય છે, અને મોટરથી મુસાફરી કરતાં ડુંગરાઓ ઉપરથી પસાર થતાં પુષ્કળ આનંદ થાય છે.

પૂર્વ ખાનદેશમાં મુખ્ય વસ્તી દક્ષિણી લોકોની છે. પશ્ચિમે ખાનદેશમાં ગુજરાતીઓની વસ્તી ઘણા સારા પ્રમાણમાં છે, અને નંદરબાર તથા નવાપુરે આગળ તો ગુજરાત જેવુંજ જણાય છે. સુરતથી ભુસાવળ જંકશન સુધી ટાપ્ટીવેલી ટ્રેન લગભગ તાપી નદીને સમાન્તર જાય છે. ભુસાવળથી મુંબઈ અને જબલપુર તરફનો સંબંધ જોડનારી જી. આઈ. પી. ટ્રેન મળી શકે છે.

અમલનેરથી ગુજરાતીઓની વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં જણાવા લાગે છે. આ ગામમાં એક નાની ગુજરાતી નિશાળ મ્યુનિસિપાલિટી તરફથી ચલાવવામાં આવે છે. તત્ત્વજ્ઞાનની પાઠશાળા અને તુકારામ મહારાજનું સમાધિસ્થાન આ ગામમાં જોવાલાયક સ્થળો ગણાય છે. ગુજરાતી બોલનારાઓમાં આ ગામમાં કાઠિઆવાડના લોકોની વસ્તી ઘણી વધારે છે.

અમલનેરથી મોટર રસ્તે ૨૪ માઇલ દૂર ધૂળીઆ શહેર આવેલું છે. આ ગામ નવીન પદ્ધતિએ બાંધવામાં આવેલું છે, બધા રસ્તાઓ તદ્દન સીધા છે. ગામ એકંદર સ્વચ્છ છે. જોવાલાયક સ્થળોમાં ટ્રેનિંગ કોલેજ, ગર્લ્સ હાઇસ્કૂલ, અને સરકારી જેલ છે. ગુજરાતી શિક્ષણ માટે મ્યુનિસિપાલિટી તરફથી એક ગુજરાતી શાળા ખોલવામાં આવી છે.

ધૂળીઆથી માલેગાંવ થઈને નાસિક, દોંડાઈચાના રસ્તે નંદરબાર, તથા નર્ડાના થઈને શિરપુર તરફ મોટર રસ્તે જવાય છે.

ધૂળીઆ અને ચાલીસગાંવ વચ્ચે રેલ્વે ચાલે છે; અને તે જી. આઈ. પી. ટ્રેનનો સંબંધ જોડી આપે છે.

ધુળીઆથી મોટર રસ્તે ૨૨ માઇલ દૂર નર્ડાના સ્ટેશન આવેલું છે. ત્યાંથી ટાપ્ટીવેલી ટ્રેન મળી શકે છે, અને ત્યાંથી નંદરબાર તથા અમલનેર તરફ જવાય છે.

નંદરબાર અસલના વખતમાં નંદ ગવળી નામના આહીર રાજાના તાબામાં હતું. આ નંદ રાજાના નામ પરથી ગામનું નામ નંદરબાર પાડવામાં આવેલું છે. શ્રીકૃષ્ણ ભગવાનના વખત પછી કદાચ આ પ્રદેશ ઉપર આહીરોની સત્તા જામેલી હોય અને તે ઉપરથી આ પ્રદેશને કાનદેશ કહેવામાં આવતો હોય એમ કેટલાકનું માનવું છે.

અત્યારે નંદરબારમા અડધો અડધ વસ્તી ગુજરાતીઓની જણાય છે. ગામમાં જોઈએ તેની સ્વચ્છતા જણાતી નથી. જોવાલાયક સ્થળોમાં ખાસ કાંઈ નથી. ગામમાં ગુજરાતી લોકો માટે એક છોકરાઓની શાળા અને એક કન્યાશાળા મ્યુનિસિપાલિટી તરફથી ચલાવવામા આવે છે.

નંદરબારથી તળોદા, શાહદા, પ્રકાશી, રનાલા વગેરે સ્થળોએ જવાય છે. રનાલામાં નાગરવેલના પાનની વાડીઓ સારા પ્રમાણમાં છે. તળોદાથી સાતપુડા પર્વત ત્રણેક માઇલ દૂર છે. આ પર્વતના સાત પૂડા–હારો હોવાથી તેને સાતપુડા કહેવામા આવે છે. સવારમા અને સાંજે તળોદાથી આ પર્વતોને નિરખતાં અત્યંત આનંદ થાય છે.

નંદરબારથી નવાપુર ટ્રેન રસ્તે ૪૨ માઇલ દૂર થાય છે. નવાપુરમા ગુજરાતીઓની વસ્તી ઘણા સારા પ્રમાણમા છે. છોકરાઓ અને છોડીઓના અભ્યાસ માટે બે ગુજરાતી નિશાળો લો. બો. તરફથી ચલાવવામાં આવે છે. બન્ને નિશાળો આબાદ સ્થિતિમા જણાય છે.

લોકો પ્રેમાળ, વિવેકી અને મિલનસાર સ્વભાવના જણાય છે.

નવાપુરથી ટ્રેન રસ્તે સોનગઢ, વ્યારા, અને બારડોલીના રસ્તે સુરત જવાય છે.

નવાપુરથી પાંચ છ માઇલ જઈએ તો ડાંગનું જંગલ શરૂ થાય છે. આ જંગલના રસ્તે ધરમપુર તથા બિલીમોરા તરફ જવાય છે. હમણાં થોડા વખતથી આ રસ્તો સુધારવામા આવ્યો છે; અને સુરત સુધી જંગલમાં થઈને મોટર રસ્તે જવાય છે અને કુદરતની ભયંકર મનોહરતા નીરખી શકાય છે.

નવાપુરની નજીકમાં કરણઘેલાએ પ્રસિદ્ધ બનાવેલો બાગલાણનો કિલ્લો ડાંગના જંગલોમાં આવેલો છે. કહેવાય છે કે હિડિંબ વન પણ અત્રેજ હતું.

નવાપુરની નજીકમાં કિલ્લેલા આતાનું પ્રાચીન સ્થળ જોવામાં આવે છે. શિવાજી મહારાજ સુરત લુંટીને નવાપુરના રસ્તે થઈનેજ દક્ષિણમાં પોતાને વતન પાછા ફરેલા હતા.

ખાનદેશમાં ભીલ લોકોની વસ્તી ઘણા પ્રમાણમાં નજરે પડે છે. તેઓ ડુંગરાઓ અને જંગલોમાં ખેતી વગેરેનું કામ કરે છે. તેમનામાં કેળવણી ન હોવા છતાં વહેવારમાં તેઓ ભોળા અને પ્રમાણિક ગણાય છે.

ખાનદેશની મુખ્ય પેદાશમાં કપાસ, મગફળી જુવાર, વગેરે આવે છે. છે. આસપાસના ભાગોમાં જંગલો પુષ્કળ પ્રમાણમાં હોવાથી ઇમારતી લાકડું અને ખાસ કરીને સાગ ઘણા જથ્થામાં મળી આવે છે અને તેનું મુખ્ય બન્દર નવાપુર ગણાય છે.

નવાપુર અને નંદરબાર વગેરે સ્થળોએ ફળફળાદિના બગીચા સારા પ્રમાણમાં નજરે પડે છે અને આંબા, પપૈઆં, મોસંબી, નારંગી, રામફળ, ચીકુ અને કેળાંના પુષ્કળ ઝાડો નજરે પડે છે.

આ પ્રદેશના ઉત્તર ભાગમાં સાતપુડાની લગભગ લગોલગ પૂર્વ પશ્ચિમ તાપી નદી વહે છે, અને સુરતથી ભુસાવળ સુધી આ બીજુ પ્રદેશમાં ટાપ્ટી વેલી ટ્રેન દોડે છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
આસી૦ ડે. એ. ઇન્સ. અમદાવાદ

---

## શિક્ષક અને શિષ્ય

'જે શિક્ષક હંમેશાં માયાળુ, વિવેકી અને હિતકારી હોય છે. તેને માટે બાળકો ગમે તે કામ કરવાને તૈયાર થાય છે, અને જે શિક્ષક ક્રોધી અને ઉગ્ર સ્વભાવનો હોય છે તેના તેઓ વિરોધી બની જાય છે.'

'શિક્ષક અને બાળકો વચ્ચે જુદાઈ હોવી જોઈએ નહિ. તેમની સાથે હંમેશાં અત્યંત સરળ, સ્પષ્ટ તથા સહૃદય વર્તાવ રાખવો જોઈએ.'

'બાળક ભયથી કંપતું હોય, ત્યારે તેને કદી પણ શિક્ષા કે ઠપકો આપવો નહિ. ભયથી થર થર કંપતું હોય ત્યારે તેને શિક્ષા કરવી એ ક્રૂરતાની પરાકાષ્ઠા છે.'

'પ્રત્યેક બાળકના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઇએ કે તે એક દૈવી કાર્ય કરવાને આ દુનિયામાં જન્મ્યો છે અને તેજ કાર્ય બજાવવાનું શિક્ષણ તે મેળવી રહ્યો છે.'

'જે બાળક અભ્યાસ કરવામા મદ હોય,-અથવા શાળામા નિષ્ફળ નીવડ્યુ હોય તેને સફળતાના વિચાર પ્રેરનાથી ચણીવાર તેનામા અદ્ભુત શ્રદ્ધા અને આશા ઉપજે છે.'

'ઍમર્સન કહે છે કે —આનદ અને ઉત્સાહ એજ ખરા શિક્ષણનો હેતુ છે '

'જે ભયથી બાળકોને ગભીર હાનિ ન થાય તોપણુ તેમને ભયભીત કરવા એ ખરાબ કાર્ય છે શિક્ષકે બાળકની પૂર્ણશ્રદ્ધાનો કદી પણ દુરુપયોગ કરવો જોઇએ નહિ '

'બાળકને વારવાર તેમના દોષો અને ભૂલોનુ સ્મરણ કરાવવુ એ ખરેખર ઘાતકી કામ છે

'જે બાળકોને મા ા નિશ્ચયાત્મક સર્જક્તિનો વિકાસ કરતા શીખવવવામા આવે તો તે અનુત્પાદક શક્તિ સહિત કરોડોનો વારસો મળવા કરતા તેમને માટે વિશેષ ઉપયોગી અને મહત્વનુ થઈ પડશે '

'જે શિક્ષણનો વ્યવહારમા આવે ત્યારે ઉપયોગ થઈ શકતો નથી તે શિક્ષણથી કઈ લાભ થનાર નથી '

'બાલ્યાવસ્થાને સ્નેહનો બગીચો બનાવવો જોઈએ, અને તેમનામા સત્ય, દયા, શૌર્ય, વિવેક, ખત, વગેરે પુષ્પોરૂપી સદ્ગુણોને સિંચન મળવુ જોઈએ'

'જે બાળકો ભયના વાતાવરણુમા રહે છે તેઓ કદી પણ સ્વાભાવિક વિકાસ પામતા નથી, પરતુ તેઓ સકુચિત વિકાસને પ્રાપ્ત થાય છે

| | |
|---|---|
| સંગ્રાહક<br>તા ૧૮-૧-૩૩ | કેશવલાલ નથુરામ ભટ્ટ<br>હેડ માસ્તર, જશવતગઢ સ્કૂલ,<br>ઈડર સ્ટેટ |

## વિરમગામ તાલુકા શિક્ષકસંમેલન વખતે ખા. બા. બેન્જામિને આપેલું ભાષણ

**મિ. કેમેરોન, સજ્જનો તથા સન્નારીઓ,**

આજના સમેલનના સ્વાગતાધ્યક્ષ તરીકે આપ સહુનુ સ્વાગત કરવાનુ માન મને મળે છે તેથી મને બહુ આનદ થાય છે આગળના વખતમા રાજાઓ યજ્ઞો કરાવતા પાટડીમા આજે યજ્ઞસમારભ છે હાલમા યજ્ઞની

ભાવના બદલાઈ છે. લોકહિતના અને જનસમુદાયના કલ્યાણનું કામ આજે યજ્ઞ મનાય છે. આપણી ઊગતી પ્રજાના કલ્યાણની મંત્રણા ચક્રવર્તીઓના અશ્વમેધ યજ્ઞના કરતાં મને મહત્તર લાગે છે. આજના પુણ્યયજ્ઞનાં મંડાણ પાટડીના રાજવીના આંગણે મંડાય એ અમારા રાજ્યને માટે ધન્ય અવસર ગણાય. પાટડીના ઇતિહાસમાં આજનો પ્રસંગ સુવર્ણાક્ષરે લખાશે. આજના યજ્ઞના ઋત્વિજ્ ગુજરાતનાં બાળકોનું ભાવિ ઘડનાર મોટામાં મોટા આચાર્ય છે, અને એ મંડળના અગ્રગણ્ય ઋષિઓ અત્રે હાજર છે તે જોઈ પરમ સંતોષ થાય છે. બાળપણનાં અંધારાં દૂર કરનારા અને મનુષ્યત્વ ઘડનારા પ્રજાઓના ભાગ્યવિધાતા શિક્ષકોરૂપી બ્રાહ્મણો આ યજ્ઞની સંપૂર્ણ સિદ્ધિ અર્થે સાક્ષીભૂત થાય એ દેશના ખરેખરા કલ્યાણનો ધન્ય અવસર છે.

શિક્ષકભાઈઓ અને શિક્ષિકા બ્હેનો, અંધારી રાત્રિએ તિમિરને ટાળવા આકાશમાં રહેલા ગ્રહો અને તારાગણો દિશાસૂચનનું જે કાર્ય કરે છે તે કાર્ય ઊગતી પ્રજાના અગોચર પ્રદેશમાં તમે કરી રહ્યા છો. રાત્રિનાં અંધારાં દૂર કરવા તેના કરતાં જીવનનાં અંધારાં દૂર કરવાનું કામ વધારે કઠિન છે. તમારામાં ઉગ્રશક્તિનો ભંડાર સૂર્યદેવનો કલ્યાણકારી છતાં પ્રકોપે તો અંતાપજનક તાપ નથી; પણ ચંદ્ર અને ગ્રહોની શીતળતા છે. પિતાની ઉગ્રતા નથી; પણ માતાની માયાળુતા છે. જનસમાજમાં તમારૂં સ્થાન ભયજનક નથી પણ પ્રેમજન્ય આદરને પાત્ર છે. સમાજમાં તમને ઉંચામાં ઉંચું સ્થાન પ્રાપ્ત થવું ઘટે છે; કારણ કે તમે પ્રજાજીવનના ઘડનાર છો. ભવિષ્યના પ્રજાજીવનની ખીલવટ તમારા હાથમાં છે.

દુનીઆને મહાપુરુષો કેળવણીની સંસ્થાઓએ જ આપ્યા છે. ગુરુવર્ય વસિષ્ઠે શ્રીરામને ધર્મમૂર્ત્ત બનાવ્યા. દ્રોણગુરુએ અર્જુનને ગાંડિવધન્વા બનાવ્યો. ગુરુ રામદાસે શિવાજી મહારાજને સ્વધર્મપ્રતિપાળ બનાવ્યા. ૧૯૧૪ના મહા વિગ્રહની જ્વાળાઓ હોલવનાર પ્રમુખ વિલ્સન એક વખત અધ્યાપક હતો. ફ્રાન્સને નવચેતન આપનાર રૂસો એક કેળવણીકાર હતો. વિદ્યાદેવીના ઉપાસકો અને જ્ઞાનયજ્ઞના ઋત્વિજો દેશને અને પ્રજાજીવનને ઘડે છે. તમારી શક્તિ અમાપ છે. તમારી સેવા અપૂર્વ છે. તમારી કાર્યસાધકતા વિશાળ છે. જનસમાજ તમારો ઋણી છે. તમને સંતોષવા એટલે પ્રજાના સ્વયં-વિકાસને પોષવો. તમને ઉચ્ચપદ આપવું એટલે સમાજને ઉચ્ચ સ્થાન પર લઈ જવો. તમારી કર્તવ્યનિષ્ઠા એટલે પ્રજાજીવનનું ઘડતર. તમારી કર્તવ્ય-ભ્રષ્ટતા એટલે સમાજનું પતન. તમારો સંતોષ એટલે પ્રજાશરીરનો વિકાસ. તમારો અસંતોષ એટલે પ્રજાજીવનનું ઉચ્છેદન. કેળવણીના કાર્યમાં દ્રવ્ય-

વ્યય એ ઉંચામાં ઉચો દ્રવ્યસંચય. ખર્ચખાતે ઉધાર નહિ; પણ સદર થાપણ ખાતે જમા.

તમારૂં સ્થાન જેટલું ઉંચુ તેટલીજ તમારી જોખમદારી વિશાળ. સમાજ તમારા પદને સન્માને અને તમે તમારા કર્તવ્યનું પાલન કરો. સમાજ તમને સંતાષે અને તમે સમાજશરીરમાં નવચેતન જગાવો. આપણી ભૂમિ પર અંધારાવાળા પ્રદેશો હોય ત્યાં જ્ઞાનજ્યોત પ્રસરાવો અને કર્તવ્યનિષ્ઠ બની પ્રજાશરીરને પ્રબળ બનાવો.

કેળવણી એટલે મનુષ્ય બનાવવાની તાલીમ. બાળકો મનુષ્યો બને, અર્થાત્ મનુષ્ય તરીકે સંપૂર્ણ અને સાચુ જીવન જીવતાં શીખે, એટલે શિક્ષકોનાં કાર્યની સિદ્ધિ.

મારી જાણ મુજબ વિરમગામ તાલુકાની ૧૩૪૬૪૯ની વસ્તીનાં આસરે ૨૦૦ ગામો માટે ૬૪ નિશાળો છે. તળ વિરમગામમાં ૧૧ નિશાળો છે. એટલે એકંદર લગભગ ત્રણ ગામ વચ્ચે એક નિશાળ આવી શકે છે. વિરમગામની શાળાઓમાં ૧૬૦૦ છોકરા અને ૭૬૪ છોડીઓ છે. તે બાદ કરતાં ૩૦૮૨ છોકરાઓ અને ૮૦૦ છોડીઓ તાલુકાની શાળાઓનો લાભ લે છે. આમાં લગભગ ૧૫૦ અંત્યજો અને ૩૭૫ મુસલમાનોનો સમાવેશ થાય છે. કુલ વસ્તીના પ્રમાણમા આ સંખ્યામાં સંગીન વધારો થાય એ ઇચ્છવા યોગ્ય ગણાય.

હાલની આર્થિક મંદીના નાગપાશની ચુડમાં દબાએલા જગતમાં શિક્ષણની સંસ્થાઓમાં અને સરસ્વતીમંદિરોની સંખ્યામાં વધારો થવાની મુશ્કેલીઓ આપણે કલ્પી શકીએ, છતાં સ્થિતિ સુધરતાં આવાં સરસ્વતીમંદિરોની સંખ્યા સંગીન પ્રમાણમાં વધશે જ એવી અમર આશા હુ નિરંતર સેવી રહ્યો છું. આપણી સખાવતો દેવમંદિરો બંધાવવા પાછળ કરવામાં આવે છે, અને મરણ વગેરેના વ્યાવહારિક પ્રસંગોમાં અનિયંત્રિત દ્રવ્યવ્યય કરવામાં આપણી ઉદારતા ઘણી દેખાય છે. આવા દ્રવ્યવ્યયનાં અમુક વહન સરસ્વતીમંદિરો તરફ વહેવરાવવામાં આવે તો આ દિશામાં ઘણું કાર્ય કરી શકાય તેમ છે.

આજના પ્રસંગના આચાર્યશ્રી, આપને આજના સંમેલનની સમિતિ તરફથી મારી વિનંતિ છે, કે આપશ્રી અને તેટલા અંશે વિદ્યાનો પ્રવાહ અમારા તાલુકામાં વહેવરાવવા ઇચ્છજો અને અમારા તાલુકાની પ્રજાને બને તેટલો કેળવણીની સંસ્થાઓનો લાભ આપવા આપનાથી બનતું બધું કરશો. શિક્ષકોના પ્રત્યે આપની સહાનુભૂતિ અનહદ છે; એમ માર જાણ-

વામાં આવ્યું છે. તેમની સ્થિતિ સુધરે અને તેમને જીવનની સર્વ સગવડો મળે એવી આપની શુભ ઇચ્છા ફળીભૂત થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

કેળવણીમાં રસ લઈ આપે આ સમેલનમાં પધારી પ્રમુખપદ સ્વીકાર્યું, તેને માટે હું આપનો સમેલન તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને સમેલન માટે પાટડી ગામ પસંદ કરવામાં આવ્યું તે અમારા સ્ટેટને સન્માન આપ્યું તેમ હું સમજું છું. કેળવણીખાતાના અધિકારી સાહેબો, આ ગામના સજ્જનો અને તાલુકાના શિક્ષક ભાઈઓ તથા શિક્ષિકા બ્હેનો, આપ સહુએ આજે પધારી અમને લાભ આપ્યો તેથી આપ સહુનો હું ઉપકાર માનું છું, તથા આજનું સર્વ કાર્ય સંપૂર્ણ રીતે સફળ થાય એમ હું ઇચ્છું છું. આપ સહુનો હું ફરીવાર ઉપકાર માનું છું. અમારા સ્વાગત કાર્યમાં કોઈપણ જાતની ન્યૂનતા જણાય તો તે ક્ષમા કરશો એવી આશા રાખું છું. પાટડી. તા. ૨૪-૨-૧૯૩૩.

## એક નદીની આત્મકથા

એક દિવસ વર્ગ સમક્ષ યુરોપની રમણીય નદી ડ્હાઇન વિષે કેટલીક વાતો કરતાં તેનું જે શબ્દચિત્ર દોર્યું હતું, તેના સંસ્કાર રાત્રે સ્વપ્નામાં સાકાર થયા અને એક સૌન્દર્યપૂર્ણ સ્ત્રી દૃષ્ટિગોચર થઇ. તેની દેહલતા જાણે જળમય હોય તેમ લાગતું હતું. તેની આછી ઓઢણીમાં વસંતની વનશ્રીએ જાણે વાસ કર્યો હોય નહિ તેવો તેનો દેખાવ હતો. આ વિચિત્ર દેખાવ વાળી સ્ત્રી કોણ હશે ? આ તે કોઇ જળદેવી હશે કે વનદેવી હશે એ પ્રમાણે વિચાર કરતો તેના તરફ એકીટશે જોઈ રહ્યો હતો ત્યાં તો તે સ્ત્રી હસીને બોલી.

ભાઈ, મને જોઈને તું રખે ગભરાતો. હું કોઈ ભૂતપ્રેત નથી, પણ જર્મન લોકોની માનીતી ડ્હાઇન છું. આજે તેં મારૂં જે શબ્દચિત્ર આલેખ્યું હતું, તેમાં રહી ગએલી કેટલીક અપૂર્ણતા તરફ તારૂં લક્ષ ખેંચવા હું આવી છું.

સ્વપ્નગત મૂર્તિની ઓળખાણ થતાં હું બહુ ખુશ થયો અને વિનયપૂર્વક તેને કહેવા લાગ્યો, દેવી, મારી અપૂર્ણતાઓ જાણવાને હું સદાએ ઉત્સુક જ રહું છું, પણ આજે તો આપના સ્વમુખે આપની જીવનયાત્રા જાણવાને વધારે ઈંતેજાર છું. જો તે આપ અથેતિ જણાવશો તો મારા

પર અને મારા જેવા અનેક પર આપનો અનહદ આભાર થશે. મારી આ વિનતિનો તેમણે સાદર સ્વીકાર કર્યો અને પોતાની જીવનયાત્રા કહેવાનું શરૂ કર્યું.

તમે ભારતવાસીઓ ગંગાને 'ગંગા મૈયા' કહી તેના પ્રતિ આદર અને પૂજ્યભાવ દર્શાવો છો, તેજ પ્રમાણે જર્મન લોકો મને 'ફાધર હ્રાઈન' કહી મારા પ્રતિ આદર અને પૂજ્યભાવ દર્શાવે છે. અલબત્ત, જર્મન લોકોના મારા તરફના આદરને મુકાબલે તમારો ગંગા પ્રત્યેનો આદર પ્રમાણમાં કંઈક વધારે હોય એમ બનવાજોગ છે, અને તેનું કારણ એ છે કે પતિત પાવની જાહ્નવીની બાલ્ય, યુવા અને વૃદ્ધ, એ ત્રણે અવસ્થાઓ તમારા દેશમાંજ વ્યતીત થાય છે, ત્યારે મારી આખી જીવનયાત્રા કંઈ જર્મનીમાંજ પુરી થતી નથી. જન્મ અને બાલ્યાવસ્થા સ્વીટઝર્લેન્ડમાં, યુવાવસ્થા જર્મનીમાં અને વૃદ્ધાવસ્થા હોલાંડમાં, એ પ્રમાણે જુદા જુદા ત્રણ દેશોમાં મારું જીવન વીતે છે. જર્મનો મારી યુવાવસ્થાનો લાભ લે છે, તેથી તેમની હું જેટલી આદરણીય બની શકી છું, તેટલી સ્વીસ કે ડચ લોકોની બની શકી નથી. ડચ લોકો તો આદરભાવ દર્શાવવાને બદલે મને આફતરૂપ માની સદૈવ મારા તરફ ભયદૃષ્ટિથી જોતા રહે છે. જગતમાં હું જર્મન નદી તરીકે ઓળખાઉં છું તે યોગ્યજ છે, કારણકે મારો પક્ષપાત જર્મનો તરફ અનહદ છે. તેમજ એ લોકોએ પણ મારું માહાત્મ્ય ગાવામાં કંઈ કચાસ રાખી નથી. જેમ જગન્નાથ કવિ જેવા કેટલાય ભારતીય સાહિત્યાચાર્યોએ પતિતપાવની ગંગાનાં ભાવભર્યા શબ્દચિત્ર આલેખી તેમાં લલિત રંગો પુરવા પાગવાર પ્રયત્ન કર્યો છે, તેજ પ્રમાણે અનેક જર્મન સાહિત્યકોએ મારા સંબંધમા કર્યું છે. મારા માહાત્મ્યની આટલી કથા બસ છે. હવે મારી જીવનયાત્રા લગતી કથની કહું છુ.

**બાલ્યાવસ્થા:**—મારો જન્મ સ્વિટ્ઝરલેંડના ગ્રિસન્સ નામના પરગણામાં આવેલી હિમાચ્છાદિત પર્વતશ્રેણિમાંથી થાય છે, અને મારું બાળપણ ૨૫૦ માઇલ જેટલા વિસ્તારમાં સ્વિટઝર્લેન્ડમાંજ વીતે છે. આ પ્રદેશમાં મારું જીવન કોઇ તોફાની અને રમતિઆળ છોકરીના સરખું હોય છે. દોડતી, ઠેકડા મારતી, પડતી, આખડતી, શોરબકોર કરતી અને કદીકને ફીણ કરતી કરતી હું પહાડી પ્રદેશમાં મારું બાળપણ પુરું કરું છું. સામાન્ય રીતે બાળકો તો તોફાની હોયજ ને ? એ કંઈ માણસોને થોડાંજ ઉપયોગી થઇ પડે છે? હું સ્વીસ લોકોની કંઈ સેવા ન કરી શકતી હોઉં તો. તેમાં દોષ મારા બાળપણનો છે, મારો નથી.

પ્રિન્સ પરગણામાં આલ્પસનાં આશરે ૧૫૦ જેટલાં હિમાચ્છાદિત શેખરો હશે. તે પરનો બરફ પીગળવાથી મારું શરીર જન્મે છે. મારું નામ પાડવામાં મારાં ફોઈબાએ ભારે વિવેક વાપરેલો જણાય છે, કારણકે રહાઇનનો અર્થ નિર્મળ તથા વેગવાન એ પ્રમાણે છે. મારી જન્મભૂમિમાં મારા જળમય શરીરને જ્યાં જુઓ ત્યાં તે બિલોરી કાચ જેવું નિર્મળ દેખાય છે; તેમજ મારી ગતિ પણ ખૂબ વેગવાળી છે, એટલે જન્મભૂમિમાં તો મારું નામ સાર્થ છે.

જન્મસ્થાનથી ૪૫ માઇલ જેટલા અંતરમાં હું બહુ તોફાની જણાઉં છું. રસ્તામાં જે મળે તેની સાથે લડતી, બૂમો પાડતી અને દોડાદોડ કરતી ચાલું છું. માર્ગમાં કેટલીક સાહેલીઓ મારા પર મુગ્ધ બની પોતાનું ઘરબાર તજી મારી સાથે જીવનયાત્રા કરવા મને આવી મળે છે. આ બધી સાહેલીઓની સાથે હસતી અને ખેલતી હું આગળ વધું છું. તે સમયે મારા દેહની પહોળાઈ આશરે ૧૫૦ ફીટ જેટલી બને છે. રસ્તામાં આવતાં જંગલોમાંનાં વૃક્ષો મારા પર મુગ્ધ બની પોતાના દેહના ટુકડા કરી મારી સાથે મુસાફરી શરૂ કરે છે. તેમજ કોઈ કોઈ ઠેકાણે સ્વીસ લોકો નાની નાની હોડીઓમાં બેસી મારો સાથ કરે છે. આગળ જતાં મારી માસીબા (કોન્સ્ટન્સ સરોવર)નું ઘર આવે છે. ત્યાં મારી સાહેલીઓ સાથે થોડા દિવસ રહું છું. માસીબા મને ખૂબ પ્રેમથી ભેટે છે અને મારા દેહમાં કાંકરા, રેતી કે કચરા જેવું જે કંઈ હોય છે તે બધું પોતે લઈ અને ચોકખી ચણક બનાવી દે છે. પછી માસીબાની રજા લઈ તેના મકાનના પશ્ચિમ તરફના દરવાજેથી બહાર નીકળી હું પાછી મારી જીવનસફર શરૂ કરું છું. કેટલુંક અંતર ચાલી ત્યાં તો જૂરા નામનો પર્વત મારો રસ્તો રોકીને ઉભેલો જોયો. તેને તોડી આગળના રસ્તાની તપાસ કરવા માટે મારે કેટલીક છલંગો મારવી પડે છે. ખરેખર અહીં મારું ઉગ્ર સ્વરૂપ છે. આવું ઉગ્ર સ્વરૂપ મારી જીવનયાત્રામાં બીજે કોઇ પણ સ્થળે નથી. અહીં જુદે જુદે ત્રણ સ્થળે પચાસથી સાઠ ફુટ જેટલી છલંગો મારું છું. મારી આવી મસ્તીખોર અવસ્થા જોઈને અહીંના લોકોએ મારું નામ 'રૈહન' પાડયું છે. જન્મસ્થાનથી ૨૫૨ માઇલના અંતર પર આવેલ બૅસલની પાસે પહોંચું છું, એટલે મારી બાલ્યાવસ્થા પૂરી થાય છે. ત્યારપછી યુવતીરૂપે હું જર્મનીમાં દાખલ થાઉં છું.

**યુવાવસ્થા:** જેમ કુમારી સાસરે જતાં પોતાનો મસ્તીખોર સ્વભાવ છોડી દે છે, તેની માફક હું પણ જર્મનીમાં પ્રવેશ કરતાંની સાથેજ ઠરેલ અને શાંત બની જાઉં છું. અહીં મારી દેહલતા પહોળી બની ૫૦૦ થી

૬૦૦ ફુટ જેટલી બને છે. વૅસલથી મેન્સ સુધીના પ્રદેશમાં હું સપાટ પ્રદેશમાંથી પસાર થાઉં છું. એક બાજુએ દૂર કાળું જંગલ અને બીજી બાજુએ દૂર દૂર પર્વતશ્રેણિ દેખાય છે. આ ભાગમાં મારા બન્ને કિનારા સમતલ છે અને પાત્રમાં ઠેકાણે ઠેકાણે નાના ટાપુ બનેલા છે.

મેન્સથી આગળ વધતાં મારી જીવનયાત્રા વિચિત્ર સ્વરૂપ ધારણ કરે છે. હવે હું પહાડોની સાંકડી ખીણમાં પેસું છું, અને લજ્જાળુ રમણીની માફક અતિશય સંકોચથી ચાલુ છું. આ ભાગમા મારૂં પાત્ર એટલુંબધું સાંકડું છે કે કિનારા પર રેલ કે પગરસ્તાને માટે બહુ મુશ્કેલીથી જગા મેળવવી પડી છે; છતાં પણ મારા સૌન્દર્યનો પુરબહાર અહીંજ છે. અહીંની મારી દેહલતાનું તથા આસપાસના રમ્ય પ્રદેશનું વર્ણન કરવામાં સાહિત્યકોએ કાગળ અને શાહી બગાડવામાં કંઈ બાકી રાખ્યું નથી, છતાં પણ તે અપૂર્ણજ થયું છે. આ પ્રદેશ પ્રકૃતિના પુજારીઓનું તથા નૈસર્ગિક સૌન્દર્યના ઉપાસકોનું એક તીર્થસ્થાન છે. આ રમ્ય જીવનયાત્રા કોબ્લેન્ટ્ઝ પાસે પુરી થાય છે, અને ત્યાંથી પાછી સપાટ પ્રદેશમા સફર કરવા લાગું છું. આ પ્રદેશમાં મારી દેહલતા ૧૨૦૦ ફુટ જેટલી પહોળી બની જાય છે. આગળ જતાં એન્ડરનાખ પાસે પહોંચું છું કે વળી પાછી પર્વતશ્રેણિથી ઘેરાઉં છું, અને થોડો વખત જન્મભૂમિની ગોદનુ મીઠું સ્મરણ કરૂં છું. આ પહાડી ખીણોના સાંકડામાર્ગમાંથી રસ્તો મેળવી જ્યારે સાત પર્વતોની પાસે પહોંચું છું, ત્યારે પહાડીઓની હમેશને માટે વિદાય લઈ લઉં છું અને સપાટ ભૂમિમાં મારી દેહલતાને ૧૬૦૦ ફુટ જેટલી વિસ્તારી ધીમી ચાલે ચાલું છું બૉનથી કોલન સુધી અને ત્યાંથી આગળ પણ મારી ગતિ છેક ધીમી અને કોઈ પણ જાતના તોફાન વગરની હોય છે. જાણે હવે હું લાંબી મુસાફરીથી થાકી ગઈ હોઉં કે વૃદ્ધાવસ્થાની અસર થવા માંડી હોય તેમ મારી ચાલ ધીમીધીમી થવા લાગે છે. આ પ્રમાણે જર્મનીના ૪૫૦ માઇલ જેટલા પ્રદેશમાં મારી યુવાવસ્થા વ્યતીત થાય છે. જર્મનીની મારી જીવનયાત્રામાં હું ત્યાંના લોકોને કુદરતી સૌન્દર્યથી ભરપુર દશ્યોનું દાન માત્ર કરૂં છું એમ કંઈ નથી; તે ઉપરાંત તેમના વ્યવહારનો ધોરી માર્ગ બની તેમને ખૂબ ઉપયોગી બનું છું, એટલે મારા જેવી મનોહર અને સેવાપરાયણ સખીને કોણ ન ચાહે ?

**વૃદ્ધાવસ્થા:** એમરિક છોડી આગળ વધતાં હું હોલાંડમાં પ્રવેશ કરૂં છું. આ દેશની લગભગ ૧૦૦ માઇલ જેટલી મારી જીવનયાત્રાને મારી વૃદ્ધાવસ્થા કહી શકાય. આ દેશમાં મારૂં વ્યક્તિત્વ નષ્ટ થાય છે. મારી દેહ-

લતાના અનેક નાના મોટા કકડા બની જાય છે અને છેલ્લે ઉત્તર સમુદ્રમાં મારી જળસમાધિ થાય છે. હોલાંડ મને એક ખાડા સરખો લાગે છે તેથી તે આખા ખાડામાં ફરી વળી થોડો વખત આરામ લેવાની મને ઇચ્છા થાય છે. પણ અહીંના લોકોને મારી આ પ્રવૃત્તિ રુચતી નથી તેથી તેઓ મને તેમ કરવા દેતા નથી. આગળ વધતા મારૂં શરીર છિન્નભિન્ન થઈ જાય છે, અને મારા નામનો પણ નાશ થઈ જાય છે. મારી દેહલતામાંથી નાના મોટા જે અનેક પ્રવાહો બને છે તેમાંનો જે સૌથી મોટો છે તે પોતાનું નામ 'વાલ' ધારણ કરી ઉત્તર સમુદ્રમાં જળસમાધિ કરે છે. અને બાકીના નાના પ્રવાહો હોલાંડમાં રખડીરઝળી પોતાની વૃદ્ધાવસ્થાના દિવસો પુરા કરે છે.

જીવનકથા પુરી થતાંની સાથેજ ર્‍હાઇનનું શરીર પ્રવાહરૂપ બની અદૃશ્ય થઈ ગયું અને તેની સાથેજ આ અદ્ભુત સ્વપ્ન પણ પૂર્ણ થયું.

આર્ટ્‌ન ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, **પોપટલાલ અંબાણી**
**રાજકોટ.**

## સહશિક્ષણ

આજનો યુગ એ ક્રાંતિનો યુગ છે. એ ક્રાંતિએ શિક્ષણપદ્ધતિમાં પણ પ્રવેશ કર્યો છે. દેશ, કાળ, અને પરિસ્થિતિને અનુસરીને ક્રાન્તિ ઇચ્છવાજોગ છે, પરંતુ તે સર્વથા ઇષ્ટજ હોય છે એવું નથી. સહશિક્ષણ એ એવોજ વિવાદાસ્પદ ક્રાંતિમય વિષય થઈ પડ્યો છે. એક પક્ષ એની તરફેણમાં છે, અને બીજો પક્ષ એનો વિરોધ કરે છે.

નાનાં બાળક તથા બાળાઓનાં માનસ તપાસીશું તો આપણને જણાશે, કે જેમ જેમ એમની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ તેમનામાં કુદરતી વિજાતીય ગુણો ખીલતા જાય છે. આ ઉપરાંત છોકરા તથા છોકરીના પોષાક જુદી જુદી ઢબના હોય છે, અને બોલવામાં પણ જાતિવચનની ભિન્નતા રાખે છે. આ બધાં કારણોથી બાળક કે બાળાને પોતાની વચ્ચેની ભિન્નતા તરી આવે છે. આ ભિન્નતાની છાપ કાળક્રમે દૃઢ થતી રહે છે. જેમ જડ વસ્તુ જેવી કે લોહચુંબક તથા વિદ્યુતમાં ધન તથા ઋણ એમ વિરુદ્ધ જાતનાં બળો આકર્ષાય છે, તેમ આ સજીવ પ્રાણીઓમાં પણ જાતીય આકર્ષણ બળ કામ કરે છે. એ બળને ટુંક મુદ્દત સુધી વિશુદ્ધ વાતાવરણ-

માં અથવા વિરૂદ્ધ બળના અભાવે દબાવી શકાય; પરંતુ નાશ તો નજ કહી શકાય.

આ પ્રકારનું જ્યારે બાળમાનસ છે, ત્યારે સહશિક્ષણથી શી અસર થાય તેનો વિચાર કરીએ. એક પક્ષ એની સારી અસરજ રજુ કરે છે. પ્રથમ તેમની દલીલો શી છે તે જોઈએ.

છોકરા તથા છોકરીઓ એકજ મકાનમા શીખે તો આર્થિક દૃષ્ટિએ ફાયદો થાય. છોકરાઓ બુદ્ધિપ્રધાન છે, અને છોકરીઓ લાગણીપ્રધાન છે. આથી છોકરાઓમાં કોમળતાનો ગુણ આવે, સહૃદયતા ખીલે, અને છોકરાઓના સમાગમથી છોકરીઓની બુદ્ધિ ખીલે. આ પ્રમાણે તેઓ અરસપરસ ગુણોની આપલે કરે. આથી છોકરાઓ બુદ્ધિના રાક્ષસ થતા મટી જાય અને છોકરીઓ હૃદયથી બીકણ થતી બચી જાય. વળી તેઓ એક બીજાની મર્યાદા જાળવી પવિત્રતા ધારણ કરે છે. દાખલા તરીકે, બેચાર છોકરા અપશબ્દ બોલતા હોય, અને તેટલામા એકાદ છોકરી આવી ચઢે તો તેઓ તરત ચૂપ થઈ જાય છે. સહશિક્ષણથી છોકરાઓ તથા છોકરીઓ એક બીજાના ગાઢ પરિચયમા આવે છે, એક બીજાના ગુણદોષથી વાકેફ થાય છે અને પ્રેમ રાખે છે, એ તેમને ભાવીજીવન માટે તૈયારીરૂપ થઈ પડે છે. જો પરિણિત જિંદગીમા સ્ત્રી અને પુરુષ બંનેના ગુણ, કર્મ, તથા સ્વભાવ મળતા આવતા ન હોય, તો તેઓ સુખે જિંદગી ગાળી શકે નહિ. સહશિક્ષણથી તો પ્રથમથીજ એકબીજાને સારી રીતે જાણતા હોય છે, તેથી યોગ્ય કન્યા કે વર પસંદ કરી પ્રેમ લગ્ન કરી શકે છે.

ઉપલી દલીલો આપણે વિવિધ દૃષ્ટિથી તપાસીએ. જેમ છોકરાઓની સંખ્યા વધે તેમ મકાન મોટું જોઈએ, અને શિક્ષકો પણ વધારે જોઈએ. આથી છોકરા છોકરી સાથે બેસવાથી કંઈ ઓછા સાહિત્યો જોઈએ એવું નથી.

છોકરીઓના સહવાસથી છોકરાઓમા કોમળતાનો ગુણ આવે એવું નથી. એક છોકરાની માતા કઠોર હૃદયની હોય, અને તેનો છોકરો, જો એ ગુણ ગર્ભમાંથીજ લઇને આવ્યો છે, તે છોકરાને ગમે તેટલો વખત કોમળ હૃદયની છોકરીઓ પાસે રાખવામાં આવે, તો તેનામાં કોમળતા આવી જશે નહિ. પ્રથમ સંસ્કારો ઘરમા પડે છે, અને દિવસના પાચ કલાક સહશિક્ષણના બાદ કરતાં ઓગણીસ કલાક તે ઘેરજ ગાળે છે.

છોકરીઓની બુદ્ધિના વિકાસ માટે ખાસ છોકરાઓના સહવાસનીજ જરૂર નથી. ગણિત કે વિજ્ઞાન જેવા વિષયોના શિક્ષણથી પણ બુદ્ધિનો

વિકાસ સાધી શકાય છે. તેમજ છોકરાઓમાં સૃષ્ટિજ્ઞાન, ઇતિહાસ, વાર્તા જેવા વિષયોથી હૃદયનો વિકાસ સાધી શકાય છે. આપણામાં જે કંઈ મૃદુતા છે તે કંઈ સહશિક્ષણથીજ આવી નથી. તેમજ રજિઆ કે નૂરજહાં જેવી શૂરવીર અને ચાલાક રાણીઓ, સરસ્વતી, ગાર્ગી જેવી વિદુષી સ્ત્રીઓ સહશિક્ષણના પરિણામરૂપ નહોતી. સ્ત્રીકેળવણીથી ધારીએ એવી સ્ત્રી બનાવી શકાય છે, તેથી સહશિક્ષણનીજ જરૂર રહેતી નથી. જેવી રીતે બાળક એ નાનું માણસ નથી, કારણકે તેનાં ગુણ, લાગણી બધાં માણસથી ભિન્ન છે, તેવી રીતે છોકરીના સ્વભાવિક ગુણો છોકરાથી ભિન્ન રહેવાનાજ.

છોકરાઓ કે છોકરીઓની વય તથા સમજ એટલી પરિપક્વ નથી હોતી, કે જેથી તેઓ ભાવી જીવનની તૈયારી સહશિક્ષણદ્વારા કરી શકે. તેમનો પ્રેમ મોહને વશ હોય છે, નહિ કે ગુણને વશ. જો પવિત્ર ગુણને વશ હોય તો હાલ યુરોપમાં જ્યાં સહશિક્ષણનો પ્રચાર વધારે છે, ત્યાં પરણ્યા પછી પુષ્કળ છુટા છેડા થાય છે. અમેરિકામાં એક બાનુએ (સિનેમા સ્ટારે) વીસ વાર લગ્ન કર્યાં હતાં. ત્યાં તો સહશિક્ષણનું જોર પુષ્કળ છે, અને સહશિક્ષણ સિવાય શું સીતા અને દ્રૌપદીને યોગ્ય વર મળ્યા ન હતા? શું તેઓએ જગતભરને દાખલો નથી બેસાડ્યો? જો પ્રેમલગ્ન કરાવવાં હોય તો આવી સ્વયંવરની પ્રથા દાખલ કરવી, અગર સામાજિક રિવાજો સુધારવા. શા માટે સહશિક્ષણને આસરે જવું પડે? અગર જો સહશિક્ષણદ્વારા એક છોકરાએ યોગ્ય છોકરી પસંદ કરી; પરંતુ તેમાં એક મુસલમાન હોય અને બીજો હિંદુ હોય અગર બંને એવી જુદી ન્યાતનાં હોય તો સામાજિક રિવાજને લઇને તેઓ પરણી શકતાં નથી અને પરણે તોપણ સમાજથી બહિષ્કૃત રહીને સુખી જીવન ગાળી શકતાં નથી.

ભાવી જિંદગીમાં સ્ત્રીનો કાર્યપ્રદેશ અને પુરુષનો કાર્યપ્રદેશ ભિન્ન હોય છે. બંનેના શારીરિક વિકાસની ગતિ ભિન્ન છે. આથી એકજ અભ્યાસક્રમથી તેઓ પર માઠી અસર આવવાનો સંભવ રહે છે. સ્ત્રીનું કામ ગૃહઉપયોગ તથા બાળઉછેરનું છે, અને પુરુષોનું બહારના વ્યવસાય સાચવવાનું છે, માટે એમને યોગ્યજ કેળવણી મળવી જોઈએ. આ કેળવણી જુદી જુદી સંસ્થામાંજ આપી શકાય. જો કે પુરુષોએ પણ બાળઉછેર તરફ લક્ષ આપવાનું છે, પરંતુ જેટલું સરસ કામ સ્ત્રીઓ કરી શકે તેટલું કામ પુરુષો નજ કરી શકે. એક બાળક એકલા પુરુષને ઉછેરવા આપો, અને બીજું એકલી સ્ત્રીને આપો. એ એમાં કોણ સારૂં પરિણામ લાવે એનું અનુમાનજ કરી લો. અનુકૂળતાને ખાતર કાર્યપ્રદેશ ભિન્ન પડ્યા છે એમ ગણીએ

તોપણ અનુકૂળ વસ્તુને વધારે અનુકૂળ અને લાભદાયી બનાવવી હોય તો તે કાર્યપ્રદેશને લગતુંજ શિક્ષણ આપવું જોઇએ.

આર્ય ધર્મશાસ્ત્રમાં પુરુષોએ ઓછામા ઓછુ ૨૫ વર્ષ અને સ્ત્રીઓએ ૧૬ વર્ષ બ્રહ્મચર્ય પાળવું જોઈએ એમ લખ્યુ છે. એ અમૂલ્ય બ્રહ્મચર્ય ટકાવવા માટે પુરુષોએ સ્ત્રીના સહવાસમા તો ન આવવું, પરંતુ મો સરખુંએ ન જોવુ. આ પ્રમાણે બ્રહ્મચર્ય પાળ્યા પછી શું તેઓ પ્રેમલગ્ન કરી શકતા નહોતા ? શું તેઓમા સન્માનતા નહોતી ? તે પુરુષો તથા સ્ત્રીઓ બુદ્ધિ કે લાગણીમા હાલના પુરુષો કરતા ઉતરતા હતા ?

આ ઉપરથી જણાશે કે સહશિક્ષણ એકંદરે અનિષ્ટ છે, અને ખાસ કરીને આપણા દેશ માટે તો તે યોગ્ય નથીજ. પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ કરવુ, પરતુ તે આપણી કસોટી પર ચઢાવીને જ. જેટલુ આપે એટલું સ્વાહા કરી જવાથી અનિષ્ટ પરિણામો આવે છે સહશિક્ષણનુ મોજું પશ્ચિમ-માથીજ આવ્યુ છે અને તે પાછુ પશ્ચિમમાજ ધકેલી દેવાની જરૂર છે. લવકુશ તથા આત્રેયી જેવા જુજ દાખલા આપણા દેશમા મળી આવે છે, પરંતુ તેમા કેવા સન્જોગો હશે તેનો વિચાર કરતા નથી.+

પ્રે. ગ. ટ્રેનિંગ કોલેજ
અમદાવાદ

**સ્કોલર ભગવાનજી ચાંપાનેરી**

## ભરુચ જિલ્લાની કેળવણી વિષયક પ્રગતિ

ભરુચ જિલ્લા સ્કૂલબોર્ડે સને ૧૯૩૧–૩૨નો વાર્ષિક રિપોર્ટ બહાર પાડ્યો છે તેમાની કેટલીક બાબતો અગત્યની હોવાથી તેનો અહેવાલ નીચે મુજબ આપવામા આવ્યો છે:—

આ જિલ્લામા બધી મળી ૩૦૧ શાળાઓ છે. તેમાં ૨૦,૯૭૩ વિદ્યાર્થીઓ ભણે છે. ગયા વરસ કરતા રિપોર્ટવાળા વરસમા બધી કોમના વિદ્યાર્થીની સંખ્યામા ઠીક વધારો થયો છે હાલમા ઉર્દુશાળાઓની સંખ્યા વધી છે અને તે પાસે પાસે આવેલી છે. ગુજરાતી શાળામા ભણતા મુસ્લીમ વિદ્યાર્થીઓને ઉર્દુ શીખવવા માટે મુસલમાનો તરફથી ખાસ માગણી થવાથી કેટલીક ગુજરાતી શાળાઓને ઉર્દુશાળામા ફેરવી હતી. ભીલ અને મૂળવતની-

+ આ વિષય સબધી જે પક્ષકારને કોઇપણ દલીલ કરવી હોય તો તેની છૂટ છે તંત્રી.

ઓની શાળામાં સંખ્યા ૧૧૮૯ વિદ્યાર્થીની છે. તેમને માટે એક બીજો આશ્રમ છે. દીવાની મધ્યસ્થ શાળામાં ચૂળવતનીઓ અને પછાતકોમના વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. હાલમાં આ શાળામાં કૃષિવૃત્તિનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે. તેમાં વિદ્યાર્થીને માટે એક છાત્રાલય છે. અંત્યજ વર્ગ માટે ૬ શાળાઓ છે અને ત્રણ વર્ગો છે. હાલમાં અંત્યજ વર્ગના વિદ્યાર્થી સાથે બીજા વિદ્યાર્થીઓ ખૂશીથી અભ્યાસ કરે છે.

કસ્બા અને ગામડાંના ૬૨.૪ ટકા જેટલી નિશાળો હાલમાં છે. લોકો તરફથી વધારે નિશાળ ઉઘાડવાની માગણી થાય છે; પણ પૈસાના સંકોચને લીધે ફરતા શિક્ષકો રાખવાનો વિચાર ચાલે છે. શાળાના મકાનની સ્થિતિ એકંદર સંતોષકારક છે. કેટલાએક મકાનમાં મરામત કરવાની જરૂર છે. જો ગામડાંના લોકો કેટલીક પૈસાની મદદ કરે તો સાદાં અને સસ્તાં મકાનો તૈયાર થઈ શકે એમ છે. તેવાં મકાનમાં ખાસ કરીને હવા અને અજવાળાની સારી સગવડની વિશેષ જરૂર છે.

ટ્રેનિંગ કોલેજમાંથી નીકળ્યા પછી ઘણા ટ્રેન્ડ શિક્ષકો જુની ગરડમાં પડી જાય છે. તે બદી દૂર કરવાને માટે પ્રસંગોપાત રિફ્રેશર કલાસની એટલે પુનઃશિક્ષણવર્ગ ચાલુ કરવાની જરૂર છે. આ ઉદ્દેશને અનુસરી બોર્ડે અંકલેશ્વરમાં એવો એક ટ્રેનિંગ વર્ગ ઉઘાડયો હતો. તેમાં તેનો લાભ ૨૫ પુરુષ શિક્ષકોએ અને ૭ સ્ત્રી શિક્ષિકાએ લીધો હતો. વર્ગનું કામ સવાર તેમજ સાંજે ચાલતું હતું. તેમાં શિક્ષણના સિદ્ધાંત તથા શાળાવ્યવસ્થા અને જુદા જુદા વિષયો શીખવવાની પદ્ધતિના જ્ઞાન ઉપરાંત નમુનાના પાઠ આપવામાં આવ્યા હતા. શારીરિક તાલીમ તથા સંગીત ઉપર પણ પુરતું લક્ષ આપવામાં આવ્યું હતું. મેજિકલેન્ટર્ન ભાષણો ઉપરાંત પર્યટનો કરવામાં આવ્યાં હતાં. ડ્રોઇંગ, વાર્તાકથન, માટીના આકાર વગેરે વિષયોને લગતી વહેવારૂ સૂચના આપી હતી. આખા અઠવાડીઆ દરમિઆન શિક્ષકવર્ગમાં ઘણું ચેતન આવ્યું હતું અને તેઓ નવીન વાતાવરણમાં રહ્યા હતા.

શાળાના તપાસણી કરનાર અમલદારોએ તેમની મુસાફરી દરમિઆન શિક્ષકોની શિક્ષણપદ્ધતિ સુધારવાને જલસા ભર્યા હતા. તેમાં અંકલેશ્વર, કલોલ, કડોદરા, સરભોણ અને હાંસોટના જલસા વધારે અગત્યના હતા. તે વખતે છોકરા અને છોકરીઓએ સુંદર ગેય અને પદ્યના આકર્ષક નાટ્યપ્રયોગ કરી બતાવ્યા હતા. આ વર્ષે વધારે અંગ્રેજી વર્ગો ઉઘાડવામાં આવ્યા છે. વળી ગ્રામ્ય જરૂરિઆત પુરી પાડવાને માટે નવો અભ્યાસક્રમ રચવામાં

આવ્યો છે. કૃષિવૃત્તવાળી બે શાળાઓ મરઓણ અને દીવામાં ચાલે છે. તેમાં ખેતીના વહેવારૂ જ્ઞાન ઉપરાંત સુતારી, લુહારી કામ તથા વણાટકામ પણ શીખવવામાં આવે છે.

જિલ્લામાં બધાં મળી ૧૪ સહકારી મંડળો છે અને તેની સંખ્યા વધારવાને માટે શિક્ષકો તથા સુપરવાઈઝરો સારો પ્રયત્ન કરે છે. અંકલેશ્વર, ભરુચ, જંબુસર અને વાઘરા એ સ્થળોએ આ વરસે નાણાં ધીરવાની સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી છે શિક્ષકવર્ગને નાણાની તંગી વખતે તે ઘણી મદદ કર્તા થઈ પડી છે.

શાળામા વિદ્યાર્થીની સ્વચ્છતા ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. જ્યાં સંગીત શીખવવાની સગવડ હોય ત્યા તે વિષય શીખવવાનું બોર્ડ ઉત્તેજન આપે છે.

ભરુચ જિલ્લામાં ૨૭ સ્કાઉટ ટ્રૂપો છે અને ૧૧ કબના મંડળ છે. સ્કાઉટની સંખ્યા ૬૯૩ છે અને કબની સખ્યા ૨૫૦ છે. આ વરસે ૩૭ વધુ શિક્ષકોને સ્કાઉટની તાલીમ આપી હતી. જિલ્લાબોર્ડ આ પ્રવૃત્તિને પૈસાવડે સારૂં ઉત્તેજન આપે છે.

શાંતિ વધારવા અને લોકસેવા કરવા ઉપરાત જનસુખાકારી વધારવાને **જુનિઅર રેડ ક્રોસ** મંડળ સ્થાપવામા આવ્યું છે અને તે પ્રવૃત્તિ પાંચ શાળામાં હાલમાં ચાલે છે અને તેને જિલ્લાબોર્ડ પૈસાની મદદ કરે છે.

આ ઉપરાત જાણવા લાયક બાબત ગામડામા ગરીબ લોકોને દવા આપવાની કરેલી ગોઠવણ છે, અને તે ખાસ પ્રશંસાપાત્ર છે. ગામડાંમાં નાના દવાખાનાંની સંખ્યા આ વરસે ૬૨થી માંડીને ૭૦ની થઈ છે. ભરુચમા સુશિક્ષિત દાક્તરોએ ગામડાંના શિક્ષકોને આ બાબતની તાલીમ આપ્યા પછી તેઓ દરદીને દવા આપે છે. આવા શિક્ષકો કંઈપણ લવાજમ સિવાય લોકસેવાની ધગશથી આ કામ કરે છે. આ વરસે ૨૮ વધારે શિક્ષકોને આવી તાલીમ આપવામાં આવી છે. ભરુચ, અંકલેશ્વર, જંબુસર, આમોદ તથા વાઘરા તાલુકાના આઠ ગામમા બાળસપ્તાહ ઉજવવામાં આવી હતી. તે વખતે (૧) આરોગ્ય પ્રદર્શન, (૨) છોકરાનું વજન અને સારી તંદુરસ્તીવાળાં બાળકોને આપેલાં ઇનામ,તથા (૩) જન સુખાકારી, સુવાવડખાતું તથા બાળકની સંભાળ સંબંધી જાદુઇ ફાનસ વડે ભાષણો આપ્યાં હતાં. સ્ત્રીઓના લાભ માટે ભાષણોની ખાસ ગોઠવણ કરી હતી.

## છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર ભાગ ઉ. ભા. માં સને ૧૯૩૨ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદીઃ—

અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૪૯ થી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | ગોધરા સેન્ટર | | ૬૧ | ઇનાયતઅલી દોસ્તમહમદ | ૨૩૫ |
| ૩૨ | વિઠલદાસ માણેકલાલ શેઠ | ૨૫૩ | | બલોચ | |
| ૩૩ | પુંજારામ ગણપતરામ ગોર | ૨૫૨ | ૬૨ | વિનોદરાય જેઠાલાલ દવે | ૨૩૩ |
| ૩૪ | અંબાલાલ બાપુજી ભટ્ટ | ૨૫૧ | ૬૩ | કાદરભાઈ મથુરભાઇ બારીઆ | ૨૩૨ |
| ૩૫ | પૂર્ણાનંદ બાળકૃષ્ણ ભટ્ટ | ૨૫૦ | ૬૩ | ભોગીલાલ હરિરામ ભટ્ટ | ૨૩૨ |
| ૩૫ | હરિપ્રસાદ જગન્નાથ જાની | ૨૫૦ | ૬૩ | રણજીતસિંહ જોરસિંહ સોલંકી | ૨૩૨ |
| ૩૫ | જેઠાલાલ જીવાભાઈ પટેલ | ૨૫૦ | ૬૬ | રામજીભાઇ માનસીંગભાઇ | ૨૩૧ |
| ૩૮ | હીરાલાલ કેશવલાલ ઠક્કર | ૨૪૯ | | બારીઆ | |
| ૩૯ | મણીલાલ જાગેશ્વર ઉપાધ્યાય | ૨૪૭ | ૬૭ | મોતીલાલ દલસુખરામ સેવક | ૨૩૦ |
| ૩૯ | શીવશંકર દલસુખરામ રાવળ | ૨૪૭ | ૬૭ | નાથા માના વણકર | ૨૩૦ |
| ૪૧ | મંગળભાઈ શંકરભાઇ પટેલ | ૨૪૬ | ૬૯ | હીરાભાઇ દેવાભાઇ માળી | ૨૨૮ |
| ૪૨ | ગોરધનદાસ મગનલાલ પંચોલી | ૨૪૫ | ૭૦ | મનસુખ મુળજી પંડયા | ૨૨૭ |
| ૪૨ | ભાઇજીભાઇ જગાભાઈ રાવળ | ૨૪૫ | ૭૦ | ઓચ્છવલાલ જગન્નાથ ત્રિવેદી | ૨૨૭ |
| ૪૨ | ઠાકોરદાસ પુરુષોત્તમ શાહ | ૨૪૫ | ૭૦ | લલ્લુ કચરાજી ઠારજી | ૨૨૭ |
| ૪૫ | પુરુષોત્તમદાસ બંસીદાસજી સાધુ | ૨૪૩ | ૭૩ | સાકરલાલ મગનલાલ ગાંધી | ૨૨૫ |
| ૪૬ | આધેરભાઇ સુરસીંગભાઈ | ૨૪૨ | ૭૩ | ચંદુલાલ મગનલાલ કાકા | ૨૨૫ |
| | બારીઆ | | ૭૩ | અંબાલાલ સોમાભાઇ પટેલ | ૨૨૫ |
| ૪૬ | હરિશંકર મનસુખરામ પાઠક | ૨૪૨ | ૭૬ | રામસિંહ ગુલાબસિંહ બેર | ૨૨૪ |
| ૪૮ | કુંવરસિંહ અમરસિંહ ચોહાણ | ૨૪૧ | ૭૭ | સોમેશ્વર રામજી વાળંદ | ૨૨૨ |
| ૪૮ | કાન્તિલાલ ચંદુલાલ નવરીઆ | ૨૪૧ | ૭૮ | દલસુખ મોરાર પંડયા | ૨૨૧ |
| ૪૮ | બાપુલાલ ભુરાલાલ પાઠક | ૨૪૧ | ૭૯ | ઓમકાર પ્રેમદાસ સાધુ | ૨૨૦ |
| ૫૧ | કાન્તિલાલ મગનલાલ કાકા | ૨૪૦ | ૮૦ | વિઠલદાસ જીવરામ સેવક | ૨૧૮ |
| ૫૨ | બાળકૃષ્ણ ત્રિભોવનદાસ ભટ્ટ | ૨૩૯ | ૮૧ | અંબાલાલ મગનલાલ દવે | ૨૧૬ |
| ૫૨ | મણિશંકર કાળીશંકર જોષી | ૨૩૯ | ૮૨ | ગુલાભાઇ રણછોડભાઇ ચોહાણ | ૨૧૪ |
| ૫૨ | શાન્તિલાલ ભોગીલાલ પંડયા | ૨૩૯ | ૮૩ | ઝવેરલાલ દલસુખ પંચાલ | ૨૧૦ |
| ૫૨ | વિઠલદાસ બેચરદાસ પંડયા | ૨૩૯ | ૮૪ | રાનાભાઈ મહીજીભાઈ રાવળ | ૨૦૮ |
| ૫૨ | ચતુરભાઇ મંગળભાઈ પટેલ | ૨૩૯ | ૮૫ | માણેકલાલ સોમેશ્વર ઉપાધ્યાય | ૨૦૭ |
| ૫૨ | છત્રા ભીમજી રાવળ | ૨૩૯ | ૮૬ | ચંદ્રશંકર ગૌરીશંકર ભટ્ટ | ૨૦૧ |
| ૫૮ | કાસમ અંદરભાઇ બારીઆ | ૨૩૮ | ૮૭ | સોમેશ્વર જીવરામ ભટ્ટ | ૨૦૦ |
| ૫૮ | વસ્તા રણછોડ પટેલ | ૨૩૮ | | ખેતીવાડી-આશ્રમ કોર્સ | |
| ૬૦ | રણજીતસિંહ ગુલાબસિંહ | ૨૩૬ | ૧ | અમરસિંહ મથુરભાઇ પટેલ | ૩૯૩ |
| | મકવાણા | | ૨ | ખાનાભાઇ દેવજીભાઇ વસાયા | ૩૭૧ |

છોકરાઓ માટે લેવાએલી વ.ફા.પ.પાસ થએલા ઉમેદવારોની નામની યાદી ૧૯૨૯

| | | |
|---|---|---|
| ૩ | માનસિંહ નાનાભાઇ બારીઆ | ૩૫૭ |
| ૪ | ભાવસિંહ મનસુખભાઇ | ૩૫૨ |
| | બારીઆ | |
| ૫ | રૂપસિંહ જેરાભાઇ બારીઆ | ૩૫૦ |
| ૬ | ગુલાબસિંહ ફુલાભાઇ બારીઆ | ૩૪૧ |
| ૭ | રામસિંહ દામસિંહ પરમાર | ૩૨૩ |
| ૮ | કાળુભાઈ દલાભાઇ ભુરીઆ | ૩૧૯ |
| ૯ | અમરસિંહ ભાવસિંહ પટેલ | ૩૧૬ |
| ૧૦ | ધુળસીંગભાઈ ભાણાભાઈ | ૩૧૨ |
| | નાયક | |
| ૧૧ | મોહનભાઈ રણછોડભાઈ | ૨૯૯ |
| | બારીઆ | |
| ૧૨ | રૂપસિંહ રણછોડ પરમાર | ૨૯૪ |
| ૧૩ | ગુલાબસિંહ બીજલભાઈ | ૨૮૭ |
| | બારીઆ | |
| ૧૪ | મદુભાઈ રણછોડભાઈ હાથીલા | ૨૮૪ |
| ૧૫ | મગનભાઈ રૂપડભાઈ બારીઆ | ૨૭૩ |
| ૧૬ | વાલાભાઇ ગોમજીભાઇ ગોહીલ | ૨૬૩ |
| ૧૬ | અંબાલાલ ગીરધરલાલ શાહ | ૨૬૩ |
| ૧૮ | કાળુભાઇ જ્યોતિભાઇ ડામોર | ૨૬૨ |
| | **ઉર્દુ–ગુજરાતી** | |
| ૧ | શરીફ અમીર ખલીફા | ૨૪૬ |
| | **ગુજરાતી–ઉર્દુ** | |
| ૧ | ઝેનુદીન શાહાબુદ્દીન કાદરી | ૩૪૫ |
| | **ભરૂચ સેન્ટર** | |
| ૧ | બંસીલાલ હીરાલાલ બારેટ | ૩૫૦ |
| ૨ | જયકૃષ્ણ અભેરામ ભટ્ટ | ૩૪૯ |
| ૩ | ચીમનલાલ ખુશાલદાસ | ૩૩૫ |
| | રામપુરા | |
| ૪ | જગજીવન નાથાભાઈ | ૩૩૨ |
| | ખુંધાવાળા | |
| ૪ | નાગરભાઈ ચંદુલાલ | ૩૩૨ |
| | અગરવાળા | |
| ૬ | અમરતલાલ નાથાભાઈ રાણા | ૩૩૧ |
| ૬ | કેશવલાલ ઇશ્વરલાલ ભટ્ટ | ૩૩૧ |
| ૮ | અંબાલાલ ગરબડ પટેલ | ૩૨૯ |
| ૯ | રાયજીભાઇ ઓધવભાઇ પટેલ | ૩૨૬ |
| ૧૦ | વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ | ૩૨૪ |
| ૧૧ | જમીઅતરામ વિષ્ણુશંકર | ૩૧૯ |
| | જોષી | |
| ૧૨ | ભાલચંદ્ર બાલાશંકર પુરોહિત | ૩૧૬ |
| ૧૩ | ગોરધનભાઇ નરસિંહ કારાપટેલ | ૩૦૪ |
| ૧૩ | મીઠાળભાઇ નાગજીભાઇ પટેલ | ૩૦૪ |
| ૧૩ | નટવરલાલ ભલાશંકર ભટ્ટ | ૩૦૪ |
| ૧૬ | ત્રીણાભાઇ નાથાભાઇ વાળંદ | ૩૦૨ |
| ૧૭ | છોટાલાલ અંબાઈદાસ પટેલ | ૩૦૧ |
| ૧૭ | ગંગુભાઈ નારણભાઇ બ્રહ્મભટ્ટ | ૩૦૧ |
| ૧૭ | શીવપ્રસાદ બાપુલાલ ભટ્ટ | ૩૦૧ |
| ૨૦ | આભુભાઇ અનોપભાઇ કોળી | ૩૦૦ |
| ૨૦ | મોહન નાગજી શીરવી | ૩૦૦ |
| ૨૨ | અમીર નીઝામ ગોહીલ | ૨૯૭ |
| ૨૩ | શીવલાલ ગબા ઘાંચી | ૨૯૫ |
| ૨૪ | રણછોડદાસ મુળજી ઠક્કર | ૨૯૪ |
| ૨૫ | કંચનલાલ ગરબડદાસ વ્યાસ | ૨૯૧ |
| ૨૫ | મધુસુદન નાગેશ્વર ઠાકર | ૨૯૧ |
| ૨૭ | ભોગીલાલ રાયચંદ શાહ | ૨૮૯ |
| ૨૭ | છોટાલાલ લલ્લુભાઇ પટેલ | ૨૮૯ |
| ૨૯ | દેવશંકર ઉમીઆશંકર પંડયા | ૨૮૭ |
| ૨૯ | વિઠ્ઠલભાઇ મથુરભાઇ પટેલ | ૨૮૭ |
| ૩૧ | ચંદુલાલ મોહનલાલ ચોકસી | ૨૮૬ |
| ૩૧ | જેઠાભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૨૮૬ |
| ૩૩ | તીમોથી ભગવાનદાસ સોલંકી | ૨૮૫ |
| ૩૪ | નટવરલાલ હરગોવનદાસ ઠાકર | ૨૮૪ |
| ૩૫ | સુરેન્દ્રલાલ છોટાલાલ ભટ્ટ | ૨૮૩ |
| ૩૬ | ગજાનન છોટાલાલ ઠાકર | ૨૭૯ |
| ૩૭ | સોમચંદ નાગજીદાસ શાહ | ૨૭૮ |
| ૩૮ | શાન્તિલાલ શીવલાલ ત્રિવેદી | ૨૭૭ |
| ૩૯ | લક્ષ્મણરાવ સખારામ સિંદે | ૨૭૪ |
| ૪૦ | મનમોહન પુરુષોત્તમ ઠાકર | ૨૭૦ |
| ૪૦ | મણીલાલ ચંદુલાલ ગાંધી | ૨૭૦ |
| ૪૦ | નાથાભાઇ ગંગારામભાઇ પટેલ | ૨૭૦ |
| ૪૩ | ભગવાન મથુરભાઇ રાણા | ૨૬૬ |
| ૪૪ | આશુભાઇ નારણભાઇ પટેલ | ૨૬૪ |
| ૪૫ | રસીકલાલ જેઠાલાલ છેલ | ૨૬૨ |
| ૪૬ | ચીમનલાલ નારણદાસ ઘાંચી | ૨૬૦ |
| ૪૭ | પરશોત્તમ જગન્નાથ ઉપાધ્યાય | ૨૫૯ |
| ૪૮ | નાગજી શંકરભાઇ ઘોયલ | ૨૫૮ |
| ૪૮ | સોદાજી સવજી સલાટ | ૨૫૮ |
| ૫૦ | છીતાભાઇ જેમાભાઇ માછી | ૨૫૬ |
| ૫૦ | હીરાલાલ ભાઇજીભાઇ પટેલ | ૨૫૬ |

## છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર ભાગ ઇ. ભા. માં અને ૧૯૩૨ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદીઃ—

અનુસંધાન ગતાંક ૫૪ ૧૪૯ થી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | ગોધરા સેન્ટર | | ૬૧ | ઈનાયતઅલી દોસ્તમહમદ બલોચ | ૨૩૫ |
| ૩૨ | વિઠલદાસ માણેકલાલ શેઠ | ૨૫૩ | ૬૨ | વિનોદરાય જેઠાલાલ દવે | ૨૩૩ |
| ૩૩ | પુંજીરામ ગણપતરામ ગોર | ૨૫૨ | ૬૩ | કાદરભાઈ મથુરભાઈ બારીઆ | ૨૩૨ |
| ૩૪ | અંબાલાલ બાપુજી ભટ્ટ | ૨૫૧ | ૬૩ | મોગીલાલ હરિરામ ભટ્ટ | ૨૩૨ |
| ૩૫ | પૂર્ણાનંદ બાળકૃષ્ણ ભટ્ટ | ૨૫૦ | ૬૩ | રણજીતસિંહ જોરસિંહ સોલંકી | ૨૩૨ |
| ૩૫ | હરિપ્રસાદ જગનાથ જાની | ૨૫૦ | ૬૬ | રામજીભાઈ માનસીંગભાઈ બારીઆ | ૨૩૧ |
| ૩૫ | જેઠાલાલ છગનભાઈ પટેલ | ૨૫૦ | ૬૭ | મોતીલાલ દલસુખરામ સેવક | ૨૩૦ |
| ૩૮ | હીરાલાલ કેશવલાલ દફ્તર | ૨૪૯ | ૬૭ | નાથા માના વણકર | ૨૩૦ |
| ૩૯ | મણીલાલ નાગેશ્વર ઉપાધ્યાય | ૨૪૭ | ૬૯ | હીરાભાઈ દેવાભાઈ માળી | ૨૨૮ |
| ૩૯ | ગૌરીશંકર દલસુખરામ રાવળ | ૨૪૭ | ૭૦ | મનસુખ મુળજી પંડ્યા | ૨૨૭ |
| ૪૧ | મંગળભાઈ શંકરભાઈ પટેલ | ૨૪૬ | ૭૦ | મોહનલાલ જગનાથ ત્રિવેદી | ૨૨૭ |
| ૪૨ | ગોવર્ધનદાસ મગનલાલ પંચોલી | ૨૪૫ | ૭૨ | લલ્લુ કચરાજી ઠાકોર | ૨૨૬ |
| ૪૨ | ભાઈજીભાઈ જીવાભાઈ રાવળ | ૨૪૫ | ૭૩ | સાકરલાલ મગનલાલ ગાંધી | ૨૨૫ |
| ૪૨ | છોટુદાસ પુરષોત્તમ શાહ | ૨૪૫ | ૭૩ | ચંદુલાલ મગનલાલ કાકા | ૨૨૫ |
| ૪૫ | પુરુષોત્તમદાસ ગંગીદાસજી સાધુ | ૨૪૩ | ૭૩ | અંબાલાલ સોમાભાઈ પટેલ | ૨૨૫ |
| ૪૬ | ગાંધેરભાઈ સુરસીંગભાઈ બારીઆ | ૨૪૨ | ૭૬ | રામસિંહ ગુલાબસિંહ ખેર | ૨૨૪ |
| ૪૬ | હરિશંકર મનસુખરામ પાઠક | ૨૪૨ | ૭૭ | સોમેશ્વર રામજી ચાવંડ | ૨૨૨ |
| ૪૮ | કુંવરસિંહ અમરસિંહ ચોહાણ | ૨૪૧ | ૭૮ | દલસુખ ગોરધન પંડ્યા | ૨૨૧ |
| ૪૮ | કાન્તિલાલ ચંદુલાલ નવરીઆ | ૨૪૧ | ૭૯ | ઓમકાર પ્રેમદાસ સાધુ | ૨૨૦ |
| ૪૮ | બાપુલાલ ભુરેલાલ પાઠક | ૨૪૧ | ૮૦ | વિઠલદાસ છગનરામ સેવક | ૨૧૮ |
| ૫૧ | કાન્તિલાલ મગનલાલ કાકા | ૨૪૦ | ૮૧ | અંબાલાલ મગનલાલ દવે | ૨૧૧ |
| ૫૨ | બાળકૃષ્ણ ત્રિભોવનદાસ ભટ્ટ | ૨૩૯ | ૮૨ | ગુલાબભાઈ રણછોડભાઈ સોલંકી | ૨૧૪ |
| ૫૨ | મણિશંકર કાશીશંકર જોષી | ૨૩૯ | ૮૩ | નરેન્દ્રલાલ દલસુખ પંડ્યા | ૨૧૦ |
| ૫૨ | શાન્તિલાલ ભોગીલાલ પંડ્યા | ૨૩૯ | ૮૪ | ધનાભાઈ મતીજીભાઈ રાવળ | ૨૦૮ |
| ૫૨ | વિઠલદાસ બેચરદાસ પંડ્યા | ૨૩૯ | ૮૫ | માણેકલાલ સોમેશ્વર ઉપાધ્યાય | [illegible] |
| ૫૨ | ચતુરભાઈ મંગળભાઈ પટેલ | ૨૩૯ | ૮૬ | ચંદ્રશંકર ગૌરીશંકર ભટ્ટ | [illegible] |
| ૫૨ | ઉના ભીમજી રાવળ | ૨૩૯ | ૮૭ | સોમેશ્વર છગનરામ ભટ્ટ | [illegible] |
| ૫૮ | સાદમ અંદરભાઈ બારીઆ | ૨૩૮ | | ખેતીવાડી—[illegible] કોર્સ | |
| ૫૮ | રત્ના રણછોડ પટેલ | ૨૩૮ | ૧ | અમરસિંહ મથુરભાઈ પટેલ | [illegible] |
| ૬૦ | રામુજનસિંહ ગુલાબસિંહ મકવાણા | ૨૩૧ | ૨ | ખાનાભાઈ [illegible] | [illegible] |

| | | |
|---|---|---|
| ૩ | માનસિંહ નાનાભાઇ બારીઆ | ૩૫૭ |
| ૪ | ભાવસિંહ મનગુખભાઇ બારીઆ | ૩૫૨ |
| ૫ | રૂપસિંહ જેરાભાઇ બારીઆ | ૩૫૦ |
| ૬ | ગુલાબસિંહ ફુલાભાઇ બારીઆ | ૩૪૧ |
| ૭ | રામસિંહ દામસિંહ પરમાર | ૩૨૩ |
| ૮ | કાળુભાઈ દલાભાઇ ભુરીઆ | ૩૧૯ |
| ૯ | અમરસિંહ ભાવસિંહ પટેલ | ૩૧૬ |
| ૧૦ | ધુળસીંગભાઈ ભાણાભાઈ નાયક | ૩૧૨ |
| ૧૧ | મોહનભાઈ રણછોડભાઈ બારીઆ | ૨૯૯ |
| ૧૨ | રૂપસિંહ રણછોડ પરમાર | ૨૯૪ |
| ૧૩ | ગુલાબસિંહ બીજલભાઈ બારીઆ | ૨૮૭ |
| ૧૪ | મદુભાઈ રણછોડભાઈ હાથીલા | ૨૮૪ |
| ૧૫ | મગનભાઈ રૂખડભાઈ બારીઆ | ૨૭૩ |
| ૧૬ | વાલાભાઇ ગોમજીભાઇ ગોહીલ | ૨૬૩ |
| ૧૬ | અંબાલાલ ગીરધરલાલ શાહ | ૨૬૩ |
| ૧૮ | કાળુભાઇ જ્યોતિભાઇ ડામોર | ૨૬૨ |
| | **ઉર્દુ-ગુજરાતી** | |
| ૧ | શરીફ અમીર ખલીફા | ૨૪૬ |
| | **ગુજરાતી-ઉર્દુ** | |
| ૧ | ઝેનુદીન શાહાબુદ્દીન કાદરી | ૩૪૫ |
| | **ભરૂચ સેન્ટર** | |
| ૧ | બંગીલાલ હીરાલાલ બારેટ | ૩૫૦ |
| ૨ | જયકૃષ્ણ અભેરામ ભટ્ટ | ૩૪૯ |
| ૩ | ચીમનલાલ ખુશાલદાસ ગમપુરા | ૩૩૫ |
| ૪ | જગજીવન નાથાભાઈ ખુંધાવાળા | ૩૩૨ |
| ૪ | નાગરભાઈ ચંદુલાલ અગરવાળા | ૩૩૨ |
| ૬ | અમરતલાલ નાથાભાઈ રાણા | ૩૩૧ |
| ૬ | કેશવલાલ ઇશ્વિરલાલ ભટ્ટ | ૩૩૧ |
| ૮ | અંબાલાલ ગરબડ પટેલ | ૩૨૯ |
| ૯ | રાયજીભાઇ ઓધવભાઇ પટેલ | ૩૨૬ |
| ૧૦ | વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ | ૩૨૪ |
| ૧૧ | જમીઅતરામ વિષ્ણુશંકર જોષી | ૩૧૯ |

| | | |
|---|---|---|
| ૧૨ | ભાલચંદ્ર આશાશંકર પુરોહિત | ૩૧૬ |
| ૧૩ | ગોરધનભાઇ નરસિંહ કારાપટેલ | ૩૦૪ |
| ૧૩ | ગીદાળભાઇ નાગજીભાઇ પટેલ | ૩૦૪ |
| ૧૩ | નટવરલાલ ભલાશંકર ભટ્ટ | ૩૦૪ |
| ૧૬ | ઝીણાભાઇ નાથાભાઇ વાળંદ | ૩૦૨ |
| ૧૭ | છોટાલાલ અંબાઈદાસ પટેલ | ૩૦૧ |
| ૧૭ | મગુભાઈ નારણભાઇ બ્રહ્મભટ્ટ | ૩૦૧ |
| ૧૭ | શીવપ્રસાદ બાપુલાલ ભટ્ટ | ૩૦૧ |
| ૨૦ | ગગુભાઇ અનોપભાઇ કોળી | ૩૦૦ |
| ૨૦ | મોહન નાગજી શીરવી | ૩૦૦ |
| ૨૨ | અમીર નીઝામ ગોહીલ | ૨૯૭ |
| ૨૩ | શીવલાલ ગબા ઘાંચી | ૨૯૧ |
| ૨૪ | રણછોડદાસ મુળજી ઠક્કર | ૨૯૪ |
| ૨૫ | કચનલાલ ગરબડદાસ વ્યાસ | ૨૯૧ |
| ૨૫ | મધુસુદન નાગેશ્વર ઠાકર | ૨૯૧ |
| ૨૭ | ભોગીલાલ રાયચંદ શાહ | ૨૮૯ |
| ૨૭ | છોટાલાલ લલ્લુભાઇ પટેલ | ૨૮૯ |
| ૨૯ | દેવશંકર ઉમીઆશંકર પંડયા | ૨૮૭ |
| ૨૯ | વિઠ્ઠલભાઇ મથુરભાઇ પટેલ | ૨૮૭ |
| ૩૧ | ચંદુલાલ મોહનલાલ ચોકસી | ૨૮૬ |
| ૩૧ | જેઠાભાઇ ઇશ્વિરભાઇ પટેલ | ૨૮૬ |
| ૩૩ | તીમોથી ભગવાનદાસ સોલંકી | ૨૮૫ |
| ૩૪ | નટવરલાલ હરગોવનદાસ ઠાકર | ૨૮૪ |
| ૩૫ | સુરેન્દ્રલાલ છોટાલાલ ભટ્ટ | ૨૮૩ |
| ૩૬ | ગજાનન છોટાલાલ ઠાકર | ૨૭૯ |
| ૩૭ | સામચંદ નારણદાસ શાહ | ૨૭૮ |
| ૩૮ | શાન્તિલાલ શીવલાલ ત્રિવેદી | ૨૭૭ |
| ૩૯ | લક્ષ્મણરાવ સખારામ સિંદે | ૨૭૪ |
| ૪૦ | મનમોહન પુરષોત્તમ ઠાકર | ૨૭૦ |
| ૪૦ | મણીલાલ ચંદુલાલ ગાંધી | ૨૭૦ |
| ૪૦ | નાથાભાઇ ગંગારામભાઇ પટેલ | ૨૭૦ |
| ૪૩ | ભગવાન મથુરભાઇ રાણા | ૨૬૬ |
| ૪૪ | બાબુભાઇ નારણભાઇ પટેલ | ૨૬૪ |
| ૪૫ | રસીકલાલ જેઠાલાલ છેલ | ૨૬૨ |
| ૪૬ | ચીમનલાલ નારણદાસ ઘાંચી | ૨૬૦ |
| ૪૭ | પરશોત્તમ જગન્નાથ ઉપાધ્યાય | ૨૫૯ |
| ૪૮ | નાગજી શંકરભાઇ ધોયલ | ૨૫૮ |
| ૪૮ | મોદાજી સવજી સલાટ | ૨૫૮ |
| ૫૦ | છીતાભાઇ જેમાભાઇ માછી | ૨૫૬ |
| ૫૦ | હીરાલાલ ભાઇજીભાઇ પટેલ | ૨૫૬ |

| | | |
|---|---|---|
| પર | અંબાલાલ ભાઇશંકર જોષી | ૨૫૪ |
| પર | છોટારામ જમીઅતરામ પટેલ | ૨૫૪ |
| પર | નંદશંકર બાપાલાલ વ્યાસ | ૨૫૪ |
| પર | વિનાયક નંદશંકર ટેવર | ૨૫૪ |
| ૫૬ | મગનભાઇ પ્રેમાભાઇ પટેલ | ૨૫૩ |
| ૫૭ | માધવભાઇ ગોવિંદભાઇ માછી | ૨૫૨ |
| ૫૭ | રવિશંકર મણિશંકર પંડ્યા | ૨૫૨ |
| ૫૯ | ઇશ્વરદાસ રામજીભાઇ ચાવડા | ૨૪૯ |
| ૫૯ | રાયજી પરષોત્તમ પટેલ | ૨૪૯ |
| ૫૯ | વિલિઅમ રણછોડજી કાપડીઆ | ૨૪૯ |
| ૬૨ | ભીમસીંગ નાથાબાવા રાજ | ૨૪૮ |
| ૬૩ | મગનભાઇ મોહનભાઇ પટેલ | ૨૪૭ |
| ૬૪ | હીરાભાઇ ઝીણાભાઇ ઠાકોર | ૨૪૬ |
| ૬૪ | કાશીભાઇ રામદાસ પટેલ | ૨૪૬ |
| ૬૬ | નારણભાઇ ગોરધનભાઇ પટેલ | ૨૪૫ |
| ૬૭ | ભીખાભાઇ હીરાભાઇ ગુર્જર | ૨૪૪ |
| ૬૭ | લલ્લુભાઇ છીતાભાઇ પટેલ | ૨૪૪ |
| ૬૯ | જમનાશંકર મોહનલાલ ગોર | ૨૪૩ |
| ૭૦ | ડાહ્યાભાઇ ભગવાનદાસ પટેલ | ૨૪૨ |
| ૭૧ | બળવંતરામ નેમીશંકર પંડ્યા | ૨૪૧ |
| ૭૨ | રતીલાલ પુરષોત્તમદાસ પટેલ | ૨૪૦ |
| ૭૨ | વૈકુંઠલાલ નરસિંહલાલ સેલત | ૨૪૦ |
| ૭૪ | અહમદ દાદામીયાં સૈયદ | ૨૩૯ |
| ૭૪ | પરભુભાઇ હરિભાઇ પટેલ | ૨૩૯ |
| ૭૪ | ઇંદ્રવદન મણીશંકર પંડ્યા | ૨૩૯ |
| ૭૭ | ઝવેરલાલ પરભુદાસ પટેલ | ૨૩૭ |
| ૭૭ | ભાનુમતી ત્ર્યંબકલાલ દાનક | ૨૩૭ |
| ૭૯ | પુરષોત્તમ શંકરભાઇ પટેલ | ૨૩૬ |
| ૮૦ | નાગજી નહારસિંહ રાજ. | ૨૩૪ |
| ૮૦ | રામદાસ પુરષોત્તમભાઇ પટેલ | ૨૩૪ |
| ૮૨ | ચંદ્રસિંહ હમીરસિંહ રાણા | ૨૩૨ |
| ૮૨ | રામચંદ્ર બાલાજી મરેઠા | ૨૩૨ |
| ૮૨ | ઠાકોરલાલ રણછોડ ચકલાડવાળા | ૨૩૨ |
| ૮૫ | હરિભાઇ સખીદાસ પટેલ | ૨૩૧ |
| ૮૬ | ભાઇલાલભાઈ ઝવેરભાઇ પટેલ | ૨૩૦ |
| ૮૭ | રમણલાલ છગનલાલ શાહ | ૨૨૯ |
| ૮૮ | દેવાભાઇ હંસજીભાઇ તલાપદા | ૨૨૮ |
| ૮૯ | હરજીભાઇ ત્રિકમભાઇ પટેલ | ૨૨૭ |
| ૮૯ | મગનલાલ આદિત્યરામ કોઠારી | ૨૨૭ |
| ૮૯ | પરભુભાઇ ભગુભાઇ પટેલ | ૨૨૭ |
| ૯૨ | મનુભાઇ પાર્વતીશંકર ભટ્ટ | ૨૨૬ |
| ૯૩ | ચંપકલાલ ગોવિંદભાઇ શેઠ | ૨૨૫ |
| ૯૩ | હીરાલાલ નાથાભાઈ વૈદ્ય | ૨૨૫ |
| ૯૫ | સોમાભાઇ આશાભાઈ પટેલ | ૨૨૪ |
| ૯૬ | નાનાલાલ છગનલાલ ભટ્ટ | ૨૨૩ |
| ૯૭ | સત્યેંદ્રલાલ જેઠીશનદાસ શાહ | ૨૨૨ |
| ૯૮ | હરિભાઇ મોતીભાઇ પટેલ | ૨૨૧ |
| ૯૮ | મથુર ગીરધર પાટણવાડીઆ | ૨૨૧ |
| ૧૦૦ | મગન ગોમાન પટેલ | ૨૨૦ |
| ૧૦૦ | પુરષોત્તમ ગુણવંતરામ પંડ્યા | ૨૨૦ |
| ૧૦૨ | રેવાશંકર કુબેરરામ દવે | ૨૧૪ |
| ૧૦૩ | વલ્લભ ઉકડ વસાવા | ૨૧૩ |
| ૧૦૪ | પ્રિયચંદ જગમોહનદાસ મોદી | ૨૦૮ |

## ખેતીવાડી-બાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | માનાશાહ મગનલાલ ક્રિશ્ચિઆન | ૩૪૭ |
| ૨ | છગનભાઇ દાજીભાઇ પટેલ | ૩૧૮ |
| ૩ | ફુલચંદ કાળીદાસ ગામેટી | ૩૧૫ |
| ૪ | ઠાકોરસીંગ હરિલાલ પટેલ | ૩૧૨ |
| ૫ | મનસુખલાલ ખાતુજીક્રિશ્ચિઅન | ૩૦૭ |
| ૬ | માધવ હેમીઆ ખ્રિસ્તી | ૩૦૨ |
| ૭ | લલ્લુ રામા બલસારી | ૨૯૩ |
| ૮ | પીટર પરષોત્તમ ક્રિશ્ચિઅન | ૨૮૪ |
| ૯ | ચીમન અમૃતલાલ પંડ્યા | ૨૮૨ |
| ૯ | મગનલાલ માધવલાલ પટેલ | ૨૮૨ |
| ૧૧ | ડાહ્યાભાઈ અમાઇદાસ દેસાઇ | ૨૭૬ |
| ૧૧ | નિચ્છાભાઇ શંકરજી પટેલ | ૨૭૬ |
| ૧૩ | અંબાલાલ છોટાભાઇ પટેલ | ૨૭૫ |
| ૧૪ | મંચ્છુ રવજી પટેલ | ૨૬૬ |
| ૧૫ | નારણભાઇ કાળીદાસ પટેલ | ૨૬૦ |
| ૧૬ | મગનલાલ બળવંત પટેલ | ૨૪૨ |
| ૧૭ | માધવ ભોડાજી ભગત | ૨૪૧ |
| ૧૮ | છોટાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૨૪ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | મહમ્મદ આદમવલી પટેલ | ૩૨૦ |
| ૨ | ફૈઝમીન હજરતમીઆં કાઝી | ૨૯૬ |
| ૩ | ઇબ્રાહીમ મહમ્મદ મુસા પટેલ | ૨૯૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૭ | ભાણા બીજલા પટેલ | ૨૭૩ | ૧૩૪ | ઠાકોરદાસ ઉત્તમરામ પાઠક | ૨૬૪ |
| ૯૭ | હુસેનભાઇ મહમદભાઇ દેસાઈ | ૨૭૩ | ૧૩૮ | પરશોત્તમ વસનજી પટેલ | ૨૬૩ |
| ૯૭ | કેશરસિંહ રામસિંહ રજપુત | ૨૭૩ | ૧૩૯ | ભીખા રઘા પટેલ | ૨૬૨ |
| ૯૭ | મગનભાઇ દુર્લભભાઇ પટેલ | ૨૭૩ | ૧૩૯ | છોટુભાઇ લલ્લુભાઇ દેસાઇ | ૨૬૨ |
| ૯૭ | રતીલાલ ખંડુભાઇ નાયક | ૨૭૩ | ૧૩૯ | પરભુભાઈ હરિભાઇ પટેલ | ૨૬૨ |
| ૯૭ | વસનજી દલપતભાઇ નાયક | ૨૭૩ | ૧૪૨ | અમરાભાઈ નાથુભાઇ ધનગર | ૨૬૧ |
| ૧૦૩ | દિનકરરાય લલ્લુભાઈ દેસાઈ | ૨૭૨ | ૧૪૨ | છગનલાલ કેશવરામ ભટ્ટ | ૨૬૧ |
| ૧૦૩ | લલ્લુ મકન પટેલ | ૨૭૨ | ૧૪૨ | નાનુભાઇ રણછોડજી દેસાઇ | ૨૬૧ |
| ૧૦૩ | મણીલાલ ડાહ્યાભાઇ નાયક | ૨૭૨ | ૧૪૫ | મંગળભાઈ સોમાભાઇ નાયક | ૨૬૦ |
| ૧૦૩ | ગોવિંદજી લલ્લુભાઈ મિસ્ત્રી | ૨૭૨ | ૧૪૫ | માકરલાલ કેશવરામ પારેખ | ૨૬૦ |
| ૧૦૩ | રણછોડ વલ્લભ પટેલ | ૨૭૨ | ૧૪૭ | ડાહ્યાભાઈ દાજીભાઇ રાઠોડ | ૨૫૯ |
| ૧૦૮ | ભીખાભાઇ નારણભાઇ પટેલ | ૨૭૧ | ૧૪૭ | ધીરજસિંહ કાળાભાઈ ચંદા | ૨૫૯ |
| ૧૦૮ | મુલા ઝીણા પટેલ | ૨૭૧ | ૧૪૭ | ઝીણુભાઈ મકનજી પટેલ | ૨૫૯ |
| ૧૦૮ | લલ્લુભાઈ મકનજી પટેલ | ૨૭૧ | ૧૪૭ | મનુભાઇ દયાળજી દેસાઇ | ૨૫૯ |
| ૧૦૮ | મગનલાલ માણીભાઈ નાયક | ૨૭૧ | ૧૪૭ | પરાગજી રણછોડજી દેસાઇ | ૨૫૯ |
| ૧૦૮ | પરભુભાઇ લાલભાઇ પટેલ | ૨૭૧ | ૧૪૭ | પરાગજી નિચ્છાભાઇ પટેલ | ૨૫૯ |
| ૧૦૮ | શાન્તિલાલ લલ્લુભાઇ શાહ | ૨૭૧ | ૧૪૭ | પ્રાણશંકર ચુનીલાલ બારોટ | ૨૫૯ |
| ૧૦૮ | વીરચંદભાઇ ભાઇચંદભાઇશાહ | ૨૭૧ | ૧૪૭ | રણછોડ મંછુ પટેલ | ૨૫૯ |
| ૧૧૫ | અમ્બાઈદાસ બાબર પટેલ | ૨૭૦ | ૧૫૫ | ભાણાભાઇ દલાભાઇ પટેલ | ૨૫૮ |
| ૧૧૫ | બળવંતરાય કુંવરજી દેસાઇ | ૨૭૦ | ૧૫૫ | ગાલા છીબા પટેલ | ૨૫૮ |
| ૧૧૫ | રતનાભાઈ નાનાભાઇ પટેલ | ૨૭૦ | ૧૫૫ | રસુલમીઆં ઘીસામીઆં શેખ | ૨૫૮ |
| ૧૧૮ | ભીમભાઈ લલ્લુભાઇ પટેલ | ૨૬૯ | ૧૫૮ | અબ્દુલ હમીદ હુસેન શેખ | ૨૫૭ |
| ૧૧૮ | દયાળજી પરાગજી નાયક | ૨૬૯ | ૧૫૮ | ઇશ્વરલાલ ડાહ્યાભાઇ દેસાઇ | ૨૫૭ |
| ૧૨૦ | અનુપરામ ચુનીલાલ બંધારા | ૨૬૮ | ૧૫૮ | વલ્લુભાઇ નરસિંહભાઇ પટેલ | ૨૫૭ |
| ૧૨૦ | છગન ભાણા પટેલ | ૨૬૮ | ૧૫૮ | રતના રણછોડ પટેલ | ૨૫૭ |
| ૧૨૦ | ગુલાબભાઇ નિચ્છાભાઇ દેસાઇ | ૨૬૮ | ૧૬૨ | નરમદ કરસન બામણ | ૨૫૬ |
| ૧૨૦ | ઠાકોરભાઈ મંચારામ પટેલ | ૨૬૮ | ૧૬૨ | નાનુભાઇ નાગરજી નાયક | ૨૫૬ |
| ૧૨૪ | ચંદ્રવદન નગીનદાસ ઓઝા | ૨૬૭ | ૧૬૩ | નિચ્છાભાઇ બાલુભાઈ દેસાઇ | ૨૫૬ |
| ૧૨૪ | મણીલાલ હરિભાઇ નાયક | ૨૬૭ | ૧૬૫ | બનીઓ રતનો સુરતી | ૨૫૫ |
| ૧૨૪ | નારણ ગોપાળ વાઘંદ | ૨૬૭ | ૧૬૫ | મોહનસિંહ દુર્લભભાઇ ચોહાણ | ૨૫૫ |
| ૧૨૭ | ગજાનંદ હરિશંકર ભટ્ટ | ૨૬૬ | ૧૬૫ | નગીન નરસઇ પટેલ | ૨૫૫ |
| ૧૨૭ | હરિલાલ રણછોડજી પટેલ | ૨૬૬ | ૧૬૫ | ગોવનભાઇ નાનાભાઈ | ૨૫૫ |
| ૧૨૭ | રાયસિંહ નાથુભાઇ ગોહેલ | ૨૬૬ | | હઝરાવાળા | |
| ૧૩૦ | ભગવાનદાસ અંબારામ ઘાંચી | ૨૬૫ | ૧૬૯ | બળવંતરાય પરભુરામ પારેખ | ૨૫૪ |
| ૧૩૦ | ગાંડા નરસિંહ પટેલ | ૨૬૫ | ૧૬૯ | ભગવાનસિંહ નાનુભાઇ મોરી | ૨૫૪ |
| ૧૩૦ | કરસન જીવરાજ શાહ | ૨૬૫ | ૧૬૯ | દલપતભાઇ કરસનજી પટેલ | ૨૫૪ |
| ૧૩૦ | મણી છીબા પટેલ | ૨૬૫ | ૧૬૯ | કાસમ સુલેમાન વોહરા | ૨૫૪ |
| ૧૩૪ | બાપુરામ બાલારામ સોંદગે | ૨૬૪ | ૧૬૯ | નટવરલાલ ચુનીલાલ પાવડીગર | ૨૫૪ |
| ૧૩૪ | ભીખાભાઇ બગાભાઇ પટેલ | ૨૬૪ | ૧૬૯ | પ્રભાતસિંહ દલપતસિંહ | ૨૫૪ |
| ૧૩૪ | રણછોડ હીરા પટેલ | ૨૬૪ | | ચોકી | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬૯ | વિઠ્ઠલભાઇ હંસજીભાઇ પટેલ | ૨૫૪ | ૨૧૨ | મગનલાલ રણછોડજી પટેલ | ૨૪૧ |
| ૧૭૬ | હરિલાલ કાનજીભાઇ પટેલ | ૨૫૩ | ૨૧૨ | રતીલાલ શીવલાલ પરતાગીઆ | ૨૪૧ |
| ૧૭૬ | મગનલાલ લલ્લુભાઇ મટવાણા | ૨૫૩ | ૨૧૫ | ભીખુભાઇ રણછોડજી દેસાઇ | ૨૪૩ |
| ૧૭૬ | રણછોડદાસ ગંગારામ | ૨૫૩ | ૨૧૫ | ભંગીઆ નાનકા પટેલ | ૨૪૩ |
| | પોમલાવાલા | | ૨૧૫ | દાજી સુખા પટેલ | ૨૪૩ |
| ૧૭૯ | છોટુભાઇ પરાગજી નાયક | ૨૫૨ | ૨૧૮ | છનીઆ રાણા ભંગી | ૨૪૨ |
| ૧૭૯ | નટવરલાલ મોતીરામ ત્રિવેદી | ૨૫૨ | ૨૧૮ | ઇશ્વરલાલ વિઠ્ઠલદાસ ભટ્ટ | ૨૪૨ |
| ૧૮૧ | ગીરજાશંકર ભવાનીશંકર વૈદ્ય | ૨૫૧ | ૨૧૮ | પ્રાણજીવનદાસ નાથુભાઇ | ૨૪૨ |
| ૧૮૧ | નટવરલાલ જોરાભાઇ અમીન | ૨૫૧ | | કારપેન્ટર | |
| ૧૮૩ | બાપુભાઇ વસનજી પટેલ | ૨૫૦ | ૨૨૧ | મગનલાલ નારણજી પટેલ | ૨૪૧ |
| ૧૮૩ | ઝીણાભાઇ દલપતરામ | ૨૫૦ | ૨૨૧ | મીઠાભાઇ રામાભાઇ પટેલ | ૨૪૧ |
| | વાલવાળા | | ૨૨૧ | રણછોડ ગોવિંદ ટંડેલ | ૨૪૧ |
| ૧૮૩ | કાળીદાસ ખંડુભાઇ દેસાઇ | ૨૫૦ | ૨૨૪ | ભગવાન કુંવરીઆ પટેલ | ૨૪૦ |
| ૧૮૩ | મોહનભાઇ ફકીરભાઇ દેસાઇ | ૨૫૦ | ૨૨૪ | ભગા ગોપાળ લાડ | ૨૪૦ |
| ૧૮૩ | ઠાકોરભાઇ રણછોડજી નાયક | ૨૫૦ | ૨૨૪ | છીબા કાળા ભાલગરા | ૨૪૦ |
| ૧૮૮ | લાલભાઇ મોહનજી જોષી | ૨૪૯ | ૨૨૪ | ઝીણા બુધા પટેલ | ૨૪૦ |
| ૧૮૮ | મગનભાઇ છોટુભાઇ પટેલ | ૨૪૯ | ૨૨૪ | સોમાભાઇ મંગાભાઇ પટેલ | ૨૪૦ |
| ૧૮૮ | પ્રેમચંદ ડાહ્યાભાઇ શાહ | ૨૪૯ | ૨૨૪ | ઠાકોરભાઇ નારણજી નાયક | ૨૪૦ |
| ૧૮૮ | રણછોડ હરિભાઇ પટેલ | ૨૪૯ | ૨૩૦ | જગજીવન લાલભાઇ પટેલ | ૨૩૯ |
| ૧૮૮ | સોમાભાઇ નરસિંહભાઇ પટેલ | ૨૪૯ | ૨૩૦ | રામભાઇ ગોપાળભાઇ પટેલ | ૨૩૯ |
| ૧૮૮ | વનમાળી રતનજી પટેલ | ૨૪૯ | ૨૩૦ | ઠાકોરભાઇ મોહનભાઇ દેસાઇ | ૨૩૯ |
| ૧૯૪ | અહમદભાઇ હુસ્સેનભાઇ શેખ | ૨૪૮ | ૨૩૦ | કરસનભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૩૯ |
| ૧૯૪ | અમ્રતલાલ ભીમભાઇ નાયક | ૨૪૮ | ૨૩૪ | ભોગીલાલ છબીલદાસ | ૨૩૮ |
| ૧૯૪ | છોટુભાઇ દુર્લભભાઇ મિસ્ત્રી | ૨૪૮ | | પજીઆવાળા | |
| ૧૯૪ | લક્ષ્મણ બુધા ગરાસીઆ | ૨૪૮ | ૨૩૪ | ખંડુભાઇ રણછોડજી નાયક | ૨૩૮ |
| ૧૯૪ | મગનભાઇ મોરારજીખાસકીઆ | ૨૪૮ | ૨૩૪ | નારણભાઇ નાગરભાઇ દરજી | ૨૩૮ |
| ૧૯૯ | છગન સુખલા પટેલ | ૨૪૭ | ૨૩૪ | રણછોડજી નાથુભાઇ નાયક | ૨૩૮ |
| ૧૯૯ | છોટુભાઇ રામાભાઇ પટેલ | ૨૪૭ | ૨૩૪ | ઠાકોરલાલ મગલાલ મેહતા | ૨૩૮ |
| ૧૯૯ | જીવણભાઇ હરિભાઇ પટેલ | ૨૪૭ | ૨૩૪ | ઉમેદસિંહ ગાંડાભાઇ સુરમા | ૨૩૮ |
| ૧૯૯ | નારણજી પરાગજી નાયક | ૨૪૭ | ૨૪૦ | મકનજી રણછોડજી પટેલ | ૨૩૭ |
| ૧૯૯ | ઓલીવર સેમ્યુલ ફ્રેન્ક | ૨૪૭ | ૨૪૦ | નવનીતરાય ભીખુભાઇ ઉપા- | ૨૩૭ |
| ૧૯૯ | ઠાકોરભાઇ નાનુભાઇ દેસાઇ | ૨૪૭ | | ધ્યાય | |
| ૨૦૫ | નાનુભાઇ હરિભાઇ નાયક | ૨૪૬ | ૨૪૦ | રણછોડજી દયાળજી નાયક | ૨૩૭ |
| ૨૦૫ | વનમાળીભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૪૬ | ૨૪૩ | ચંદ્રકાન્ત નવનીતરામ ભટ્ટ | ૨૩૬ |
| ૨૦૭ | ભગાભાઇ નાથુભાઇ પટેલ | ૨૪૫ | ૨૪૩ | ગીરજાશંકર વલ્લભરામ જોષી | ૨૩૬ |
| ૨૦૭ | છગનલાલ ખંડુભાઇ જોષી | ૨૪૫ | ૨૪૩ | જગબાલીક સદાનંદ અગ્નિહોત્રી | ૨૩૬ |
| ૨૦૭ | કેસરીસિંહ રૂપસિંહ મેવાત | ૨૪૫ | ૨૪૩ | લલ્લુ સુખા પટેલ | ૨૩૬ |
| ૨૦૭ | મનુભાઇ લાલભાઈ નાયક | ૨૪૫ | ૨૪૩ | મગનલાલ કલ્યાણજી નાયક | ૨૩૬ |
| ૨૦૭ | રામભાઇ નારણજી પટેલ | ૨૪૫ | ૨૪૩ | મુળશંકર મનસુખરામ અધ્વર્યુ | ૨૩૬ |
| ૨૧૨ | મગનલાલ જીવણજી પટેલ | ૨૪૪ | ૨૪૩ | મંચ્છુ ગોવિંદ મહેસુરીઆ | ૨૩૬ |

## છોકરાઓ માટે લેવાએલી વ.ફા.પ. પાસ થએલા ઉમેદવારોના નામની યાદી ૧૯૮

| | | |
|---|---|---|
| ૨૪૩ | પેમા ગોવિંદ પટેલ | ૨૩૬ |
| ૨૪૩ | રતીલાલ જમીઅતરામ મરજીઆન | ૨૩૬ |
| ૨૫૨ | અમ્રતલાલ લલ્લુભાઈ નાયક | ૨૩૫ |
| ૨૫૨ | નરોતમભાઈ છીતાભાઇ કોળી | ૨૩૫ |
| ૨૫૨ | પરાગજી લલ્લુભાઇ પટેલ | ૨૩૫ |
| ૨૫૨ | સુખાભાઈ ભાણાભાઈ પટેલ | ૨૩૫ |
| ૨૫૬ | સુખણદાસ દુર્લભદાસ લગદીવાળા | ૨૩૪ |
| ૨૫૬ | છગન જીવણ પટેલ | ૨૩૪ |
| ૨૫૬ | દીપસિંહ ગોમાનસિંહ મદીડા | ૨૩૪ |
| ૨૫૬ | નાનુભાઈ ભીમભાઇ નાયક | ૨૩૪ |
| ૨૬૦ | રતીલાલ ડાહ્યાભાઇ શાહ | ૨૩૩ |
| ૨૬૧ | મગનલાલ લલ્લુભાઇ નાયક | ૨૩૨ |
| ૨૬૧ | સોમાભાઇ ભીખાભાઇ પટેલ | ૨૩૨ |
| ૨૬૩ | અમ્રતલાલ મણીશંકર જોષી | ૨૩૧ |
| ૨૬૩ | લાલા ફીકા પટેલ | ૨૩૧ |
| ૨૬૩ | મગન રાધા પટેલ | ૨૩૧ |
| ૨૬૩ | રતન ડાહ્યા પટેલ | ૨૩૧ |
| ૨૬૩ | સરસ્વતીચંદ્ર મોતીરામ વૈદ્ય | ૨૩૧ |
| ૨૬૮ | છોટુભાઈ જીવણજી પટેલ | ૨૩૦ |
| ૨૬૮ | લીલાચંદ ઉમેદચંદ દલાલ | ૨૩૦ |
| ૨૬૮ | માના કાળુ દેશમુખ | ૨૩૦ |
| ૨૭૧ | જીવણ રણછોડ તલાવીઆ | ૨૨૯ |
| ૨૭૧ | મગનલાલ છોટુભાઈ ખારવારવાળા | ૨૨૯ |
| ૨૭૩ | બાબુલાલ નાનચંદ શાહ | ૨૨૮ |
| ૨૭૩ | દલપત હીરજી સુરતી | ૨૨૮ |
| ૨૭૩ | સોમાભાઇ કરસનજી પટેલ | ૨૨૮ |
| ૨૭૬ | ભીખુભાઇ વસનજી દેસાઈ | ૨૨૭ |
| ૨૭૬ | નરદેવભાઈ પરાગજી નાયક | ૨૨૭ |
| ૨૭૬ | રણછોડદાસ કાશીરામ ઘાંચી | ૨૨૭ |
| ૨૭૯ | ધીરૂભાઈ કરનજી દેસાઇ | ૨૨૬ |
| ૨૭૯ | રમણભાઈ વિઠ્ઠલભાઈ પંચોલી | ૨૨૬ |
| ૨૭૯ | હકોરભાઈ ઘેલાભાઈ રાવળ | ૨૨૬ |
| ૨૭૯ | મણીલાલ વલ્લભભાઇ નાયક | ૨૨૬ |
| ૨૮૩ | નર્મદાશંકર અંબારામ પાઠક | ૨૨૫ |
| ૨૮૩ | નરસા ધનજી પટેલ | ૨૨૫ |
| ૨૮૩ | નાનુભાઇ લલ્લુભાઇ દેસાઇ | ૨૨૫ |
| ૨૮૩ | પેમા ખુશા પટેલ | ૨૨૫ |
| ૨૮૩ | રતીલાલ ધીરજરામ પંડ્યા | ૨૨૫ |
| ૨૮૮ | હરિભાઈ ખંડુભાઈ નાયક | ૨૨૪ |
| ૨૮૮ | લીનુભાઈ નાનુભાઈ દેવસુંદરીવાળા | ૨૨૪ |
| ૨૮૮ | નાથુ ભવાન પટેલ | ૨૨૪ |
| ૨૯૧ | મગનલાલ લલ્લુભાઈ દેસાઈ | ૨૨૩ |
| ૨૯૧ | રણછોડ ગોવિંદ ખલ્પા | ૨૨૩ |
| ૨૯૧ | રણછોડ પેમા પટેલ | ૨૨૩ |
| ૨૯૧ | વહાલા પુરષોત્તમ પટેલ | ૨૨૩ |
| ૨૯૫ | ભુમાલસિંહ રામસિંહ ગોહિલ | ૨૨૨ |
| ૨૯૬ | ડાહ્યા છોટા સુરતી | ૨૨૧ |
| ૨૯૬ | દયારામભાઇ છીના પટેલ | ૨૨૧ |
| ૨૯૬ | કહાનજીભાઇ વહાલાભાઇ પટેલ | ૨૨૧ |
| ૨૯૬ | મોરારભાઇ સોમાભાઈ પટેલ | ૨૨૧ |
| ૩૦૦ | નરસિંહભાઇ મોરારજી પટેલ | ૨૨૦ |
| ૩૦૧ | ડાહ્યાભાઈ વસનજી નાયક | ૨૧૯ |
| ૩૦૧ | જયંતિલાલ ગીરજાશંકર ભટ્ટ | ૨૧૯ |
| ૩૦૧ | કેશવ આશીર્વાદ અહમદાબાદી | ૨૧૯ |
| ૩૦૧ | મણીલાલ કાળીદાસ પટેલ | ૨૧૯ |
| ૩૦૧ | લલ્લુ ઝામખા પટેલ | ૨૧૯ |
| ૩૦૧ | નવીનચંદ્ર મણીશંકર નાયક | ૨૧૯ |
| ૩૦૧ | પાંડુરંગ નારાયણ શીન્દે | ૨૧૯ |
| ૩૦૮ | લલ્લુ કાથુડીઆ પટેલ | ૨૧૮ |
| ૩૦૯ | ડમનજી બાપુભાઇ દેસાઇ | ૨૧૭ |
| ૩૦૯ | નાથુ ડુબીઆ ગામીટ | ૨૧૭ |
| ૩૧૧ | ધીરજલાલ દુર્લભભાઈ નાયક | ૨૧૬ |
| ૩૧૧ | મદનલાલ રેવાશંકર પંડ્યા | ૨૧૬ |
| ૩૧૩ | નગીનદાસ ત્રીભોવનદાસ બોબડીવાળા | ૨૧૫ |
| ૩૧૩ | પરભુ છના પટેલ | ૨૧૫ |
| ૩૧૫ | કાનજીભાઇ કલ્યાણભાઇ બોરડીવાળા | ૨૧૪ |
| ૩૧૬ | લલ્લુભાઇ છનાભાઈ પટેલ | ૨૧૩ |
| ૩૧૬ | મગનલાલ ભીખાભાઇ વશી | ૨૧૩ |
| ૩૧૬ | નરહરરામ ધનસુખરામ સ્માર્ત | ૨૧૩ |
| ૩૧૬ | રણજીતભાઇ રણછોડજી દેસાઇ | ૨૧૨ |
| ૩૨૦ | નટવરલાલ વિનાયક જોષી | ૨૧૧ |
| ૩૨૧ | રતીલાલ દયાળજી દેસાઈ | ૨૧૦ |
| ૩૨૨ | ડાહ્યાભાઈ પરતાપસિંહ દેસાઈ | ૨૦૯ |
| ૩૨૩ | દયાળજી ભીમભાઇ નાયક | ૨૦૮ |
| ૩૨૩ | નાગરજી નારણજી નાયક | ૨૦૮ |

| | | |
|---|---|---|
| ૩૨૫ | નાનુભાઇ પરાગજી નાયક | ૨૦૭ |
| ૩૨૬ | સવિતાશંકર મણીશંકર વ્યાસ | ૨૦૬ |
| ૩૨૭ | છગનલાલ વસનજી નાયક | ૨૦૫ |
| ૩૨૮ | ગોપાળજી ગુલાબભાઈ નાયક | ૨૦૫ |
| ૩૨૯ | માવા છીબા પટેલ | ૨૦૫ |
| ૩૩૦ | મુળીઓ વીરીઓ સુરતી | ૨૦૪ |
| ૩૩૧ | પરાગજી ગોવિંદજી નાયક | ૨૦૩ |
| ૩૩૧ | વલ્લભભાઇ જીવણજી પટેલ | ૨૦૩ |
| ૩૩૨ | મોહનસિંહ રામસિંહ પઢીઆર | ૨૦૧ |
| ૩૩૩ | ત્રિભોવનદાસ નરસિંહદાસ પરતાગીઆ | ૨૦૧ |

**ખેતીવાડી-બાગ્યસ કોર્સ**

| | | |
|---|---|---|
| ૧ | અખતીઆ રેવા ચોધરી | ૩૨૦ |
| ૨ | જેરામ દીના ચોધરી | ૩૧૭ |
| ૩ | છગન ઇચ્છા ગામીટ | ૩૧૬ |
| ૪ | લક્ષ્મણ દાજી પટેલ | ૩૧૩ |
| ૫ | હંસજી છીબા ઘોડીઆ | ૩૦૫ |
| ૬ | દુર્લભભાઇ મણીભાઇ નાયક | ૩૦૪ |
| ૭ | મંગી ચોગડા ચોધરી | ૩૦૩ |
| ૮ | લલ્લુ નગર પટેલ | ૩૦૦ |
| ૯ | મંચ્છુ નાના ઢેડ | ૨૯૬ |
| ૧૦ | નાથુભાઇ ગુલાબભાઈ દેસાઇ | ૨૯૬ |
| ૧૧ | કારીઆ નાના ચોધરી | ૨૯૪ |
| ૧૨ | રમણલાલ ગાડાભાઈ ભાવસાર | ૨૮૮ |
| ૧૩ | દુલા સુનીઆ વસાવા | ૨૮૭ |
| ૧૪ | હરખા ઉકડ પટેલ | ૨૮૦ |
| ૧૫ | માવળા ધનીઆ ચોધરી | ૨૭૯ |
| ૧૬ | આલુભાઇ દુર્લભભાઇ દેસાઈ | ૨૭૭ |
| ૧૭ | ભીખુભાઇ જગનજી દેસાઇ | ૨૭૫ |
| ૧૮ | રમજી વજા ચોધરી | ૨૭૫ |
| ૧૯ | છીતા બહેચર તલાવીઆ | ૨૭૧ |
| ૨૦ | મચલા ભોનીઆ ચોધરી | ૨૬૮ |
| ૨૧ | ગીમા ઇસનીઆ પટેલ | ૨૬૭ |
| ૨૨ | કસનીઆ જગા પટેલ | ૨૬૦ |
| ૨૩ | ચંપકલાલ છબીલદાસ પારેખ | ૨૫૭ |
| ૨૪ | સુખીઆ કાળીઆ પટેલ | ૨૪૭ |
| ૨૫ | મંગળીઆ ભગલા ચોધરી | ૨૪૨ |
| ૨૬ | નથ્થુ રવજી પટેલ | ૨૩૫ |
| ૨૭ | ઉકડા ધાંચડા ચોધરી | ૨૩૦ |

**ગુજરાતી-ઉર્દુ**

| | | |
|---|---|---|
| ૧ | દાઉદ હુસેન દેદત | ૩૫૫ |
| ૨ | ઇબ્રાહીમ ઇસપ દાના પટેલ | ૩૨૫ |
| ૩ | હુસેનખાન આલમખાન પઠાણ | ૩૦૮ |
| ૪ | અજમતુલ્લાહ રેહમતુલ્લાહ શેખ | ૨૬૬ |
| ૫ | પીરભાઇ મુસ્તફા મલેક | ૨૫૮ |

**રાજકોટ સેન્ટર**

| | | |
|---|---|---|
| ૧ | ગણપતરામ નંબકલાલ આચાર્ય | ૨૯૨ |

ઉ. ભા. ના. મે. એજયુ. ઇન્સ.
સાહેબની ઑફિસ,
અમદાવાદ.
તા. ૯ મી. સપ્ટેમ્બર ૧૯૩૨.

(અંગ્રેજીમાં સહી) એસ. એસ. કેમેરોન
એજયુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજયુ. ઇન્સ. સાહેબના તા. ૫-૧૦-૧૯૩૨ના પત્ર નંબર ૮૯૬૦ માં કરેલી સૂચનાનુસાર.)

અમદાવાદ જિલ્લા પ્રાથમિક શિક્ષકસંઘના છઠ્ઠા અધિવેશનમાં અધિવેશનના પ્રમુખ સાહેબ રાજેશ્રી રામરાય મુન્શીતરફથી જાહેર કરવામાં આવેલો.

## લેડી વિદ્યાગૌરી ઇનામી નિબંધ

**વિષય:**—પ્રાથમિક શિક્ષણપદ્ધતિ અને અભ્યાસક્રમ તેનો અનુભવ અને સુધારણા (પાચ હજાર શબ્દોમા).

**ઇનામ:**—રૂ. ૫૦) પચાસ.

**મુદ્દત:**—તારીખ ૩૧ ડિસેમ્બર ૩૩ ની બપોર સુધીમા રજિસ્ટર પોસ્ટથી "ખેડુત ઓફિસ" અમદાવાદ ભદ્ર પહોચતું કરવું.

**લાયકાત:**—અમદાવાદ જિલ્લા પ્રાથમિક શિક્ષકસંઘના સભાસદ હોય તે સર્વે.

**પરીક્ષકો:**—રા. સા. બી. જે. શાસ્ત્રી. એન્યુ. ઈ. ઉ. ભા. **શ્રી. રામરાય મુન્શી** પ્રમુખ, અમદાવાદ. જિલ્લો પ્રા૦ શિક્ષકસંઘ.

ઉપર્યુક્ત ઇનામી નિબંધ સંબંધી હરિફાઈ કરનાર શિક્ષકે નીચેનું ફોર્મ મોકલવું:—

**નામ:**—

જ્યાં નોકરી હોય તે નિશાળનું નામ:—

શિરનામુ પુરું:—

**ઉંમર:**—

**લાયકાત:**—

નોકરીની મુદ્દત:—

ખાસ તાલીમ લીધી હોય તે:—

નિબંધ સંબંધી પુસ્તકો વાચેલાં હોય તેનાં નામ:—

સંજ્ઞા:—(ઉપનામ).

સહી ____________________

આ ફોર્મ એક બંધ પાકિટમા મૂકી તેને બંધ કરવું તેથા નિબંધ ઉપર પોતાનું નામ ન લખતાં પોતાની સંજ્ઞા લખવી. નિબંધ સાથે બંધ પાકિટ દોરીથી બાધી દેવું. રજિસ્ટર પોસ્ટથી મોકલવું કે ખાત્રીપૂર્વક પહોચે. મોટા લાબો બીડા વાપરવો. કાગળો વળી ન જાય તેની કાળજી રાખવી. અક્ષર અને સ્વચ્છતા ઉપર ધ્યાન આપવું. માર્જીન ક્રૈ રાખવો.

મૂળશંકર નારણજી ત્રિવેદી. સેક્રેટરી, અમદાવાદ જિ૦ પ્રા૦ શિક્ષક મંડળ.

| | | | |
|---|---|---|---|
| ...પુરા | મુખી જવરભાઈ રામભાઈ પરથે | ૨—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને સ્લેટો તથા ચોપડીઓ વહેંચી. |
| ...ચા | સ્કૂલકમિટીના મેમ્બર મિ. સાવમભાઈ લાલભાઈએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પરબ માટે માથ-નો લાવી આપ્યાં. |
| ...નપુર | કુંભાર ધુળાભાઈ કાનાભાઈએ | ૧૦—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ઠાકોર માધવસિંહ વખતસિંહ હના વિધવા બાઈ ચંદાબાએ | ૧૦—૮—૦ | ,, |
| ...ાનીપુરા | ચાવડા ધુળાભાઈ ડાભઈએ | ૧૨—૦—૦ | ,, |
| ...તમપુરા | શેઠશ્રી દીનશાજી બમનજી અગ્રેસર દલાલે | ૧૫—૦—૦ | ,, |
| | ,, | ૨—૦—૦ | ,, સાકર વહેંચી. |
| | મે. ડૉક્ટર મોતીશંકર પી. ત્રિપાઠીએ | ૨૭—૦—૦ | ભીલ નાયકડાના ગરીબ વિદ્યાર્થીઓને લુગડા તથા સ્લેટો આપી. |
| ...ીવોડીઆ | મે. ઠાકોર સાહેબ શ્રી મોટા-બાવા સાહેબ તરફથી | ૭—૦—૦ | સાકરીઆ ચણા તથા ખાંડ વહેંચવામા આ-વી હતી. |
| ...મપુરા | સ્કૂલના મેમ્બર શેઠ હીંમત-લાલ હરજીવને | ૯—૦—૦ | પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| ...રમાડા | ગામના સદગૃહસ્થોએ તથા અધિકારીઓએ મળી | ૩૫—૭—૩ | વિદ્યાર્થીઓનેતથા કન્યા-શળાની બાળાઓને જ-માડયા તથા બાળઓને વાડકા પિત્તળના વહેં-ચ્યા તથા પતાસાં વ-હેંચ્યા. |
| સામલી | ફોરેસ્ટ થાણાના ગાર્ડ મિ.કા-ળુભાઇ ભાઇજીભાઇ તથા બીટગાર્ડ મિ. અબ્દુલ્લાહ આદમે મળી | ૨—૮—૦ | સાકર વહેંચી. |
| આદાદ | સ્કૂલ બોર્ડના સભ્ય સાહેબ શાવસિહજી ભગવાનસિંહજી રાઠોડ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને કપડાં, સ્લેટ તથા ચોપડીઓ વહેંચી. |
| કદવાળ | છોટાઉદેપુરના શ્રીમંત મહા-રાજા સાહેબ તરફથી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને ઇનામ વહેંચ્યા. |
| | કદવાળના મે. મેનેજર સાહેબ તરફથી | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને સ્લેટ, પેન ટોપી, લંગોટી વગેરે વહેંચ્યું. |

| | | | |
|---|---|---|---|
| | મે. ઠાકોર સાહેબ મહારાઉલ | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને મિઠાઈ વહેંચી. |
| મહેલોલ | શ્રીરામસિંહજી નહારસિંહજીએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નદારા | ભયાત નાથાભાઈ એમભાઈ એ | | ,, |
| બીલેડીઆ | મે. ઠાકોર સાહેબ મોટાબાવા સોમબાવાએ | ... | |
| કણજરી | શ્રીમાન ઠાકોર સાહેબ તરફથી મે. કારભારી સાહેબ મોતીલાલભાઇ મગનલાલભાઈ તલાટીએ | ૧૦—૦—૦ | બંને સ્કૂલોમાં મિઠાઈ વહેંચી. |
| | પાટણવાડીઆ કાળાઈ નાથા | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| કડાચણા | જયરાળાએ | ૭—૫—૩ | પિત્તળના પ્યાલા, મિઠાઈ તથા પુસ્તકો વહેંચ્યાં. |
| છાલીઓર | મે. ઠાકોર સાહેબ શ્રી રામસીંહજી ઇંદ્રસિંહજીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| ભવાનીપુરા | ગામલોકોએ | ૪—૮—૦ | કમ્પાઉન્ડમાં ખાડા પુરવા માટે રેતી તથા પરખ માટે પત્તાલાં નં. ૬ તથા લોટા મંગાવી આપ્યો. |
| પાન્ડુ | મિ. માણેકલાલ મથુરદાસ મહેતાએ | | |
| છોટાઉદેપુર | કદવાળના મે. મેનેજર સાહેબ છત્રસિંહજી સાહેબે | ૭—૮—૦ | કદવાળ સ્કૂલમાં ટોપી, લંગોટી અને સાકર વહેંચી. |
| સંતરામપુર | રામપુરના હરસોલા કેશવલાલ રણછોડે | ૬—૪—૦ | તાંબાનું બેડું નં. ૧ કન્યાશાળામાં આપ્યું. |
| ઝાલોદ | દાહોદ ભીલ સેવામંડળ તરફથી | ૩—૮—૦ | સ્લેટ, ચોપડીઓ વગેરે વહેંચવામાં આવ્યું છે. |
| હાલોલ | શ્રી ભાઉરાવ રામરાવે | ૧૭—૮—૦ | વ્યાયામશાળા માટે મલખમ નં. ૧ તથા પતાસ |
| | | ૬—૮—૦ | વહેંચ્યાં. |
| | ,, | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| પોઠ્યા | ઠાકોર સાહેબ ચંદસિંહ રણછોડભાઈએ | | |
| દેવગઢબારીઆ | બાંડીબારના શેઠ ગોરધનદાસ મુનીલાલે | ૪૨—૧૧—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો તથા મિઠાઈ તથા બાળાઓને કાપડના કક વહેંચ્યા. |
| | રાઉલજી કુબેરસિંહ ધામીરસિંહે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| રતનપુર | પટેલ રણછોડદાસ ધરમદાસે | ૩—૦—૦ | પતાસાં તથા પરચુ લાભાર્થે આપ્યા. |
| વાઘજીપુર | અખસ્તા પટેલ નાથાભાઈ અંબાભાઈએ | ૩—૦—૦ | ઘડિઆળ દુરસ્ત કરાવવા સાર આપ્યાં. |

| | | | |
|---|---|---|---|
| નોબાર | પા. દેશાઇભાઇ ગુલાબભાઇએ | ૩૨—૦—૦ | સ્કુલના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| કાવલી | સીંધા કાળુભાઇ માધવસંગે | ૧૦—૦—૦ | " |
| ઉમરેઠ | અંજુમન ઇસ્લામની કમિટી તરફથી | ૧૫—૪—૦ | ઉર્દુ ગરીબ વિદ્યાર્થીઓને ચાલતી ચોપડીઓ વહેંચી. |
| કોસમડી | ગ્રામ્ય પંચાયત કમિટી તરફથી | ... | એકવરસ માટે શિક્ષણ પત્રિકા ભેટ. ગુજરાતી સચિત્ર મૂળાક્ષર માળા ભેટ તથા હુકુમ તહજીબ બાળમાં તસ્વીર ભેટ આપી. |
| જંબુસર | શાહ નેમચંદ ગુલાબભાઈએ | ૫૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| કહાનવા | ઠક્કર ગિરધર ગવાસદનાએ તથા જેઠા કરસન હજુ ખીનાએ | ૫—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| આમોદ | શેઠ નેમચંદ રાયચંદ તરફથી | ૭—૦—૦ | પરબ માટે સ્કૂલમાં તાંબાનું બેડું આપ્યું |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ મળી | ૧૮—૦—૦ | તથા પરબમાં આપ્યા. |
| સેગવા | ગામલોક તરફથી | ૧૫—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| અંકલેશ્વર | મે. મુન્સફ સાહેબ ભગત સાહેબે | ૨૫—૦—૦ | કન્યાશાળાને મદદ કરી. |
| | શ્રીમતી મધુરિકાબેન મિસિસ હરસુખલાલ વકીલે | ૧૦—૦—૦ | ગાનાર બાળાઓને રકાબી વહેંચી. |
| | બાઇ ઘાંચી જેઠાર તરફથી | ૧૫—૦—૦ | કાસંદી મંગાવવા માટે. |
| | બાઇ સુરજ સોની હરગોવિંદદાસની વિધવાએ | ૩૦—૦—૦ | ગરીબ બાળાઓના ડ્રેસ કરાવ્યા. |
| | વકીલ સાહેબ નરહરીલાલભાઇ તરફથી | ૧૧—૦—૦ | મદદ કરી. |
| | શેઠ ભવાની બૂખણદાસે | ૧૧—૦—૦ | " |
| | શેઠ બમનશા જીનવાલાએ | ૧૫—૦—૦ | " |
| | શેઠ વખારીયા જીનવાલાએ | ૧૧—૦—૦ | " |
| | શેઠ ચંદુલાલ નાથુભાઇ પત્થરવાળાએ | ૮—૧૨—૦ | પિત્તળના દાંડીઆ સારી આપ્યા. |
| | શેઠ ભીખુભાઇ અંબાલાલ ઝાંગાવાળાએ | ૫—૦—૦ | મદદ કરી. |
| | હાંસોટના શેઠ સાકરલાલ ચુનિલાલે | ૨—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| અંકલેશ્વર | મુંબઇનાં શેઠાણી મૃદુલીલાએ પધારી | ... | ગરબા ગવડાવી બાળ ઓને પિત્તળના ૧૪ વહેંચ્યા તથા દાંર આની જોડ ૪ આપા |
| સારોદ | શેઠ અલીભાઇ અમીજી મહમદે | ૨૫—૦—૦ | ઉર્દૂ વિદ્યાર્થીઓને તથ શિક્ષકોને જમાડય |
| ચાહપુરા | પુરોહિત બ્રાહ્મણ મથુરભાઇ અંબારામે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને ખમી વહેંચ્યાં. |
| | મિ. કાશીભાઇ વરધભાઇ પાટીદારે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ |
| | મિં. મોતીભાઇ જીવાભાઇ પાટીદારે | ૧—૦—૦ | દેરી વહેંચી. |
| | મિ.મોતીભાઇ બહેચર પાટીદાર | ૧—૦—૦ | રેવડી વહેંચી. |
| | મિ. ઝવેરભાઇ કલ્યાણ પાટીદારે | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ |
| | નાથીબા દાદાભાઇ ભગવાનની દીકરીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ |
| | મિ. મોહનભાઇ ધરમખુસી પાટીદારે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. મગનલાલ કસ્તુરચંદ શાહે | ૨—૦—૦ | ,, |
| | મિ. શંકરભાઇ ઝવેરભાઇ પાટીદારે | ૨—૮—૦ | પેંડા વહેંચ્યા. |
| | મિ. અંબાલાલ દેસાઇએ | ૨—૦—૦ | ખજુર વહેંચ્યું. |
| | મિ. શ્રીકમભાઇ હીરાભાઇ પાટીદારે | ૧૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ |
| નાંદોદ | મિ. પ્રભાતસિંહ માધવસિંહે | ૨૦—૦—૦ | ,, |
| | મિ. કાભઇ ભાઇજીભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| ડુંડજ | પટેલ બહેચરભાઇ હરિભાઇએ | ૮—૮—૦ | મિઠાઈ વહેંચી. |
| કહાનવા | મિ. જેઠાભાઇ કાભાઇએ | ૭—૦—૦ | શાળાઓને પિત્તળ પ્યાલા તથા શાક વહેંચી. |
| જંબુસર | ચોકસી મોહિરલાલ હરિલાલે | ૧૫—૦—૦ | ગુજરાતી તથા ઉ કન્યાશાળામા પેં વહેંચ્યા |

પુસ્તક ૭૨ ] [ અંક ૭

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

જુલાઈ સને ૧૯૩૩

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

## અનુક્રમણિકા

गुजरात शाळापत्र

પુસ્તક ૭૩]    જુલાઈ સને ૧૯૩૩    [અંક ૭

## કળાના સંસ્કાર

ખોરાક, લુગડાં, રહેવાની જગા અને જાનમાલની સહીસલામતી એ મનુષ્યમાત્રની મુખ્ય જરૂરિઆતો છે. જ્યાંસુધી તેની આ હાજતો પુરી પડતી નથી ત્યાંસુધી તે મેળવવામાં તેનું ચિત્ત રોકાએલું રહે છે. જંગલી મનુષ્યના જીવનનો ઘણોખરો ભાગ તેના શરીરના નિર્વાહની પ્રવૃત્તિમાં વ્યતિત થાય છે. સુધરેલી જનતાને આ બાબતો થોડા શ્રમે સહેલાઈથી મળે છે, તેથી તેનો બાકીનો ફુરસદનો વખત તે આરામ અને આનંદ મેળવવામાં ગાળે છે. પ્રાચીન કાળમાં તેની સ્થૂલ જરૂરિઆતો સહેલાઈથી પુરી પડવા માંડી એટલે તેને નવરાશ મળવા લાગી, ત્યારે જ્ઞાન અને હુન્નરકળા વગેરે ઉંચા પ્રકારની પ્રવૃત્તિ તરફ તેનું લક્ષ ખેંચાયું અને ધીમે ધીમે સુધારાનો વિકાસ થવા માંડ્યો. અતિ પ્રાચીન કાળના મનુષ્યોએ ગુફામાં તથા પત્થર ઉપર દોરેલા ચિત્રો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તેમને પણ ચિત્રકળાનો શોખ હતો. મનુષ્ય કુદરતી રીતે તેનો ફુરસદનો વખત કોઈપણ રીતે આનંદ મેળવવામાં ગાળે છે. જ્યાંસુધી તેનું ચિત્ત સંસારની જરૂરિઆતો મેળવવામાં અસ્ત હોય છે, ત્યાસુધી તેને મોજમજા માણવાનું મન થતું નથી. આરામના વખતમાં કોઈપણ આનંદજનક પ્રવૃત્તિમાં તેની ફાજલ પડેલી શક્તિનો ઉપયોગ કરવામા આવે છે; પણ આનંદદ્વારા તેને જે લાભ થવો જોઈએ તેને બદલે તેને શારીરિક તેમજ

## અનુક્રમણિકા

ખીણુ, નદી તથા સરોવરનો દેખાવ, વર્ષાઋતુમાં આકાશમાં થતા ફેરફાર, રાત્રે આકાશમાંના ગ્રહ અને તારાનું નિરીક્ષણ, વનસ્પતિ અને ઝાડની કુદરતી ગોઠવણ, ઉંચી નીચી હરિઆળી જમીન, પશુપક્ષીનું બોલવું, વગેરે અનેક બાબતો આપણને સુંદર અને મનોહર લાગે છે. તેવા પ્રસંગે શિક્ષકે કે માબાપે બાળકોનું ધ્યાન તે તરફ ખેંચી તેનું અવલોકન કરવા કહેવું જોઈએ. કેટલીક વખત સુંદર ચિત્રો વર્ગમાં ભીંત ઉપર લટકાવી તેમને વારે ઘડીએ તે જોવાનો પ્રસંગ મળે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. ચિત્રકામ વખતે રંગબેરંગી ચિત્રો વિદ્યાર્થી પાસે કઢાવવા અને ઉત્તમ ચિત્ર બધા વિદ્યાર્થી જુએ તેવી ગોઠવણ અવશ્ય કરવાની જરૂર છે. શાળાના બગીચામાં છોડ અને ફૂલની જે શોભા હોય તે તરફ તેમનું લક્ષ આકર્ષવું જોઈએ. કવિતાના અભ્યાસમાં પણ સૌંદર્યની લાગણીનો વિકાસ કરવાના પ્રસંગો મળી આવે છે. અમુક અમુક કવિતા, યોગ્ય તાલ અને રાગથી મધુર અવાજે ગવરાવવાથી વિદ્યાર્થીઓને આનંદ થાય છે અને તેમને તેનો શોખ થાય છે. જો બની શકે તો સારા ચિત્રકામના અભ્યાસક્રમને અનુકૂળ પડે તેવાં કેટલાંક ચિત્રો શાળામાં રાખવાં જોઈએ અને તેનું દર્શન વારંવાર થાય તેમ વ્યવસ્થા કરવી જોઈએ. કોઈ કોઈ પ્રસંગે તે સંબંધી વાતચીત કરવી જોઈએ. તેને લગતા હાલમા ઘણાં માસિકોમાં આકર્ષક ચિત્રો આવે છે. તેમજ **કુમાર કાર્યાલય** જેવી સંસ્થામાંથી તે વેચાતાં મળી શકે છે. સાહિત્ય, સંગીત તથા ચિત્રકળા ઉપરાંત નાટ્યપ્રયોગદ્વારા પણ બાળકની સૌંદર્યની લાગણીનો વિકાસ થઈ શકે છે. જે નાટ્યપ્રયોગમાં કળાનું તત્ત્વ હોય એવા પ્રયોગો ખાસ કરીને પસંદ કરવા જોઈએ. શહેર કે ગામમાં જુનાં મકાનો હોય ત્યાંની કોતરણી તથા કારીગરી બતાવવા પર્યટન કરવાં જોઈએ. આ પ્રમાણે જુદી જુદી રીતે બાળકની સૌંદર્યની લાગણી કેળવવાની ખાસ જરૂર છે. હાલમાં આપણી શાળા અને પાઠશાળામાં કલ્પના અને લાગણીના વિકાસને કંઈ સ્થાન મળતું નથી. આ શક્તિઓના યોગ્ય વિકાસના અભાવે વિદ્યાર્થીનું જીવન શુષ્ક થઈ જાય છે અને તેથી તે હલકા પ્રકારના રસનો આનંદ મેળવવા પ્રયત્ન કરે છે. ખરી રીતે તો વિદ્યાર્થીનું જીવન ઉન્નત કરી તે શુદ્ધ રસનું આસ્વાદન કરે તેવો અધિકારી બનાવવો એ કેળવણીનો આશય છે. સંસારના સ્વાર્થ અને દુઃખમય પ્રસંગે સૌંદર્યની લાગણી વડે આપણે અનેક પ્રકારનો આનંદ પ્રાપ્ત કરી શકીએ છીએ. તેથી એક અંગ્રેજ કવિએ કહ્યું છે, કે:—સુંદર વસ્તુ એ હંમેશાં આનંદ આપે છે.

---

# મારી નોંધપોથી

## વાચનનો ક્રમ–ધોરણ ૧

(૧) પ્રથમ શિક્ષકે ચિત્રનું અવલોકન કરાવી પાઠ સંબંધી વાતચીત કરવી. બાળકને વાંચવાની ઇચ્છા થાય તેવી રીતે ચિત્ર ઉપરથી વાતચીત કરવી, અથવા પાઠનો ટુંકો સાર કહેવો. (૨) અઘરા શબ્દના ઉચ્ચાર આખા વર્ગ પાસે કરાવવા. શિક્ષકે ધીમેથી સ્પષ્ટ ઉચ્ચાર કરવો અને બધાં બાળકો પાસે સમગ્ર ઉચ્ચાર કરાવવો. પછી કોઈ કોઈ ઉચ્ચાર વ્યક્તિગત પણ કરાવવો. (૩) શિક્ષકે કા. પા. પર કે ચોપડીમાંનો ફકરો શુદ્ધ અને સરળ રીતે વાંચી બતાવવો. (૪) બાળકોએ શિક્ષક સાથે તે વાંચવો. (૫) બાળકોએ પોતે બધા સાથે તે વાંચવો. (૬) પછી વ્યક્તિગત વાચન કરાવવું. બાળકને વિદ્યાર્થીઓની સમક્ષ ઉભો રાખી તેની કને વંચાવવું. વાચનમાં થતી ભૂલો છોકરાંએ પ્રથમ સુધારવી, અને પછી જરૂર પડે શિક્ષકે તેમાં સુધારો કરવો. (૭) છેવટે પાઠના ભાવાર્થના થોડા સવાલ પૂછવા. (૮) પાઠનો સાર બેએક છોકરા પાસે સંબંધપૂર્વક બોલાવરાવવો. કોઈ કોઈવાર સારૂં વાંચનાર એક છોકરા પાસે એકાદ પાઠ કે વાર્તા વંચાવવી. બધાં છોકરાંએ ચોપડી બંધ કરીને તે સાંભળવું. સારૂં વાંચનારની તથા વાંચવાની વાર્તાની પસંદગી છોકરાંઓ પોતે કરે તે વધારે જરૂરનું છે. પછી તે સંબંધી ચર્ચા કરવી. શિક્ષકે વચમાં બોલીને ભૂલો સુધારવી નહિ.

× × × × ×

## સાહિત્યમાં કવિતાનું સ્થાન

આપણી પાસે જ્ઞાન મેળવવાનાં બે મુખ્ય સાધન છેઃ બુદ્ધિ અને હૃદય. કેટલાક વિષયમાં બુદ્ધિ એટલે વિચારનું તત્ત્વ વિશેષ હોય છે. ગણિત, ઇતિહાસ, ભૂગોળ, ધર્મશાસ્ત્ર, નીતિમિમાંસા વગેરે શાસ્ત્રોમાં બુદ્ધિ પ્રધાન હોય છે, ત્યારે સંગીત, કાવ્ય, અને નાટક જેવા લલિતકળાના વિષયોમાં લાગણી પ્રધાન હોય છે. બુદ્ધિપ્રધાન વિષયોમાં તર્કવિતર્કને સ્થાન હોય છે, પણ લાગણીપ્રધાન વિષયોમાં મનુષ્યનું હૃદય પીગળે છે અને તે અમુક લાગણી કે રસમાં તલ્લીન થઈ જાય છે. વિચારના કરતાં લાગણીદ્વારા મન ઉપર તીવ્ર અસર થવાથી આવેશને લીધે તેની ક્રિયા જલદી થાય છે. આ દૃષ્ટિ મુજબ સાહિત્યમાં કવિતાને ઉચ્ચ સ્થાન મળ્યું છે; કારણ કે ઇતિહાસ કે નીતિશાસ્ત્રના પ્રત્યક્ષ બોધદ્વારા જે અસર થાય છે તેના કરતાં કાવ્યની

અમર સચોટ અને ત્વરિત હોય છે;-તેથી જેમ કોઈ સ્ત્રી મધુર અને કોમળ શબ્દો વડે પોતાની વાત તેના ધણીને ગળે ઉતારે છે, તેમ કાવ્યનો બોધ મધુર અને રસિક શબ્દોદ્વારા વાચનાર કે સાંભળનારના હૃદયમાં પ્રવેશ કરે છે. આ કારણને લીધે ઘણા પ્રાચીન કાળથી કાવ્યની ઉંચા પ્રકારની ગણના થવા માંડી છે, અને તેને તેથી સાહિત્યનું પ્રધાન અંગ ગણવામાં આવ્યું છે. કાવ્ય સાંભળવાથી કે તેના અભ્યાસથી મનમાં જે શુદ્ધ ચિત્રો ઉત્પન્ન થાય છે તેની સ્થાયી અમર મનુષ્યજીવન ઉપર થાય છે અને તેને લીધે તેનું ચારિત્ર ઘડાય છે. આ કારણને લીધે જેને સાહિત્યનો શોખ હોતો નથી તેને પશુ તુલ્ય ગણવામાં આવે છે.

× × × × ×

## વાર્તાનો હેતુ

વાર્તાનો વાસ્તવિક હેતુ શો છે તે અગાઉ સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે. તેમ છતાં શિક્ષકવર્ગમાં તે સબંધી ઘણી ગેરસમજ જોવામાં આવે છે, કારણકે તેનો ખરો ઉદ્દેશ સમજાએલો હોતો નથી. ઘણા શિક્ષકો એમ ધારે છે કે વાર્તાકથનનો હેતુ બાળકને નીતિબોધ આપવાનો છે. વળી કેટલાકનું એવું માનવું છે કે વાર્તાશિક્ષણથી બાળકની ભાષા સુધરે છે અને તેની બોલવાની શક્તિનો વિકાસ થાય છે. કોઈ કોઈની માન્યતા એવી છે કે તેને લીધે બાળકને નવી માહિતી મળે છે. અલબત બાળકને આડકતરી રીતે આ પ્રમાણે ફાયદો થાય છે, પણ તે તેનો મુખ્ય હેતુ નથી. બાળકની જે તીવ્ર કલ્પનાશક્તિ હોય છે તેને લીધે તેને અદ્ભુત અને ચમત્કારિક બાબતો બહુ ગમે છે, તેથી તેવી વાર્તાઓ કહી તેને આનંદ આપવો એ તેનો ખાસ હેતુ છે. નીતિબોધ, ભાષાનો વિકાસ કે યાદદાસ્તની કેળવણી એ તેનો ખરો હેતુ નથી. આ બાબત શિક્ષકે ધ્યાનમાં રાખી વાર્તાની પસંદગી અને તેની વસ્તુગુંથણી ઉપર યોગ્ય લક્ષ આપવાની જરૂર છે. જે વાર્તામાં વહેમ, ભય તથા અપ્રટિન બાબતો આવતી હોય તે પસંદ કરવી નહિ. વળી અધર્મ કે અનીતિને ઉત્તેજન મળે તેવી વાર્તા કહેવી જોઈએ નહિ. કેટલીક વાર્તામાં વેરની લાગણી તથા બીજા અનિષ્ટ મનોવિકારનું સૂચન હોય છે. આવી વાર્તા કદી પસંદ કરવી નહિ. બાળકો માટેની વાર્તામાં દયાનું તત્ત્વ આગળ પડતું હોવું જોઈએ.

× × × × ×

## નિબંધમાં વિચારની અગત્ય

જ્યારે વિચાર અને ભાષા બંનેની મુશ્કેલી એકીસાથે વિદ્યાર્થીને નડે છે ત્યારે તે થોડું લખી શકે છે. એક તો તેના મગજમાં જોઈતા વિચાર

હોતા નથી અને તેની સાથે યોગ્ય શબ્દો મળી નહિ આવવાથી નિબંધ-લેખન ઘણું ઓછું થાય છે, તેમજ તે હલકા પ્રકારનું હોય છે. વિદ્યાર્થીને નિબંધલેખનમાં રસ પડવો જોઈએ. જેમ વિદ્યાર્થીને અમુક બાબત બીજાને કહેવાનું મન થાય છે, તેવી રીતે તેને તેના વિચાર નિબંધરૂપે લખીને બીજાને જણાવવાનો શોખ થવો જોઈએ. કોઈપણ રીતે બાળકને તેના વિચાર બહાર પ્રદર્શિત કરવાનું ગમે છે, તો લખવા માટે તેને શા માટે રુચિ થતી નથી? ખરી રીતે તો લેખકને તેના નિબંધ પ્રત્યે ઘણો ભાવ હોવો જોઈએ, કારણકે તે તેની કૃતિ છે. આ સબબસર કોઈપણ વિષય સંબંધી ઘણા ઉમંગથી તે લખે એવી તાલીમ તેને મળવી જોઈએ. વિદ્યાર્થી તેના વિચાર બોલી કે લખીને બહાર હોંસે હોંસે જણાવે તે માટે તેના મગજમાં અમુક વિષયને લગતા વિચાર સારા પ્રમાણમાં હોવા જોઈએ. વિચારની સમૃદ્ધિ એ નિબંધશિક્ષણમાં અગત્યની બાબત છે, તેથી વિદ્યાર્થીના વિચારની વિપુલતા તથા જોસને લીધે ભાષા અર્થસૂચક અને ગૌરવવાળી બને છે; એટલે ઉપર જણાવ્યા મુજબ તેની વિચારસંપત્તિ વધારવી જોઈએ. વિચારની ખામીને લીધે ભાષામાં બળ કે જોસ જોવામાં આવતું નથી, તેમજ તેના નિબંધ લખતી વખતે એકની એક બાબત ફરી ફરીને લખવામાં આવે છે.

× × × × ×

## ભૂગોળમાં માનુષતત્ત્વ

પૃથ્વી એ મનુષ્યના રહેઠાણનું સ્થળ છે એ દૃષ્ટિ ભૂગોળશિક્ષણમાં ઘણી ઉપયોગી છે. પૃથ્વી ઉપર મનુષ્ય વસે છે. તેના ઉપર આસપાસના સંજોગોની અસર થાય છે અને તેમાં તે તેને અનુકૂળ ફેરફાર કરે છે. વળી અમુક પરિસ્થિતિમાં મુકાએલા મનુષ્યના જીવનનો કુદરતી સંજોગો સાથે કેવો સંબંધ છે તેનો અહેવાલ એ ભૂગોળશિક્ષણનો વાસ્તવિક હેતુ છે. પૃથ્વી ઉપર મનુષ્ય એ મુખ્ય પ્રાણી છે અને તેની જરૂરિઆત તથા સુખને માટે જુદી જુદી પ્રવૃત્તિઓ થાય છે. આ વિચારદૃષ્ટિએ તેમાં અગત્યના ફેરફારો થાય છે. મનુષ્યનું સુખ અને તેની જરૂરિઆતો ધ્યાનમાં રાખવાથી ભૂગોળમાં નિરુપયોગી બાબતો વિદ્યાર્થીને શીખવવામાં આવતી નથી. ભૂગોળમાં જે બાબતનો મનુષ્યની સાથે કંઈ સંબંધ હોતો નથી એટલે તેને ઉપયોગી થઈ પડતી નથી, તેની બાબતો શીખવવાથી તેને લાભ થતો નથી. પ્રથમ તો શહેર તથા દેશની વસ્તી, તેનો વિસ્તાર, પર્વતની ઉંચાઈ, નદીના વહેણની લંબાઈ, ભૂશિર તથા અખાતનાં નામ તથા ગામની નામાવલિ જેવી

નિરુપયોગી બાબતોની ગોખણપટ્ટી કરવાની જરૂર રહેતી નથી; પણ માનવ-જીવન સાથે સંબંધ ધરાવતી ઉપયોગી બાબતો ભૂગોળશિક્ષણમાં લેવી જોઈએ. જે પર્વત કે નદીને લીધે માણસના સુખમાં વધારો થતો હોય તે શીખવવામાં બાળકને રસ પડે છે. પર્વતમાંથી સોનું, રૂપું વગેરે કિંમતી ખનીજો નીકળે છે. તે વાદળાંને આકર્ષે છે, તથા દેશનું રક્ષણ કરે છે. નદીમાં પૂર આવવાથી ખેતી સારી થાય છે. તેમાંથી નહેરો ખોદી ખેતી કરવામાં આવે છે તથા ધંધારોજગાર માટે તે બહુ કામની છે. આવી આવી મનુષ્યને ઉપયોગી બાબતો જાણવાનું બાળકને મન થાય છે. નકામી હકીકત મૂકી દઈને જે બાબતો મનુષ્યના સુખ માટે જરૂરી છે તે વિદ્યાર્થીઓ રસપૂર્વક શીખે છે એટલે તેમને તે ગોખવી પડતી નથી.

× × × × ×

## લેખનની સૂચના

બહુ લખાણકામથી બાળકનું લેખન સુધરતું નથી. બહુ લખવાના ઉમંગમાં તેને ઉતાવળ કરવી પડે છે; આ કારણને લીધે અક્ષરના મરોડ, ઘાટ તથા કદ ઉપર તેનું લક્ષ રહેતું નથી, તેથી ગમે તેવા અસ્પષ્ટ અને કઢંગા અક્ષરો તે કાઢે છે. વળી કાનો, માત્રા, અજ્જુ, વરડુ, અનુસ્વાર વગેરે અક્ષરોનો મરોડ બગડી જવાથી તેનું લખાણ સુઘટ અને સુંદર થતું નથી. હાથનું યોગ્ય પ્રમાણમા હરવું ફરવું કંઈ એકદમ થઈ શકતું નથી. લેખન સુધારવા માટે હાથના સ્નાયુને તાલીમની જરૂર છે. સ્નાયુની અમુક પ્રકારની હીલચાલ મહાવરાથી પ્રાપ્ત થાય છે અને તેથી તેને માટે પુરતા વખતની જરૂર પડે છે. ઉતાવળે તે ક્રિયા સિદ્ધ થતી નથી એ ખાસ યાદ રાખવાની જરૂર છે; તેથી બાળકો પાસે લખવા-ની ઉતાવળ કરાવવી નહિ. વળી સારા લેખન માટે નિયમિત લખવું જોઈએ. દરરોજ યોગ્ય રીતે લખાણ કરાવવામાં આવે તો તેના હાથ ઠરે છે અને મરોડદાર લખવાની તેને કાળજી રાખવી પડે છે. શરૂઆતમાં બાળકો નાના મોટા અક્ષરો કાઢે છે, કારણ કે તેને પ્રમાણસર અક્ષર લખવાનો મહાવરો થએલો હોતો નથી; તેમજ તે આકારનું યોગ્ય રીતે અવલોકન કરી શકતો નથી. આ કારણને લીધે બાળવર્ગમાં પોણા ઈંચના અંતરવાળી લીટીઓ સ્લેટમાં દોરેલી હોવી જોઈએ. અક્ષર કાઢતી વખતે અક્ષરોના કયા કયા ભાગ લીટીની ઉપર અને નીચે આવે છે તે તરફ તેનું ધ્યાન ખેંચવું અને તે લીટીઓને અડાડીને લખવા કહેવું અને તેવી તેને વારંવાર સૂચના આપી ટેવ પાડવી. ઘણી વખત બાળકની કલમ કે

પેન ઘણી નાની હોય છે. તે ભાગ્યેજ તેમના ટેરવા વચ્ચે રહી શકે છે. તે કઢંગી રીતે કલમ પકડે છે, તેથી તેના ઉપર સરખું દબાણ આવતું નથી અને લખાણ બેડોળ અને વાંકુંચુંકું થાય છે. ધારેલા અને સ્પષ્ટ લખાણ માટે આંગળીઓનું કલમ ઉપરનું દબાણ એક સરખું હોવાની જરૂર છે. વળી તેમના હાથના સ્નાયુ કોમળ હોવાથી તેને વધારે તસ્દી પડે છે, અને છેવટે તેને હાનિ થાય છે. લખતી વખતે બાળકે ટટાર બેસવું એ ખાસ અગત્યની બાબત છે. આ બાબતમાં વારંવાર શિક્ષકની બેદરકારી જોવામાં આવે છે; જ્યારે તે નીચા વળીને લખે છે; ત્યારે તેમનાં ફેફસાં તથા જઠર દબાઈ જાય છે, તેથી તેમને ભારે શારીરિક નુકસાન થાય છે: કારણ કે તેથી જોઈએ તેવી રીતે હવાની શ્વાસોશ્વાસક્રિયા થતી નથી. વળી જઠરના સ્નાયુ દબાઈ જવાથી તેની પાચનશક્તિ કમી થાય છે. તેનું ડોકું જરા નીચું પડવું જોઈએ. આંખ અને સ્લેટ વચ્ચે યોગ્ય અંતર હોવું જોઈએ. લખાણની શરૂઆતમાં બાળકને ટટાર બેસવાની તેમજ આંખથી બરાબર અંતરે સ્લેટ રાખવાની ટેવ પાડવા માટે શિક્ષકે ઘણી કાળજી અને ખંતથી કામ કરવાની જરૂર છે. પછી તે બાબત ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર રહેતી નથી.

× × × × ×

## સૃષ્ટિજ્ઞાન શીખવવાની રીત.

બાળવર્ગમાં શિક્ષકે બાળક સાથે છોડ અને પ્રાણીઓને લગતી વાતચીત કરવી. બાળકોની આસપાસ આવી રહેલી સજીવ સૃષ્ટિ પ્રત્યે રસ ઉત્પન્ન કરવો એ તેનો હેતુ છે. ઘેર, નિશાળના બાગમાં, અને ગામ બહારનાં ખેતરોમાં તેમના નિત્યજીવન સાથે જે છોડ અને પ્રાણીનો સંબંધ હોય તેના સામાન્ય સ્વરૂપનું અવલોકન કરવા તેમને કહેવું. જે બાબત ઉપર ધ્યાન આપવાનું હોય તેનો પ્રથમથી બાળકને ખ્યાલ આપવો જરૂરનો છે. આવાં અવલોકન તરફ તેમનો રસ જામે તે માટે શિક્ષકે અઠવાડીઆમાં ઓછામાં ઓછા એક વાર બાળકોને સૃષ્ટિજ્ઞાનને લગતી ટુંકી સફરે લઈ જવાં જોઈએ. દરેક પર્યટન શા માટે કરવામાં આવે છે તેનો સ્પષ્ટ હેતુ પ્રથમથી નક્કી કરવો જોઈએ. તેને લીધે કામ ચોકસ થાય છે. ખાસ કરીને ખરીફ અને રવીપાકની ઋતુમાં જ્યારે કુદરત પુર બહારમાં ખીલી હોય છે. ત્યારે આવું પર્યટન કરાવવું. પર્યટન કર્યા પછી જોએલી બાબત સંબંધી વર્ગમાં વાતચીત કરવી. તેમજ સરળ અને સૂચક પ્રશ્નો પૂછી બાળકો પાસે અવલોકન કરેલી બાબત તેમની સાદી ભાષામાં કહેવરાવવી.

કુદરતી બનાવોં સંબંધી બાળકોની જિજ્ઞાસા સતેજ રહે અને તેમાં તેનો રસ ટકાવવામાં આવે અને તે ઉપરથી તે જુદી જુદી બાબતોનું અવલોકન કરે, તો કુદરતના અભ્યાસનો હેતુ ફળીભૂત થાય છે. નાનાં બાળકોને સજીવ પદાર્થો જોવા બહુ ગમે છે. તેમજ આકાશ, પવન અને બીજા કુદરતી દેખાવો જોવાનો તેને શોખ હોય છે, તેથી વિકાસ પામતા છોડની સંભાળ તેમણે રાખવી; વળી સસલું, બિલાડી, કુકડીઓ જેવાં પ્રાણીની ખાવા-પીવાની તેમજ ઉછેરની સંભાળ તેમણે રાખવી જોઈએ. હવામાં થતા ફેરફારની નોંધ તેમણે અમુક ચિહ્નોદ્વારા રાખવી. જો વરસાદ પડતો હોય તો છત્રીનું ચિત્ર કાઢવું. પવન વાતો હોય તો નમેલો છોડ બતાવવો; તેમજ ગરમી, ઠંડી વગેરે હવાના ફેરફાર તેમણે બીજાં દર્શક ચિહ્નદ્વારા બતાવવા. જો ફૂલ ઉગ્યા હોય અથવા જો નવા પક્ષી જોવામાં આવ્યાં હોય તેની નોંધનો તખતો તૈયાર કરવો જોઈએ. વળી તેમને જો કંઈ નવી વસ્તુ મળી આવે તેનો સંગ્રહ અમુક જગાએ કરવો જોઇએ. મરેલો સાપ, જંતુ, પીછું, પાંદડું કે ફળ તેના જોવામાં આવે તે તેણે શાળામાં લાવવાં જોઈએ. નીચે મુજબ તખતાની યોજના છેઃ—

| તારીખ | હવાની સ્થિતિ | છોડ | પક્ષી | પ્રાણી, જંતુ | ટીકા |
|---|---|---|---|---|---|
| | | | | | |

## શું વાંચવું

જ્ઞાન એ આત્માની નૈસર્ગિક વાછના છે અને તે મેળવવાનું એક સાધન પુસ્તકોનો અભ્યાસ છે; પણ જ્યાંસુધી જે વાંચેલું હોય છે તેના ઉપર વિચાર કરવામાં આવતો નથી, ત્યાંસુધી તે જ્ઞાન પરિપક્વ થતું નથી. જેમ જેમ તેના ઉપર સતત મનન કરી આપણે તેને અપરોક્ષ જ્ઞાનની સ્થિતિમાં લાવીએ છીએ, તેમ તેમ ખરૂં રહસ્ય સમજી શકીએ છીએ અને એ આપણા જ્ઞાનનું ખરૂં તત્ત્વ બને છે. આવાજ જ્ઞાનનો આપણે વ્યવહાર-માં ઉપયોગ કરી શકીએ છીએ, તેથી સ્વાનુભવજ યથાર્થ જ્ઞાન ગણાય છે.

જો જ્ઞાન આપણી કુદરતી જરૂરિઆત હોય અને તેનું ખરૂં સ્વરૂપ આવું હોય તો જે અસંખ્ય પુસ્તકો આ જમાનામાં આપણી નજરે પડે છે તેમાંથી કયાં કયાં પુસ્તકોનું આપણે અધ્યયન કરવું જોઈએ અને તેમનો અભ્યાસ કેવી પદ્ધતિથી થવો જોઈએ એ વિષય ઉપર વિચાર કરવાની ઘણી જરૂર છે.

એરી રીતે આપણા જીવનનો ઘણોજ થોડો વખત આપણે જ્ઞાન મેળવવામાં રોકી શકીએ છીએ. અનેક વ્યવસાય અને ઉપાધિને લીધે ઉદ્દ્ભવતી મનની વ્યગ્રતા, ઉદરનિર્વાહને માટે કરવો પડતો કાળક્ષેપ તેમજ સ્વાભાવિક જરૂરિઆતોમાં કાઢવો પડતો વખત, વગેરે સ્થિતિનો વિચાર કરતાં એમ માલમ પડે છે કે રાત ટૂંકી અને વેષ ઘણાં એવી સ્થિતિ આપણી છે. દુનિયામાં દરરોજ હજારો પુસ્તકો, ચોપાનીઆં તથા વર્તમાનપત્રો છપાય છે તેમાંથી સારાંનરસાંનો વિવેક કરી, આપણે તેનો ઉપયોગ કરવો એ હાલમાં આપણે માટે ઘણું જરૂરનું છે; કારણ કે આપણો ઉદ્દેશ આપણા જીવનને ઉચ્ચતર અને સુખમય કરવાનો છે અને જ્ઞાન સિવાય કદી તે બર આવે એમ નથી. જ્યાંસુધી આપણે સારાં વિચાર આપણા મનમાં ભરી શકીએ નહિ, ત્યાંસુધી આપણી કૃતિ સારી નીવડે એ અશક્ય છે, કારણ કે ક્રિયાનું સૂક્ષ્મ કારણ વિચાર છે. આ કારણને લીધે આપણી જીવનભાવના ઉચ્ચ થાય અને આપણું કર્તવ્ય આપણે યથાર્થ રીતે કરી શકીએ એવાં પુસ્તકો વાંચવાની આપણને ખાસ જરૂર છે. વળી એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે જે પુસ્તકો વાંચવાથી આપણો વખત નકામો જાય તથા આપણા મન ઉપર ખરાબ સંસ્કાર પડે તેવાં પુસ્તકો હંમેશાં આપણી નજર આગળથી દૂર રહેવાં જોઈએ. ખરાબ પુસ્તકો વાંચવાથી તેમાંના ખરાબ વિચારની આપણા મન ઉપર ખોટી અસર થાય છે; તેથી તેવી નઠારી ટેવ દૂર કરવાને અને વખત તથા જીવનશક્તિનો નકામો વ્યય ન થાય તે માટે સારાં પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે.

કયાં પુસ્તક સારાં ને ફાયદાકારક છે એ બાબતનો કાંઈ પણ નિર્ણય કરતાં પહેલાં આપણે પ્રથમ કેટલા પ્રકારના વિચારકો તથા લેખકો સામાન્ય રીતે જોઈએ છીએ તે જાણવાની જરૂર છે; કારણકે વિચારની ગૂઢતા તથા સરળતાના પ્રમાણમાંજ વાચકનો અધિકાર નક્કી થાય છે. જો ગ્રન્થકર્તાના વિચાર ઘણા ગહન હોય અને આપણી યોગ્યતા સરળ વિચાર સમજવા જેટલી હોય તો તેવું કઠણ પુસ્તક વાંચવું એ વખત તથા શક્તિનો નકામો વ્યય કરવા બરોબર છે. કહેવાની મતલબ એ નથી કે ગૂઢ કે અઘરા

વિષયનાં પુસ્તકોના અભ્યાસનો આરંભ કરવો જોઈએ નહિ; પણ ખરો ઉદ્દેશ તો એ છે કે વાચકને તેની મનની સ્થિતિને અનુકૂળ પુસ્તક મળ્યું હોય તો તેથી તેને વધારે આનંદ અને લાભ થાય છે પછી ક્રમે ક્રમે વધારે ગહન વિષયનો અભ્યાસ કરવા માંડવો એ જ્ઞાન મેળવવાનો 'સુલભ' રસ્તો છે. સાધારણ રીતે વિચારકો ત્રણ પ્રકારના હોય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. પુસ્તકોના પણ મુખ્ય ત્રણ આવા વિભાગ પાડી શકાય છે. ઉત્તમ વિચારક એ જ્ઞાનના ઇતિહાસરૂપી વૃક્ષમા ગ્રન્થિરૂપ છે. તેમના પૂર્વગામીઓના સર્વ વિચાર તેમનામાં કેન્દ્રિત થાય છે અને ભાવી કાળ માટે તે નવા વિચાર-પ્રવાહને ઉત્પન્ન કરે છે. આવી રીતે મહાન ચિન્તકો ભૂત અને ભવિષ્ય-કાળના સંયોજક પુલરૂપ છે. તે તેમના ગભીર વિચારથી તેમના યુગના વિચાર વ્યવસ્થિત કરે છે. આવા વિચારકોજ વિશ્વના ગૂઢ નિયમો શોધી કાઢે છે. તે નિયમો સર્વમાન્ય હોય છે. વિશ્વયંત્રની ગુંફિત રચના તેમની દૃષ્ટિને પારદર્શક લાગે છે. તેઓ અમુક વિશાળ નિયમ તથા વિચારને જગત આગળ રજુ કરે છે. આવા વિશાળ નિયમના શોધક તથા મહાન વિચારના ઉત્પાદક દુનિયામા યુગે યુગે તેના ભિન્ન ભિન્ન ક્ષેત્રોમા ઉત્પન્ન થાય છે. હોમર, શેક્સ્પીઅર, વાલ્મિકી, ભવભૂતિ તથા ફીરદૂસી જેવા કવિઓ, પ્લેટો ને એરીસ્ટોટલ, કેન્ટ અને હેગલ, શંકરાચાર્ય અને કપિલ જેવા તત્ત્વવેત્તાઓ, ક્રાઈસ્ટ, મહમ્મુદ, બુદ્ધ, ઝોરેસ્ટર અને કૉન્ફયુશીઅસ જેવા પયગમ્બર અને ધર્મિષ્ઠ મહાત્માઓએ જ્ઞાનના ભિન્ન ભિન્ન પ્રદેશમા ગંભીર વિચારો ઉપજાવ્યા છે. કુદરતની ગૂઢતાની કંઈ પણ જે સરળતા આપણે અનુભવીએ છીએ તે આવાજ ચિન્તકોને આભારી છે. તેમણેજ વિશ્વના નવીનસ્વરૂપનો ખ્યાલ આપણને આપ્યો છે. આવા ઉત્તમ ચિંતકોના વિચારથીજ આપણું જીવન ઉચ્ચતર અને સુખમય બને છે. તેમના વિચાર અમુક યુગને ઉદ્દેશીને હોતા નથી; પણ તે સર્વમાન્ય અને અનુભવસિદ્ધ હોય છે. તે સર્વકાળ ને દેશ માટે હોય છે. તેમને પુસ્તકોના અભ્યાસની બહુ જરૂર હોતી નથી. તે તો પુસ્તકના ઉત્પાદક હોય છે. તેઓ આંતરદર્શનની મદદથીજ જ્ઞાન મેળવે છે.

આવા ઉત્કૃષ્ટ વિચારકો પ્રથમ પંક્તિના છે. તેમની કૃતિને કરોળી-આની ક્રિયા સાથે સરખાવી શકાય. જેમ કરોળીઓ તેના પેટમાંથી ચીકણો પદાર્થ કાઢી પોતાની જાળ બાંધે છે, તેમ આવા વિચારકો જ્ઞાન માટે બાહ્ય સાધન ઉપર ઘણોજ થોડો આધાર રાખે છે. તેઓ આંતરદર્શનની મદદથી નવીન વિચાર ઉપજાવી કાઢે છે, એટલે તેમનામાં સર્જનબુદ્ધિ હોય

છે. તેમનાથી ઉતરતી સ્થિતિના વિચારકો મુખ્યત્વે કરીને તેમના જ્ઞાન ઉપર આધાર રાખે છે. ઉત્તમ વિચારકોએ જે મહાન વિચાર શોધી કાઢ્યા હોય છે તેમને નવીન સ્વરૂપમાં પ્રસારવાનું તથા તેનો વ્યાવહારિક ઉપયોગ કરવાનું કામ આ મધ્યમ પંક્તિના ચિંતકોથી થાય છે. જે ઉત્તમ નવીન વિચાર પ્રસિદ્ધ કર્યા હોય છે, તેમનું દેશ તથા કાળ અનુસાર રૂપાંતર કરી નવીન સ્વરૂપમાં તેમને જનસમાજ આગળ મૂકવામાં આવે છે. મૂળ સિદ્ધાંતમાં યોગ્ય ફેરફાર કરી અમુક દેશ તથા કાળની પરિસ્થિતિને અનુકૂળ ભાવના તથા વિચાર બહાર પાડવા એ આવા મધ્યમ પ્રકારના ચિંતકોનું કર્તવ્ય છે. ઉત્તમ વિચારને સ્પષ્ટ રીતે વ્યક્ત કરી સાધારણ મનુષ્ય સમજી શકે તથા વ્યવહારમાં મૂકી શકે તેવું તેનું રૂપાંતર મધ્યમ પ્રકારના વિચારકો ઉપજાવે છે. તેમને બાહ્ય સાધન ઉપર વધારે આધાર રાખવો પડે છે. તેમનામાં સર્જન શક્તિ હલકા પ્રકારની હોય છે. વિશ્વના મર્મ ભાગ શોધવાની તીવ્ર દૃષ્ટિ તથા બુદ્ધિ તેમનામાં હોતી નથી.

વિચારસૃષ્ટિ પરત્વે તેમનું કર્તવ્ય મધમાખી બરોબર છે. જેમ મધમાખી જુદી જુદી વસ્તુઓમાંથી મધ જેવા નવીન પદાર્થ ઉપજાવી શકે છે, તેમ આવી જાતના ચિંતકો જુદા જુદા વિચારની જમાવટ કરી તેમના જમાનાને અનુસરતો નવીન સ્વરૂપનો વિચાર ઉપજાવે છે. તેમનાથી હલકી પંક્તિના લેખક કે વિચારકો મૂળ સત્યને ટાપટીપથી નવા સ્વરૂપમાં મૂકે છે. તે સિદ્ધાંતને ઘણો સરળ કરે છે, અને સાદામાં સાદી સ્થિતિમાં તે ગૂઢ વિચારને દર્શાવે છે. ઉત્તમ વિચારનો હલકા પ્રકારના લેખકો વિવેચન કે ટીકાથી વિસ્તાર કરે છે. કંઈ નવીન સત્ય તેમનાં પુસ્તકોમાંથી જડી આવતું નથી. મૂળ સત્યોનું સાદી ભાષામાં પિષ્ટપેષણજ માલુમ પડે છે અને અમુક દેશ કે કાળના વિચારનો રંગ તેમના વિચારમાં જણાઈ આવે છે. વિશ્વના કેટલાક ગૂઢ પ્રશ્નોનો ખુલાસો જે મહાન ચિંતકો આપી ગયા હોય છે તેમાં કંઈ સહજ પણ વધારો કે સુધારો આ હલકા પ્રકારના લેખકોમાં જોવામાં આવતો નથી. જે ફેર જોવામાં આવે તે વિગતમાંજ હોય છે. તેમની આ સંગ્રહાત્મક વૃત્તિ કીડીની કૃતિ બરોબર છે. જેમ કીડીઓ દાણાના કણ જુદી જુદી જગાએથી એકઠા કરે છે, તેમ આવા લેખકો જુદા જુદા વિચારનો સંગ્રહ કરે છે. બીજા પ્રકારના લેખકોમાં જે થોડી રચનાત્મક બુદ્ધિ જોવામાં આવે છે તેવું કંઈ આમનામાં હોતું નથી. તેઓ તો સાધારણ માણસોને અનુકુળ થઈ પડે તેમ વિચાર સરળ બનાવે છે. વધારે દાખલા દલીલ તથા વિગતોથી તેમના ઉપર તે

સત્યની અમર ઉપજાવી શકે છે. ખરી રીતે જોતાં ચિંતક તરીકે તેમની કિંમત ઘણી ઓછી હોય છે. આવી રીતે મૂળ મત્યના દોષ તથા ગુણ કાળાન્તરે જણાઈ આવે છે અને પછી આગળ ઉપર તેજ વિચાર જનસમાજની ઉન્નતિને સાધક થવાને બદલે બાધક નીવડે છે. હવે, જનસમાજને વધારે ઉંચી સ્થિતિએ લાવવાને માટે કોઈ મહાન તત્ત્વચિંતકની જરૂર પડે છે, કારણ કે તે તેના નવીન વિચારથી જનમનજને વ્યવસ્થિત કરી સંસારચક્રને ફરી પ્રગતિમાન કરી શકે છે. આટલા વિવેચનથી આપણને જણાય છે, કે જ્ઞાનના ખરા શોધકો તો સત્યના ઉત્પાદકોજ હોય છે. બીજું બધું જ્ઞાન તો તેનું સ્પષ્ટીકરણ તથા રૂપાન્તર હોય છે. તેથીજ બેકનનું એવું કહેવું છે કે કેટલીક ચોપડીઓનો અમુક ભાગ વાચવાનો છે. કેટલીક ચોપડીઓ ઉપર ઉપરથી વાંચવાની છે, અને થોડીકનોજ ધ્યાનપૂર્વક પુરેપુરો અભ્યાસ કરવાનો છે. ઉપર જણાવ્યું છે તેમ વિચારકો અને લેખકો ત્રણ પ્રકારના હોય છે તેની રીતે વાચકો પણ ત્રણ પ્રકારના હોય છે.

વાચકે પોતે પોતાના અધિકાર મુજબ પુસ્તકોનો અભ્યાસ કરવો જોઈએ. જો અભ્યાસની જિજ્ઞાસા વધારે તીવ્ર હોય ને બુદ્ધિબળ વિશેષ હોય તો હંમેશા પ્રથમ પંક્તિના ચિંતકોનાજ પુસ્તકોનુ અધ્યયન કરવું જોઈએ. જે પુસ્તક વાંચવાથી આપણને કંઈ નવીન વિચાર સૂઝતો નથી તે પુસ્તકથી આપણું જ્ઞાન કોઈપણ રીતે વધી શકતું નથી. વાંચવાનો ઉદ્દેશ ગ્રન્થકર્તાના વિચારની મદદથી સ્વતન્ત્ર વિચાર કરવાનો છે. જો આપણા વિચાર તે પુસ્તક વાંચવાથી ઉત્તેજિત થાય નહિ તો તે પુસ્તક નકામું છે એમ સમજવું. વિશ્વના રહસ્યના અનેક પ્રશ્નોના ખુલાસા સંબંધી આપણને વિચાર કરવાની કંઈ પણ સામગ્રી જે પુસ્તકમાંથી જડી આવતી નથી તે પુસ્તક વાંચવાથી આપણો વખત નકામો જાય છે એટલુંજ નહિ પણ તેથી મન ઉપર નકામો બોજો વધે છે. ઘણી ચોપડીઓના વાચનથી મળેલા પરોક્ષ વિચારથી આપણા મનમા ગુંચવાડો થાય છે, વિચાર કરવાની શક્તિ ઘટી જાય છે, કલ્પનાશક્તિ કુંઠિત થાય છે અને સ્મરણશક્તિ નબળી પડી જાય છે; તેથી નકામી ચોપડીઓ વાચવાથી હદથી વધારે બોજો આપણા મગજ ઉપર પડે છે અને તેને લીધે આપણી કુદરતી શક્તિ ક્ષીણ થાય છે. આ ઉપરથી હંમેશા આપણે પ્રાચીન પણ પ્રતિષ્ઠિત પુસ્તકોનો અભ્યાસ કરવો એ વધારે ફાયદાકારક છે; કારણ કે કાળાન્તરે નકામા હલકા પુસ્તકનો લય થાય છે અને જે ઉત્તમ પુસ્તકો હોય છે તેનેજ જનસમાજ પ્રતિષ્ઠિત ગણે છે. ખરી રીતે જોતા સારા અથવા નરસા

પુસ્તકની પરીક્ષા કાળજ કરે છે; આ કારણને લીધે જે અસંખ્ય પુસ્તકો છપાયાં અથવા લખાયાં હોય તેમાંથી આપણે ઘણાંજ થોડાં પુસ્તકોને સર્વમાન્ય તથા પ્રતિષ્ઠિત ગણીએ છીએ; જે પુસ્તકમાં ખરૂં તત્ત્વ હોય છે તેનેજ જનસમાજ સ્વીકારે છે અને બીજાં બધાં કાળપ્રવાહમાં ડુબી જાય છે; તેથી આપણે થોડા પણ પ્રતિષ્ઠિત ચિંતકોનાં પુસ્તકોનું અધ્યયન કરવું જોઈએ.

જ્ઞાનની વૃદ્ધિ કરવી એ આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે; પણ હાલના જમાનામાં હજારો ચોપડીઓ, માસિકો, વર્તમાનપત્રો દિનપ્રતિદિન આપણી નજરે પડે છે. તેમાંથી શું વાંચવું તેને માટે એમર્સન ત્રણ વહેવારુ નિયમો બતાવે છેઃ **(૧) જે પુસ્તકને છપાયે એક વર્ષ થયું નથી તે વાંચવું નહિ; (૨) ફક્ત પ્રતિષ્ઠત પુસ્તકોજ વાંચવાં. (૩) જેનો તમેને શોખ હોય તેવાં પુસ્તકો વાંચવાં જોઈએ.** આપણે ઉપર જોયું છે કે દરેક વસ્તુની કિંમત કાળ પોતેજ કરે છે. પુસ્તકની સારાસારતાનો વિવેક પણ કાળાન્તરે જનસમાજ કરી લે છે; તેથી કોઈ પણ પુસ્તકને છપાયે એકાદ વર્ષ થયું હોય નહિ ત્યાંસુધી તે પુસ્તકની ખરી યોગ્યતા જણાઈ આવતી નથી, તેથી સાહિત્ય અને કળાનાં જુનાં પુસ્તકનો અભ્યાસ વધારે લાભકારક છે, કારણ કે પ્રાચીન લોકના જેવી તીવ્ર કલ્પનાનો વ્યાપાર હાલમા આપણે અનુભવી શકતા નથી. જેમ સાહિત્ય જુનું હોય છે તેમ તે વધારે કીમતી ગણાય છે. વિજ્ઞાન એટલે જે જ્ઞાનનો આધાર બુદ્ધિ ઉપર છે ને જેમાં દિનપ્રતિદિન સુધારો કે વધારો થવાનો સંભવ છે તેવાં તાજાં પુસ્તકો વાંચવાથી વિશેષ લાભ થાય છે; તેથી વિજ્ઞાનના પ્રાચીન પુસ્તકો વાંચવાથી કાંઈ વિશેષ લાભ નથી; પણ વિજ્ઞાનના હાલનાં પ્રતિષ્ઠિત પુસ્તકો વાંચવાથી વધારે ફાયદો થઈ શકે છે.

કુદરતમાં આપણે હમેશાં નવીનતા અનુભવીએ છીએ. નવીનતા યા ભિન્નતા એ કુદરતનું તત્ત્વ છે, તેથી આપણે દરેક વ્યક્તિમાં કાંઈક વિલક્ષણતા જોઈએ છીએ. પછી તે શારીરિક હોય કે માનસિક. માનસિક વિલક્ષણતા દરેક મનુષ્યના અભ્યાસની રુચિમાં જણાઈ આવે છે; તેથી ઉત્તમ જ્ઞાન મેળવવાનો સુગમ રસ્તો એ છે કે દરેક મનુષ્યે પોતાની પ્રકૃતિને અનુકૂળ વિષયનો અભ્યાસ કરવો. જે વિષયનો આપણને શોખ હોય છે તે વિષયમાં આપણે થોડી મહેનતે નિપુણતા મેળવી શકીએ છીએ. આ કારણને લીધે આપણને જે વિષયનો શોખ હોય તે વિષયનાં પુસ્તકનો આપણે અભ્યાસ કરવો વધારે ફાયદાકારક છે.

બાળકની આખ કેળવવા માટે જુદા જુદા સાધનનો ઉપયોગ કરવાની જરૂર છે. તેને જે કંઈ પ્રત્યક્ષ જ્ઞાન મળ્યુ હોય છે તે ખામીવાળું હોય છે. તેને વધારે સ્પષ્ટ અને સચોટ કરવા માટે પદાર્થનો ઉપયોગ કરવો જોઇએ. તેવા પદાર્થો માટે કંઈ ઝાઝું ખર્ચ કરવુ પડતું નથી. જો શિક્ષક ઉત્સાહી હોય છે તો તેવા સાધન સહેજમા તે તૈયાર કરી શકે છે.

બાળકના મગજ ઉપર આખદ્વારા જે છાપ પડે છે તે સચોટ અને સ્પષ્ટ હોય છે. અમુક બાબત સાભળવા કરતા જોવાથી તે તરત યાદ રહી શકે છે; તેથી શિક્ષણમા જેમ બને તેમ આખનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ. જો બને તો પ્રથમ વસ્તુદ્વારા તેને જ્ઞાન આપવુ. દા, નદી વિષે શીખવવાનું હોય તો ત્યાં લઈ જઈ પાસે વહેતી નદી બતાવવી જો તે ન બને તો તેનો નમુનો બનાવી તેનો ખ્યાલ તેને આપવો. જો તે પણ ન બની શકે તો તેનુ ચિત્ર બતાવવું. ચિત્રના અભાવે કાળા પાટીઆ ઉપર અમુક આકૃતિ કાઢી નદીનો ખ્યાલ ઉત્પન્ન કરવો. જો શિક્ષકને કા. પા. વાપરવાની ઇચ્છા ન થાય તો તેણે શબ્દવર્ણનથી તેનો ખ્યાલ આપવો, પણ તેવું જ્ઞાન ઘણું અચોક્કસ અને અપૂર્ણ હોય છે, તેથી વસ્તુ, નમુનો, ચિત્ર, આકૃતિ અને શબ્દ એ બાળકને જ્ઞાન આપવાના સાધન છે. તેના ઉતરતા પ્રમાણમાં જ્ઞાનની સ્પષ્ટતા તથા સચોટતા રહેલી છે. જ્ઞાન આપવાનુ હલકામા હલકું સાધન શબ્દ છે અને તેનો ઉપયોગ ઘણા મોટા પ્રમાણમા થાય છે. અલબત્ત દરેક પ્રસંગે સાધનનો ઉપયોગ કરવાની જરૂર નથી, પણ બાળકને તો પ્રથમ તેવા જ્ઞાનની ખાસ જરૂર છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ શબ્દજ્ઞાન વડે તેવી વસ્તુનો ખ્યાલ મગજમા ઉપજાવી શકે છે, પણ તેનો આધાર તેને નાનપણમા મળેલા પ્રત્યક્ષ જ્ઞાન ઉપર રહે છે. ઘણી વખત ખુદ વસ્તુ કે નમુનો મળી શકતા નથી. તેવે પ્રસંગે શિક્ષકે ચિત્રનો ઉપયોગ કરવો. તેના અભાવે તેણે અવશ્ય કાળા પાટીઆનો ઉપયોગ કરી આકૃતિદ્વારા બાળકને સમજણ પાડવી જોઈએ. અંકગણિતમા અમૂર્ત બાબતો વિદ્યાર્થીને સમજાવવાની હોય છે તો તે માટે સખ્યાશિક્ષણ હોય તો કાકરા કે બીજા પદાર્થનો ઉપયોગ સહેજમા થઈ શકે છે. અપૂર્ણાંકના ખ્યાલ માટે આકૃતિ દોરવાની જરૂર છે. તેનાથી તેનો સ્પષ્ટ ખ્યાલ તેને આવે છે. આવી આવી ઘણી બાબતો છે કે જે આખનો ઉપયોગ કરી સચોટ રીતે શીખવી શકાય છે.

શબ્દ જ્ઞાન એ જ્ઞાન આપવાનું હલકામાં હલકું સાધન છે, પણ આપણે મુખ્યત્વે તેનોજ ઉપયોગ કરીએ છીએ; તેથી આપણા બાળકોની અવ-

લોકન શક્તિ જોઈએ તેવી રીતે ખીલતી નથી. વળી તેને વસ્તુનો ઘણે ઝાંખો ખ્યાલ આવવાથી તેની કલ્પનાશક્તિ મંદ પડી જાય છે. કોઈપણ વસ્તુના સચોટ ખ્યાલ માટે પ્રથમ તેને પ્રત્યક્ષ જ્ઞાન મળવું જોઈએ. આવા જ્ઞાનના અભાવે તેના મનનો વિકાસ અપૂર્ણ રહે છે. આ કારણને લીધે ઉપર જણાવ્યા મુજબ દરેક શિક્ષકે ખાસ કરીને બાળશિક્ષણમાં જેટલો બને તેટલો આંખનો ઉપયોગ કરવો જોઈએ.

## વિદ્યાર્થી જીવનમાં ઉપયોગી બાબતો*

જે ખરો વિદ્યાર્થી છે તેને મન તો વિદ્યા એજ તેનો અર્થ છે; એટલે વિદ્યા એજ તેનું જીવન છે. કુદરતે તે અવસ્થામાં વિદ્યાર્થીની જિજ્ઞાસા તીવ્ર રાખેલી હોય છે. જો નવું નવું જાણવાની વૃત્તિ સતેજ હોય છે તો જુદી જાતનું જ્ઞાન મેળવવાની ઇચ્છા લાંબા સમય સુધી ચાલુ રહે છે. જ્યારે તેવું જાણવાની વૃત્તિ મંદ પડે છે, ત્યારે વિશેષ જ્ઞાન સંપાદન કરવાનું મન થતું નથી. જ્ઞાનનો જે કંઈ સંગ્રહ તેણે પ્રથમ કર્યો હોય છે તે ઉપર તેનો નિર્વાહ ચાલે છે. જો તેના જ્ઞાનની સામગ્રી થોડી હોય છે તો તે ટુંક વખતમાં ખુટી જાય છે અને તેના જુના વિચારો ઉપર તેને આધાર રાખવા પડે છે. આ કારણને લીધે દરેક વિદ્યાર્થીએ કોઈપણ પ્રકારે દુઃખ વેઠીને પણ સારા પ્રમાણમાં વિદ્યા મેળવવાનું ધ્યેય રાખવું જોઈએ. જેમ પાણી કોઈએ ઢાળ ચડતા નથી તેમ ૨૫ વરસ થયા બાદ નવું જ્ઞાન મેળવવાની વૃત્તિ મંદ પડી જાય છે. આ અરસામાં તેણે જે કંઈ જ્ઞાન મેળવ્યું હોય છે તેની મદદ વડે તે વિચાર કરી શકે છે; પણ કોઈ બાબતની નવી દૃષ્ટિ સમજવાને તેને ઘણીવાર લાગે છે અને ઘણી વખત તો તે બાબત તેના મગજમાં ઉતરતી પણ નથી. આ ઉપરથી સહજ જણાય છે કે વિદ્યાર્થી-અવસ્થાનો સદુપયોગ કરી દરેક જુદા જુદા વિષયોનું સારા પ્રમાણમાં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ.

વિદ્યા—સારી વિદ્યા મેળવવી એ ઘણી કઠણ બાબત છે. તેને માટે ઘણું તપ આદરવું પડે છે, એટલે ભૂખ, દુઃખ વગેરે સહન કરવું પડે છે; પણ જેને વિદ્યાનુરાગ છે તેને તે કંઈ લાગતું નથી, કારણકે **विद्यातुराणां न सुखं न निद्रा.** તેનું સર્વસ્વ વિદ્યારૂપ ધન હોવાથી તેના મનની એટલી

* મુંબઈની ફેલોશિપ સ્કૂલમાં તા. ૧૦-૬-૩૩ ને રોજ વિદ્યાર્થી સમક્ષ આપેલું ભાષણ સુધારાવધારા સાથે.

બધી-ઉત્કંઠા હોય છે કે ખાવું, પીવું વગેરે મોજમઝામાં તેનું ચિત્ત હોતું નથી. તે તો અહોનિશ નવું નવું જ્ઞાન મેળવવા મચ્યો રહે છે. જ્યાંસુધી વિદ્યાર્થીનું ચિત્ત કેવળ વિદ્યા પ્રાપ્ત કરવામાં મશગુલ થાય નહિ ત્યાંસુધી તેને ખરૂં જ્ઞાન મળતું નથી. વળી **ज्ञानामृतं भोजनं** એ વચનનો તો અનુભવ ભાગ્યેજ મળી શકે છે. આની સાથે બીજી એક બાબત સારી પેઠે યાદ રાખવી જોઈએ કે કુદરત આપણને કોઈપણ વસ્તુ મફત આપતી નથી. તંદુરસ્તી, પૈસો, યશ, જ્ઞાન વગેરે મેળવવા માટે તનતોડ મહેનત કરવામાં આવે છે તો તે મળી શકે છે. કુદરત આપણને જે કંઈ આપે છે તેને માટે તે અમુક પ્રકારની બદલાની અપેક્ષા રાખે છે. જો આપણે તંદુરસ્ત રહેવું હોય તો ખાવાપીવામાં મિત રહેવું જોઈએ. હવા, કસરત વગેરે આરોગ્ય સાચવવાના નિયમોનું સખત પાલન કરવું જોઈએ. જ્યાંસુધી સંયમદ્વારા કુદરતના નિયમો પ્રમાણે જીવન ગુજારવામાં આવતું નથી, ત્યાંસુધી સારી તંદુરસ્તી ભોગવવાની આશા રાખવી એ વ્યર્થ છે. તેજ પ્રમાણે જ્ઞાન મેળવવા માટે ઉગ્ર તપ આદરવાની જરૂર છે. મોજશોખની ચીજોમાંથી મનને પાછું ખેંચી લઈ સાદું જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય થવો જોઈએ. જ્યાંસુધી અનેક બીનજરૂરી બાબતોમા મનની શક્તિ વ્યગ્ર થઈ તેનો દુર્વ્યય થાય છે, ત્યાંસુધી ચિત્તની એકાગ્રતા થઈ શકતી નથી અને તે સિવાય કોઈપણ જાતના સંસ્કાર મન ઉપર અસર કરી શકતા નથી; તેથી વિદ્યાર્થીઓએ જ્ઞાન મેળવવામાંજ ચિત્ત ચોટાડી ઉંચા પ્રકારના જ્ઞાનનો સંગ્રહ કરવો જોઈએ.

દરેક વિદ્યાર્થીની અભિલાષા ઉંચી હોવી જોઈએ. જેમ બને તેમ જીવનનો આદર્શ ઉંચો રાખવાની જરૂર છે. જેટલા પ્રમાણમાં જીવનની ભાવના ઉંચી હોય છે તેટલા પ્રમાણમા આપણું જીવન ઉચ્ચતર બને છે. સારી ભાવના વગરનું જીવન એ સુકાન વગરના વહાણના જેવું છે. જે વસ્તુઓ આપણે મેળવવાની છે તે તરફજ આપણા જીવનનું ધ્યેય હોવું જોઈએ અને તેને અનુસરી આપણું ચારિત્ર ઘડાવું જોઈએ. એક અંગ્રેજ કવિએ કહ્યું છે કે "તારૂં વર્તન નમ્રતાવાળું હોવું જોઈએ, તારી અભિલાષા ઉંચી હોવી જોઈએ, કારણકે જે મનુષ્ય આકાશમાં તીર ફેંકવાની ઇચ્છા રાખે છે તેનું તીર, બીજો માણસ જે ઝાડ ઉપરજ તીર ફેંકવાનું ઇચ્છે છે તેના કરતાં વધારે ઉંચે જઈ શકે છે." વિદ્યાર્થીઓએ જ્ઞાન અને ચારિત્ર સંબંધી ઉંચી ભાવના રાખવી જોઈએ. તેના પ્રેરક બળ વડેજ તે આગળ ઉપર પ્રગતિ કરી શકે છે. સંસારની અનેક ઉપાધિ અને લાલચોથી

લોકન શક્તિ જોઈએ તેવી રીતે ખીલતી નથી. વળી તેને વસ્તુનો ઘણો ઝાંખો ખ્યાલ આવવાથી તેની કલ્પનાશક્તિ મંદ પડી જાય છે. કોઈપણ વસ્તુના સચોટ ખ્યાલ માટે પ્રથમ તેને પ્રત્યક્ષ જ્ઞાન મળવું જોઈએ. આવા જ્ઞાનના અભાવે તેના મનનો વિકાસ અપૂર્ણ રહે છે. આ કારણને લીધે ઉપર જણાવ્યા મુજબ દરેક શિક્ષકે ખાસ કરીને બાળશિક્ષણમાં જેટલો બને તેટલો આંખનો ઉપયોગ કરવો જોઈએ.

## વિદ્યાર્થી જીવનમાં ઉપયોગી બાબતો×

જે ખરો વિદ્યાર્થી છે તેને મન તો વિદ્યા એજ તેનો અર્થ છે; એટલે વિદ્યા એજ તેનું જીવન છે. કુદરતે તે અવસ્થામાં વિદ્યાર્થીની જિજ્ઞાસા તીવ્ર મેલી હોય છે. જો નવું નવું જાણવાની વૃત્તિ સતેજ હોય છે તો જુદી જાતનું જ્ઞાન મેળવવાની ઇચ્છા લાંબા સમય સુધી ચાલુ રહે છે. જ્યારે તેવું જાણવાની વૃત્તિ મંદ પડે છે, ત્યારે નવું જ્ઞાન સંપાદન કરવાનું મન થતું નથી. જ્ઞાનનો જે કંઈ સંગ્રહ તેણે પ્રથમ કર્યો હોય છે તે ઉપર તેનો નિર્વાહ ચાલે છે. જો તેના જ્ઞાનની સામગ્રી થોડી હોય છે તો તે ટુંકા વખતમાં ખુટી જાય છે અને તેના જુના વિચારો ઉપર તેને આધાર રાખવો પડે છે. આ કારણને લીધે દરેક વિદ્યાર્થીએ કોઈપણ પ્રકારે દુઃખ વેઠીને પણ સારા પ્રમાણમા વિદ્યા મેળવવાનું ધ્યેય રાખવું જોઈએ. જેમ પાણી કોઈએ કાના ચડતા નથી તેમ ૨૫ વરસ થયા બાદ નવું જ્ઞાન મેળવવાની વૃત્તિ મંદ પડી જાય છે. આ અરસામાં તેણે જે કંઈ જ્ઞાન મેળવ્યું હોય છે તેની મદદ વડે તે વિચાર કરી શકે છે; પણ કોઈ બાબતની નવી દષ્ટિ સમજવાને તેને ઘણીવાર લાગે છે અને ઘણી વખત તો તે બાબત તેના મગજમાં ઉતરતી પણ નથી. આ ઉપરથી સહજ જણાય છે કે વિદ્યાર્થીઅવસ્થાનો સદુપયોગ કરી દરેકે જુદા જુદા વિષયોનું સારા પ્રમાણમાં જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ.

વિદ્યા—સારી વિદ્યા મેળવવી એ ઘણી કઠણ બાબત છે. તેને માટે ઘણું તપ આદરવું પડે છે, એટલે ભૂખ, દુઃખ વગેરે સહન કરવું પડે છે; પણ જેને વિદ્યાનુરાગ છે તેને તે કંઈ લાગતું નથી, કારણકે **विद्यातुराणां न सुखं न निद्रा.** તેનું સર્વસ્વ વિદ્યારૂપ મન હોવાથી તેના મનની એટલી

× મુંબઈની ફેલોશિપ સ્કુલમાં તા. ૧૦-૬-૩૩ ને રોજ વિદ્યાર્થી સમક્ષ આપેલું ભાષણ સુધારાવધારા સાથે.

ખાસ જરૂર છે. વિદ્યાર્થી જીવનમાં આહારવિહારની અનિયમિતતાને લીધે શરીરના બાંધા નિર્બળ કે નાજુક થઈ જાય છે. દરેક વિદ્યાર્થીના શરીરનો બાંધો બરાબર ખીલવો જોઈએ અને તેની સાથે તેનામાં સુખ, દુઃખ તથા ભૂખ, તરસ વગેરે અડચણો વેઠવાની તિતિક્ષા હોવી જોઈએ.

બુદ્ધિના વિકાસનો આધાર જ્ઞાન ઉપર રહે છે. જ્ઞાનવડે આપણી સૂક્ષ્મ વાસના તૃપ્ત થાય છે અને બુદ્ધિ પરિપુષ્ટ થાય છે. હાલમા જ્ઞાન મેળવવા માટે વાચન અને અભ્યાસ એ ઘણું ઉપયોગી સાધન ગણાય છે. પુસ્તકોમાં સંગ્રહેલા વિચાર અભ્યાસદ્વારા આપણા પોતાના કરવા એ વાચનનો હેતુ છે અને તે ઉદ્દેશને અનુસરી શાળા, પાઠશાળામાં અમુક પાઠ્ય પુસ્તકો નક્કી કરવામાં આવે છે, તેથી કોઈપણ પુસ્તકનો કેવી રીતે અભ્યાસ કરવો તે હવે આપણે જોઇએ.

દરેક જણે કોઈપણ ચોપડી વાંચતાં પહેલાં તે શા માટે વાચવાની છે તેનો જરૂર વિચાર કરવો જોઇએ. જે કોઈ પુસ્તક હાથમા આવ્યું કે તે વાંચ્યા કરેવું એ જ્ઞાન મેળવવાનો સરળ માર્ગ નથી. સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો પ્રથમ વાચકના મનમાં વાચનનો હેતુ સ્પષ્ટ હોવો જોઈ એ. અમુક પુસ્તકનો અભ્યાસ તેના જીવનના આદર્શને અનુકૂળ છે કે પ્રતિકૂળ તેનો નિશ્ચય તેણે કરવો જોઈએ. જ્યારે આપણે અમુક પુસ્તક હેતુપૂર્વક વાચીએ છીએ ત્યારે તેમાં આપણને સારો રસ પડે છે, કારણકે તે વાચવાને મન આતુર હોવાથી નવી બાબતો જુના જ્ઞાન સાથે જોડાઈ જાય છે. જે બાબતો તેને કામની નથી, તે ઉપર લક્ષ નહિ આપવાથી તેના ઉપયોગી મુદ્દા ઉપર ધ્યાન આપવાથી તે વધારે સારૂં ચિત્ત એકાગ્ર કરી શકે છે. કોઈપણ પુસ્તકનું વાચન શરૂ કરતાં પહેલાં લેખકને તેમાં શું કહેવાનું છે તેનો વિચાર તેની અનુક્રમણિકા, મથાળું તથા પ્રસ્તાવના ઉપરથી પ્રથમ કરવાની જરૂર છે. તેણે જે દૃષ્ટિથી પુસ્તક લખ્યું હોય તે દૃષ્ટિ પ્રથમ પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે, કારણકે તે ધ્યાનમાં રાખવાથી તેનો લખવાનો આશય ઝટ ગ્રહણ થઈ શકે છે. વળી તે વિષય સંબંધી આપણે શું શું જાણીએ છીએ તેનું સરવૈયું આપણે તૈયાર કરી રાખવું જોઈએ. હવે વાંચની વખતે લેખક કયો નવો વિચાર આપણી આગળ રજુ કરે છે તે લક્ષમાં રાખવું જોઇએ. તેના સમર્થનમાં તે કઈ કઈ દલીલો આપે છે તથા તેની સમજુતી માટે કયા કયા દૃષ્ટાંત તથા વિગતો રજુ કરે છે તેની તુલના તે વખતે કરવી જોઇએ. આખુંએ પુસ્તક આ દૃષ્ટિથી વાંચવાથી ઘણો લાભ થાય છે. સો પુસ્તકો ગમે તેમ વાંચવાં તેના કરતાં દસ પુસ્તકનો સારો અભ્યાસ કરવો એ વધારે

ગ્રસ્ત થનાર જીવ તેના ચારિત્રબળ તેમજ સારા સંસ્કાર વડે વિશુદ્ધ રહી શકે છે. જ્ઞાનની ઉચ્ચ ભાવનારૂપી બખ્તરની મદદથી આસુરી વૃત્તિઓના હુમલા સામે તે તેનું રક્ષણ કરી શકે છે.

જીવનની ભાવના ઉંચી હોવી જોઈએ એટલુંજ નહિ પણ તેનો ૨૫૯ ખ્યાલ તેના અંતરમાં હોવો જોઈએ. જીવનમાં તેને શું શું કરવાનું છે તેનો નકશો તેના મગજમાં દોરેલો હોવો જોઈએ અને તે મુજબ સંસારસાગરમાં તેણે જીવનરૂપી નૌકા હંકારવી જોઇએ. દરેક વિદ્યાર્થીએ તેને ભવિષ્યમાં શું કરવાનું છે તેનો ચોકખો ખ્યાલ તેને હોવો જોઇએ. ઘણી વખત જીવનનો આદર્શ વારંવાર બદલવાથી તે કંઈપણ પ્રગતિ કરી શકતો નથી. અંગ્રેજી કહેવત મુજબ ફરતા પત્થરા ઉપર કંઈ લીલ બાઝતી નથી, તેમ દૃઢ નિશ્ચય વગર તે તેના જીવનનું સાર્થક કરી શકતો નથી. અલબત્ત જીવનના જુદા જુદા પ્રસંગે અણધારેલો અનુભવ થવાથી તેમાં ફેરફાર કરવાની જરૂર પડે છે, તોપણ તેણે તેના જીવનની રૂપરેખારૂપ નકશો તો તૈયાર કરવોજ જોઇએ અને તેને અનુસરી તેની હેતુપૂર્વક પ્રવૃત્તિ થવી જોઈએ; નહિ તો ઉપર જણાવ્યા મુજબ તે તેના જીવનનું શ્રેય સાધી શકતો નથી અને છેવટે તે નકામાં ફાંફાં મારે છે. વિદ્યાર્થીજીવનમાં તેનો આદર્શ સિદ્ધ કરવાને માટે તેનામાં કઈ કઈ શક્તિઓ છે તેનો પ્રથમ વિચાર કરવો જોઈએ. જે કુદરતી શક્તિ તેનામાં હોય તેનો વિકાસ તેણે કરવો જોઈએ. તેનામાં ત્રણ શક્તિઓ છેઃ (૧) શરીર, (૨) બુદ્ધિ અને (૩) હૃદય. આ ત્રણે શક્તિનો સમપ્રમાણમાં વિકાસ થવો જોઇએ; નહિ તો એકબીજાની ન્યૂનતાને લીધે જીવનનું ખરૂં સુખ અનુભવી શકાતું નથી એટલુંજ નહિ પણ તેનો આદર્શ ફળીભૂત થતો નથી.

'શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે,' એ વચનમાં ઘણું રહસ્ય રહેલું છે. શરીરને આત્મના વિકાસ આગળ તુચ્છ ગણવું એ મોટી ભૂલ છે. શરીરની સ્વસ્થતા તથા બળ સિવાય સંસારનું કોઈપણ કાર્ય બરાબર રીતે સાધી શકાતું નથી. તેમજ કેવળ શરીરના વિકાસ ઉપરજ ધ્યાન આપવાથી તેનાથી ઉચ્ચતર બાબતોની અવગણના થવાને લીધે એકદેશીય પ્રગતિ થાય છે. તંદુરસ્ત દૃઢ બાંધાનું શરીર એ જ્ઞાન અને ચરિત્રના સાધનરૂપ છે તે સારી પેઠે યાદ રાખવાની જરૂર છે. તેની સાથે શરીર કેળવવાની બેદરકારી રાખવી એ પણ એક મોટી ભૂલ છે. બુદ્ધિ કે મનની ક્રિયાને તંદુરસ્તી સાથે ગાઢ સંબંધ છે, તેથી પ્રથમ ખાવાપીવામાં તેમજ ઊંઘ, કસરત આરામ, ખુલ્લી હવા, સાદું જીવન વગેરેને અનુસરી સંયમી જીવન ગાળવાની

લાભકર્તા થઈ પડે છે. થોડું પણ સંગીન જ્ઞાન જીવનમાં ઉપયોગી થઈ પડે છે. જે કંઈ વાંચવામાં આવે તે આપણા જ્ઞાનરૂપી ચોકઠામાં યોગ્ય રીતે ગોઠવાઈ જવું જોઈએ કે તેનો જ્યારે ખપ પડે ત્યારે ઉપયોગ થઈ શકે.

દરેક પુસ્તકનું વાચન હેતુપૂર્વક કરવું જોઈએ એ ઘણી અગત્યની બાબત છે, એ ઉપરના વિવેચન ઉપરથી સ્પષ્ટ થયું હશે. કોઈપણ એક પુસ્તક વાંચવાથી સંતોષ માનવો નહિ. અમુક વિષય ઉપર એક લેખકે જે દૃષ્ટિ રજુ કરી હોય તે કંઈ સર્વાંશે સત્ય હોતી નથી. તેના જેવા બીજા લેખકોએ શું શું લખ્યું છે તે જાણવાની જિજ્ઞાસા વિદ્યાર્થીનામાં હોવી જોઈએ. ટુંકામાં તેણે તે તે વિષયને લગતાં બાજાં પુસ્તકો વાંચી તેના જ્ઞાનની સામગ્રીમાં સારો વધારો કરવો જોઇએ. પુસ્તકના વાચન થયા પછી તેમાંની હકીકતનું તારતમ્ય કાઢવાની જરૂર છે. તેમાંની બધી હકીકત સરખી રીતે ઉપયોગી હોતી નથી. જે બાબતો ખાસ જરૂરની હોય તે વિચારપૂર્વક તારવી કાઢવી જોઇએ. જે વિગતો હોય તે મૂકી દેવી, કારણ કે નકામી વિગતો યાદ રાખવાથી મગજ ઉપરનો બોજો વધે છે. મુખ્ય મુદ્દા યાદ રાખવાથી તે વિષયનું જ્ઞાન સારૂં થાય છે. આ કારણને લીધે જરૂરી અને બીનજરૂરી હકીકતનો તફાવત ધ્યાનમાં રાખી મુખ્ય વિચાર મનમાં ઠસાવવા જોઈએ.

પુસ્તકનું હેતુપૂર્વક વાચન થયું, તેને લગતાં બીજાં પુસ્તકો વાંચ્યા તેમજ તેમાંથી અગત્યની બાબતોની તારવણી કરી, પણ જ્યાંસુધી તેની સારાસારતાનો વિચાર થાય નહિ ત્યાંસુધી તે ખરૂં જ્ઞાન છે એમ કહેવાય નહિ; તેથી દરેક વાચકે વાંચીને તે સંબંધી વિચાર કરવો જોઇએ, એટલે તેના સત્ય સંબંધી વિવેક કરવો જોઇએ. તે સંબંધી તેનો જે વિચાર હોય તે રજુ કરી તેની ટીકા કરવી અને આવા સંઘટ્ટનદ્વારા તેણે તેનું જ્ઞાન સંગીન બનાવવું. જ્યાંસુધી વાંચેલી બાબતો ઉપર તેના વ્યક્તિત્વની છાપ પડતી નથી ત્યાંસુધી તે જ્ઞાન તેનું પોતાનું થતું નથી. લેખકનો અમુક બાબત સંબંધી ગમે તેવો વિચાર હોય પણ આપણે આપણી વિચારદૃષ્ટિથી તેની તુલના કરવી જોઈએ. જ્યાંસુધી પુસ્તકમાંના વિચારની પરીક્ષા કરવામાં આવતી નથી ત્યાંસુધી આપણું જ્ઞાન ઉપલકીઉ રહે છે; તેથી વાચકે તેની કસોટી કાઢી તે વિચારને ગ્રહણ કરવો જોઇએ.

વિદ્યાર્થી જે કંઈ વાંચે તેને સારી પેઠે યાદ રાખવાનું છે. જો આગળ વાંચવામાં આવે અને પાછળ ભૂલી જવાય તો તેવા વાચનથી કંઈ પણ લાભ થતો નથી, તેથી તેણે વાંચેલી બાબત યાદ રાખવાને પ્રયત્ન કરવો

જોઈએ. તેને માટે ઉપર જણાવ્યા મુજબ મુખ્ય બાબતો ઉપરજ વિશેષ ધ્યાન આપી તે યાદ રાખવી એ જરૂરની બાબત છે.

વાચનના સંબંધમાં એક અગત્યની બાબત એ છે કે તેણે જે વિચાર સંપાદન કર્યો હોય તેનો ઉપયોગ તેણે જીવનમા કરવો જોઈએ. જ્યાંસુધી મગજમાં સંસ્કાર પડી રહે છે ત્યાંસુધી જીવન સુધરતું નથી. સંસ્કારનો ક્રિયામાં ઉપયોગ થવાની જરૂર છે. જ્યારે અમુક વિચારનો ઉપયોગ થાય છે ત્યારે તે વધારે સ્પષ્ટ અને સચોટ થાય છે. વિદ્યાર્થીએ વાચેલી બાબત કા તો વાર્તાલાપ, વાદવિવાદ કે લખીને પાકી કરવી જોઈએ. જ્યાસુધી વિચારો અનુભવની ભૂમિકામાં આવતા નથી ત્યાંસુધી તે પરિપક્વ થતા નથી; તેથી વાચનની સાથે તેમાંના વિચારનો ક્રિયામા અમલ કરવાની ખાસ જરૂર છે.

શરીર અને બુદ્ધિનો વિકાસ કેવી રીતે થાય તે જોયા પછી સૌથી વધારે અગત્યની બાબત ઉપર લક્ષ આપવાની છે અને તે હૃદયની કેળવણી-ની છે. હૃદયમાં દયા, આર્દ્રતા, પ્રેમ, વગેરે લાગણીનો સમાવેશ થાય છે. જ્યાંસુધી મનુષ્યના હૃદયનો વિસ્તાર થતો નથી ત્યાસુધી તે મનુષ્યત્વ અનુભવી શકતો નથી. દૃઢ અને કમાએલા શરીરવાળો મનુષ્ય મલ્લ જેવો બળવાન હોય, વળી તેની બુદ્ધિ તીવ્ર અને તર્કસિદ્ધ હોય, પણ જો આ બંને શક્તિનો ઉપયોગ બીજાને હેરાન કરવામા કે ફસાવવા માટે કરવામાં આવે તો તે આસુરી વૃત્તિ છે એમાં કંઈ સંદેહ રહેતો નથી. તેવી વૃત્તિને કાબુમા રાખી સુધારવાને માટે બીજા નિયામક વિચાર અને લાગણીની જરૂર છે અને તે પ્રેમ, અહિંસા, સેવા વગેરે જનતાની એકતાના ગુણો છે. તેને માટે શાળા કે પાઠશાળામાં ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. રાક્ષસી બુદ્ધિને સંયમમાં રાખવા માટે હૃદયના ગુણ કેળવવા જોઈએ. જ્યારે આ ત્રણે શક્તિનો યોગ્ય પ્રમાણમાં વિકાસ થાય છે, ત્યારે તે તેનું મનુષ્યત્વ અનુભવી શકે છે અને તેના જીવનનો હેતુ સિદ્ધ કરી શકે છે.

## ઠોઠ બાળક

વર્ગશિક્ષણનો એક સામાન્ય દોષ એ છે કે વર્ગના દરેક બાળકની માનસિક શક્તિ સામાન્ય રીતે એકસરખી સ્વીકારવામાં આવે છે, અને એ માન્યતાને લીધે બાળકનું વ્યક્તિત્વ ધ્યાનમાં લેવામાં આવતું નથી. પણ દરેક અનુભવી શિક્ષકનો અંગત અનુભવ હોય છે કે કોઈપણ બે બાળકની શક્તિ

એકસરખી હોતી નથી. કેટલાંક અસાધારણ બુદ્ધિવાળાં હોય છે, કેટલાંકની બુદ્ધિ સામાન્ય હોય છે, જ્યારે કેટલાંક અતિ મંદ બુદ્ધિનાં હોય છે. વર્ગમાં જે શિક્ષણ આપવામાં આવે છે તે એક સામાન્ય બુદ્ધિનું ધોરણ સ્વીકારી આપવામાં આવે છે; પણ વર્ગમાં એવાં કેટલાંક બાળકો હોય છે કે જેમની વર્ગણી 'અસાધારણ મંદ બાળક'માં કરવામાં આવે છે. આવાં બાળકોને કેવી રીતે શિક્ષણ આપવું એ એક ઘણો ગુંચવણભરેલો પ્રશ્ન છે. આવાં બાળકોને વર્ગમાં એમ ને એમ છોડી મૂકવાં અથવા તો તેમનો તિરસ્કાર કરવો એ પાપ છે. બીનઅનુભવી શિક્ષકો આવાં બાળકોને ઠપકો આપે છે, પણ તે પછાત અથવા તો ઠોઠ કેમ રહે છે તેનાં કારણો શોધી કાઢવાનો પ્રયત્ન કરતા નથી.

વર્ગમાં બાળક ઠોઠ રહે તેનાં અનેક કારણો છે. ઉપલક નજરે તો એમ કહી દેવામાં આવે છે કે તેનું મગજ નબળું છે, અથવા તો શિક્ષક કંઈ શીખવતા નથી. આ આક્ષેપ વાસ્તવિક રીતે સત્ય નથી. હવે પછાત અથવા મંદ બુદ્ધિનું બાળક કોને કહેવું એ પણ વિચારવા જેવું છે. સામાન્ય રીતે કેળવણીની દૃષ્ટિએ એક બાળકની અમુક ઉંમરે તેનામાં જે સામાન્ય શક્તિઓનો વિકાસ જોઇએ તે તેનામાં ન હોય તો તે બાળક 'પછાત' છે એમ કહેવું જોઇએ. દાખલા તરીકે; બાળવર્ગ અથવા પહેલા ધોરણમાંથી એક બાળકને પહેલા કે બીજા ધોરણમાં ચડાવવામાં આવ્યું હોય અને તે વખતે તેનામાં જે તે ધોરણને યોગ્ય વિકાસ થયો ન હોય તો તે 'પછાત' બાળક છે એમ માનવું જોઈએ. આ પ્રમાણે શિક્ષકે પોતાના વર્ગનાં બાળકોની બરાબર ચિકિત્સા કરી 'પછાત' બાળકો શોધી કાઢવાં જોઈએ અને તેમના ઉપર તેવી રીતની ખાસ દેખરેખ રાખવી જોઈએ.

ઘણી વખતે એવાં બાળકોને વધારાનું શિક્ષણ જેમ તેમ આપી વર્ગનાં બીજાં બાળકો સાથે અભ્યાસક્રમમાં લાવી મૂકવામાં આવે છે; પણ એ તો જેમ એક માણસને તાવની ગરમી ચડી ગઈ હોય અને તેના ઉપાય તરીકે તેને બરફના ઢગમાં સુવાડી દેવામાં આવે, તેના જેવી વાત થઈ. એથી તાવ ઉતરે નહિ, તેવીજ રીતે પછાત બાળકને દબાણથી કે ઠપકાથી કે વધારાનું શિક્ષણ આપીને વર્ગનાં બીજાં બાળકો સાથે લાવી મૂકવું એ ખરો ઉપાય નથી. વાસ્તવિક રીતે એવા પછાતપણાના ખોટા ઉપાય કામે લગાડવા કરતાં તેનાં ખરાં કારણો ક્યાં છે તે શોધવાં જોઈએ અને તદનુસાર તેના ઉપાય લેવા જોઈએ.

**પછાતપણાનાં કારણો:—**

**શારીરિક ખોડખાંપણ:**—બાળકની આ ખામી કુદરતી ગણવામાં

તે એક બાળકને માટે યોજવામાં આવી અને ગણિતનાં સાદાં કોષ્ટકોના આધારે સાદા દાખલા પણ ગણવા આપવામાં આવ્યા. કામમાં તેને રસ પડે એવા ઉપાય લીધા. વર્ગશિક્ષણ વખતે તેને આગલી હરોળમાં બેસાડવામાં આવ્યો. આમ બાર મહીના સુધી તેના ઉપર ખાસ દેખરેખ રાખવામાં આવી અને પરિણામ એ આવ્યું કે તેટલી મુદતમાં તે બીજા છોકરાઓની સાથે થઈ ગયો.

શાળામાં બાળકનું આરોગ્ય એ પહેલી ધ્યાનમાં રાખવાની બાબત છે. તેમાં માબાપ તેમજ શિક્ષક એ બંનેની સરખી જવાબદારી છે. ઘરમાં બાળકના રોગ કેટલીક વખત ધ્યાન આપ્યા વિના વધી પડે છે અને શારીરિક ખોડખાંપણ રહી જાય છે. સળેખમ, ઉધરસ, ચાલુ તાવ વગેરે વ્યાધિઓ બાળકને ઘણું નુકસાન કરે છે, એટલા માટે એવાં દરદોના ખાસ દાક્તર પાસે પહેલી તકે બાળકને લઈ જઈ ચિકિત્સા કરાવી ઉપાય લેવા જોઈએ. શાળામાં પણ શિક્ષકે હરવખત બાળકના શરીરની તપાસ કરવી જોઈએ. હાલમાં કેટલીએક શાળામાં દાક્તરી તપાસ થાય છે પણ વરસમાં એકાદ બે વાર તેવી તપાસથી કોઈ લાભ થતો નથી. શિક્ષકે બાળકની જે કાંઈ ખોડખાંપણ જણાય તેનો તાકીદે રિપોર્ટ કરી શાળા તરફથી યોગ્ય ઉપાય લેવરાવવા જોઈએ, અને બાળકને યોગ્ય–વ્યક્તિગત શિક્ષણ આપી તેને બીજાં બાળકોની સાથે રાખવો જોઈએ.

ગરિબાઈ:—બાળકની તંદુરસ્તી બગડવાનાં અને પાછળ પડી જવાનાં બીજાં કારણોમાં ગરિબાઈ પણ કારણ છે. આથી એમ ન સમજવું કે ગરીબ માબાપનાં બાળકો બુદ્ધિ વિનાનાં હોય છે. એવા ઘણા પ્રસિદ્ધ દાખલા મળી આવે છે કે તેવાં માબાપનાં બાળકો અસાધારણ બુદ્ધિવાળા નીવડ્યા છે. અહીં સામાન્ય રીતે ગરિબાઈનો કારણરૂપે ઉલ્લેખ કરવામાં આવે છે, એટલે કે ગરિબાઈને લીધે બાળકના વિકાસમાં શારીરિક વિકાસ અર્થે જે ખોરાકનાં પૌષ્ટિક તત્ત્વોની જરૂર છે તે બાળકના આહારમાં મળી શકે નહિ, અને એથી તેના શરીરનો વિકાસ થતો અટકે. આપણા ખોરાકમાં દૂધ, ઘી, ઘઉં અને તાજાં શાકભાજી એ ઘણી અગત્યની વસ્તુઓ છે, પણ ગરીબ બાળકને આ મળી શકે નહિ એથી શરીર નબળું રહે છે. વળી માબાપના અજ્ઞાનને લીધે બાળકની ખાસ નબળાઈમાં કયા ખાસ ખોરાકની જરૂર છે તે સમજવામાં આવતું નથી અને કદાચ સમજવામાં આવે તો ગરિબાઈને લીધે માબાપથી તેવો ખોરાક બાળકને આપી શકાતો નથી. ગરિબાઈ અને મંદતાપણાને કેવો સંબંધ છે તે જાણવા માટે એક વખત એક કોઠો તૈયાર

કરવામાં આવ્યો. તવંગર અને ગરીબ જિલ્લાઓમાંનાં બાળકો લેવામાં આવ્યાં અને તેમને તપાસતાં માલમ પડયું કે જે સારા જિલ્લા હતા તેમાંથી આવેલાં બાળકોમાં ૧૦૦ બાળકે એક બાળક 'પછાત' જણાયું, જ્યારે ગરીબ જિલ્લામાંથી આવેલાં બાળકોમાં ૧૦૦ એ ૨૦ બાળકો પછાત જણાયાં. એથી સાબીત થયું કે ગરિબાઈ અને 'પછાતપણા' ને નિકટ સંબંધ છે ખરો.

બીજું, ગરીબ માબાપનાં બાળકોની પરિસ્થિતિ પણ માનસિક કે શારીરિક વિકાસને પ્રતિકૂળ હોય છે તેથી તેમનો વિકાસ અટકી જાય છે. હવાઉજાસ વિનાનાં ઘર, સારા સમાગમનો અભાવ, અનુકરણ કરવા માટે ઉત્કૃષ્ટ દાખલાનો અભાવ, વગેરે બીજાં ઘણા કારણો છે અને ગરિબાઈ તે બધાંના મૂળરૂપ છે. વળી એવી પારસ્થિતિનુ બાળક સારી શાળામાં જતું હોય તોપણ વસ્તુસ્થિતિને લીધે તે બાળકના ગૃહસંસ્કાર શાળાની અસર કરતાં વધારે પ્રબળ બની રહે છે અને તેથી કરીને બાળક પાછળ પડી જાય છે. ગામડાંની શાળાનાં બાળકોની સ્થિતિ વધારે નિરાશાજનક હોય છે. એક તો તેમના ઘરની સંસ્કૃતિ કંગાળ હોય છે અને વળી તેની શાળા પણ અનારોગ્ય જગાએ આવેલી હોય છે; એટલે એમાંથી એકે સ્થળ બાળકના શરીરને વિકસાવે એવું હોતું નથી.

**શાળાનું મકાન:**—આજના આગળ વધતા જમાનામાં પણ આપણાં બાળકોની શાળાઓ આરોગ્યની દૃષ્ટિએ બંધાએલી જણાતી નથી. ખાસ કરીને ગામડાંમાં આવી સ્થિતિ હોય છે. શાળાની આસપાસની જગા આંખને હિતવાહ હોવી જોઈએ એટલુંજ નહિ, પણ હવા સ્વચ્છ અને ઠંડક આપે એવી આજુબાજુથી આવતી હોવી જોઈએ. કેટલીક શાળાઓમાં તો બાળકોને બેસવાની પુરતી જગા પણ હોતી નથી. હવા, અજવાળા માટે પુરતી સંખ્યામાં બારીબારણાં હોતાં નથી. ઉનાળામાં છાપરાં કે પતરાં તપી જતાં હોય, શિઆળામાં અતિશય ઠંડી લાગે અને ચોમાસામાં બહાર, અંદર તેમજ છાપરામાંથી પાણી ભરાતાં હોય, એવી શાળામાં બાળકના શરીરનો વિકાસ થવો અસંભવિત છે. શરીરના વિકાસ સાથે માનસિક વિકાસ પણ થાય છે એ માનસશાસ્ત્રનો નિયમ છે; તો જ્યારે શરીરના વિકાસનાં અવરોધી કારણો અસ્તિત્વ ધરાવે ત્યારે બાળકનો શારીરિક તેમજ માનસિક વિકાસ એ બંને અટકી પડે છે અને બાળક 'પછાત' પડી જાય છે.

**બેઠકની ગોઠવણ**—વર્ગમાં બાળકો કેવી રીતે બેસે છે તે પણ ધ્યાનમાં રાખવું જોઈએ. કેટલીક શાળાઓમાં વર્ગમાં વધારે સંખ્યામાં બાળકો બેસાડવામાં આવે છે. દરેક વર્ગમાં મુખ્ય મહેતાજીએ કે જાહેર

પ્રજાએ જોવું જોઈએ કે વર્ગમાં બાળકને બેસવાને માટે પુરતી જગા છે. આ બાબત ધ્યાનમાં નહિ રહેવાથી બાળકો એક બીજાને અડીને સંકડાઈને બેસે છે અને તેથી છુટથી શરીરનું હલનચલન થતું નથી. બાળકના શરીરના હલનચલનથી લોહી શુદ્ધ થાય છે અને તેની અસર મગજના સ્નાયુઓ ઉપર થાય છે. વળી વર્ગમાં જોઈએ તે કરતાં વધારે બાળકો બેસાડવાથી હવામાં કારબોનિક ગેસ વધારે થાય છે અને તે પણ શરીરને નુકસાન કરે છે. હાલના જમાનામાં બાળકોને પાટલીઓ ઉપર બેસાડવામાં આવે છે. આથી જગાનો અભાવ વધી પડે છે અને તે ઉપરાંત એક પાટલી પર ત્રણ ચાર બાળકો બેસે છે, એટલે તેઓ જકડાઈ જાય છે. બહુજ પાસે પાસે બેસવાથી શરીરની હીલચાલના અભાવે બાળકને કંટાળો આવે છે અને તે ધ્યાન આપી શકતું નથી, અને 'પછાત' રહી જાય છે. વર્ગના ઓરડામાં પ્રકાશ કેવી રીતે આવે છે તે પણ જોવું જોઈએ. કા. પા. ની ગોઠવણ, શિક્ષકની બેઠક, આ બધી વ્યવસ્થા ઉપર બારીક ધ્યાન આપવાની જરૂર છે. વળી કુદરતી ખોડવાળાં બાળકોને કે માનસિક ખોડવાળાં બાળકોને એવી રીતે બેસાડવાં જોઈએ કે તેની ખોડ તેને જેમ બને તેમ ઓછી નુકસાન કર્તા થઈ પડે. દા. તરીકે, બહેરૂં બાળક હોય તો તેને ખાસ આગળ બેસાડી તે સાંભળી શકે તેવી ગોઠવણ કરવી જોઈએ. તેવીજ રીતે આંખ નબળી હોય તેવાં બાળકોની પણ તેવી રીતે સંભાળ રાખવી જોઈએ. આવી કાળજી રાખવાથી શારીરિક ખોડખાપણને લીધે થતું નુકસાન આપણે અટકાવી અથવા તો ઓછું કરી શકીએ છીએ.

રોગ, ગરિબાઈ, પ્રતિકૂળ સંજોગો, અને વર્ગવ્યવસ્થા એ બધાં બાળકના શરીરને નુકસાન કરે છે અને તેનો વિકાસ થતો અટકે છે એ આપણે જોઈ ગયા. હવે આપણે તે 'પછાત' કેમ રહે છે તેનાં બીજાં કારણો પણ જોઈએ.

સામાન્ય રીતે આપણે એમ સમજીએ છીએ કે શરીર બરાબર ખીલેલું હોય તો માનસિક શક્તિઓ પણ તેટલાજ પ્રમાણમાં સારી રીતે ખીલેલી હોય, પણ દરેક શિક્ષકના અનુભવની વાત છે કે કેટલાંએક બાળકો એવાં હોય છે કે જે તંદુરસ્ત હોય છે છતાં માનસિક વિકાસ તેમનો યોગ્ય રીતે થએલો જણાતો નથી. એવાં બાળકો 'પછાત' ગણાય છે. એ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે શારીરિક નબળાઈ એ બાળકના 'પછાતપણા' નું એક જ કારણ નથી; તેમ છતાં તેવી નબળાઈ બાળકના માનસ ઉપર અસર તો કરે છેજ.

**માનસિક નબળાઈ:**—આવી જાતની નબળાઈ ઘણા પ્રકારની હોય છે. ચંચળતા, બેધ્યાન, બેપરવા, સાહસ, આળસ, મંદતા, મિજાજ, ચોર સ્વભાવ, બીજાને નુકસાન કરવાની આદત, વગેરે માનસિક વ્યાધિઓ છે, અને એને લીધે બાળક પછાત પડી જાય છે. બાળકનો સ્વભાવ ચંચળ હોય છે, એટલે કે તે એકજ કાર્યમા લાંબો વખત સુધી ગુંથાઈ રહી શકતું નથી. આવા સ્વભાવને યોગ્ય દિશામા વાળવો એ શિક્ષકનું કર્તવ્ય છે. ચંચળતા ઘણે ભાગે 'રસ' ના અભાવે આવે છે. વારંવાર યત્ન કર્યાં છતાં જો તેના સ્વભાવની ચંચળતા ન મટે તો તેને માટે ખાસ ઉપાય લેવો જોઈએ; કારણ કે એવા સ્વભાવને લઈને બાળક વર્ગશિક્ષણમાં પાછળ રહી જાય છે અને પરિણામે તેને અભાવો કે અણગમો આવે છે, અને તે આગળ વધતું અટકી પડે છે. તેવીજ રીતે બીજા ઉપર જણાવેલા માનસિક વ્યાધિઓને લઈને બાળક આગળ વધી શકતુ નથી. કેટલાંક બાળક વર્ગમાં ધ્યાન આપી શકતા નથી, કેટલાક બેપરવા રહે છે, કેટલાક અતિશય સાહસિક બની જાય છે. આ બધા બાળકોની માનસિક શક્તિનું માબાપે તેમજ શિક્ષકે અવલોકન કરવું જોઈએ. આપણે ત્યા શિક્ષકો તેમજ માબાપો બાળકના આવા માનસિક વ્યાધિ તરફ દુર્લક્ષ રાખે છે તે એક દીલગીરીભરેલી બાબત છે, કારણ કે જો પ્રથમથી તેવા વ્યાધિના સચોટ ઉપાય લેવામા નથી આવતા તો પરિણામે બાળકનો ભવ બગડે છે, એટલુ જ નહિ પણ સમાજમા નાગરિક તરીકે તેને કર્તવ્ય અદા કરવાનુ છે તે તે કરી શકશે નહિ અને એથી સમાજને નુકસાન થાય છે. આવા વ્યાધિનો ઉપાય ખરેખર કોઈ શિક્ષક કે માબાપના હાથમા નથી. બીજા દેશોમાં તેવા માનસશાસ્ત્રી પાસે તે વ્યાધિવાળા બાળકને લઈ જઈ વ્યાધિની ચિકિત્સા કરાવવામાં આવે છે અને તેનો ઉપાય લેવામા આવે છે. આપણી શાળાઓમાં તેવી કસોટી પણ નથી કે નથી તેવા માનસશાસ્ત્રીઓ કે જેમની પાસે બાળકને મોકલી શકીએ. શિક્ષકે તેવા બાળકો સાથે મમતા તથા સહૃદયતાથી વર્તવું જોઈએ; કારણ કે ધમકીથી ઉલટા તેવા વ્યાધિને વધુ ઉત્તેજન મળે છે. બાળકનું માનસ સમજીને, તેનું હૃદય સમજીને તેની સાથે જો શિક્ષક વર્તન ચલાવે તો તેમા ઘણો સુધારો થઈ શકે તેમ છે. જો જરૂરની બાબત છે તે એ છે કે દઢતાથી એકસરખી રીતે જો તેવા બાળક પાસે કામ લેવામાં આવે તો તેની કેટલીક આવી ખોડ દૂર થાય.

૧ લેખકના અનુભવની વાત છે કે એક વખત વર્ગનું નિરીક્ષણ કરતાં એક બાળકને વર્ગમા કંઈ રસ ન લેતું જણાયું. બીજાં બાળકો જ્યારે

પ્રશ્નોના ઉત્તર ઉત્સાહ અને આનંદથી આપતાં હતાં ત્યારે આ બાળક છેક નિશ્ચેષ્ટ માલમ પડયું. બે ત્રણ વખત બાળકની એવી રીતની સ્થિતિ જોઇ ત્યારે તેના વડીલને જણાવવામાં આવ્યું. તેના કારણમાં બાળકનું શરમાળપણું જોવામાં આવ્યું. તેના શિક્ષકે જ્યારે તેની સાથે મમતાથી અને આગ્રહપૂર્વક કામ લીધું ત્યારે તે બાળકમાં ચેતન આવ્યું, શરમાળ સ્વભાવ મટી ગયો અને વર્ગમાં બીજાં બાળકો સાથે આનંદથી કામ કરવા માંડી પડયું. કહેવાની મતલબ એ છે કે વર્ગમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં બાળકો હોય છે. દરેક બાળકનો સ્વભાવ વ્યક્તિગત ઘડાએલો હોય છે, એટલે શિક્ષકે તે દરેકના નિકટ પરિચયમાં જલદીથી આવી જવું અને દરેક બાળકના સ્વભાવનો અભ્યાસ કરી ખોડ દૂર કરવાના ઉપાય હાથ ધરવા જોઈએ.

**બાળકનો ખાસ અણગમો:**—શાળાના શિક્ષણમાં એવું બને છે કે અમુક બાળકોને અમુક વિષયોમાં રસજ પડતો નથી એવું માલમ પડે છતાં જો શિક્ષક બીજાં બાળકો જેટલાજ એ વિષયોમાં હોશિયાર થવાની આશાએ ને આશાએ તેમની પાસેથી કામ લીધેજ જાય, તો એથી પરિણામ એ આવે કે ખાસ માનસિક વલણ વિના બાળકને જ્યારે અમુક વિષય શીખવવામાં આવે; તો તેમાં તે બાળકની બુદ્ધિ અથવા મન પરોવાતું નથી. ઉપર ઉપરથી આપણને માલમ પડે કે તે શીખે છે છતાં અંદરથી તેની પ્રગતિજ ન થઈ હોય, એટલે એ વિષયમાં બાળક 'પછાત' રહી જાય છે. એ અણગમો આપણે રસ ઉત્પન્ન કરી દૂર કરી શકીએ, પણ જે મહત્વની બાબત છે તે એ છે કે કઈ પદ્ધતિથી તેવો વિષય બાળકને શીખવવો કે જેથી તેને તેમાં રસ પડે અને બીજા વિદ્યાર્થીઓની સાથે તે થઈ જાય. વર્ગમાં જ્યારે આવાં બાળક માલમ પડે ત્યારે એક જ પદ્ધતિથી વિષય શિક્ષણ થાય તો ઉપલા પ્રકારનાં બાળકોને હાનિ થાય છે. આધુનિક શિક્ષણ પદ્ધતિ આવી જાતનાં બાળકોના અસ્તિત્વનો સ્વીકાર કરે છે અને તે ... ... ... છે. મતિના અણગમાવાળા બાળકને તેના હોય તો માનસિક શક્તિઓ પણ તેટલાજ પ્રમાણમાં આ વિષયને કલ્પના હોય, પણ દરેક શિક્ષકની અનુભવની વાત છે કે કેટલાંક ...નું થશે. જુદેજુદા હોય છે કે જે તંદુરસ્ત હોય છે છતાં માનસિક વિકાસ તેની દૃષ્ટિએ કે જો થએલો જણાતો નથી. એવાં બાળકો 'પછાત' ગણાય છે. ... રસ પડશે. ... પણ સિદ્ધ થાય છે શારીરિક નબળાઈ એ બાળકના 'પછાત' ... વિકાસ જ કારણ નથી; તેમ છતાં તેવી નબળાઈ બાળકના માનસ ..., લેખન વગેરે કરે છેજ.

ચંદ્રિ. અનુગામિ

'ખાસ પદ્ધતિરૂપી ઉપાય લેવાથી દૂર થઈ શકે છે અને આપણે તેને 'પછાત' થતું અટકાવી શકીએ છીએ.

**બીજાં કારણો:**—સુધરેલા દેશોમાં બાળકને ઉપલા વર્ગમાં ચડાવવાનું ધોરણ અહીંના કરતાં જુદું હોય છે. ઉપલા વર્ગમાં ચડવાને માટે બાળક લાયક છે કે કેમ તેને માટે કસોટીપત્રકો કે કસોટી પ્રશ્નો હોય છે. અમુક ઉંમરનાં કે અમુક વર્ગનાં બાળકો અમુક કસોટીમાંથી પસાર થવાં જોઈએ, એ ધોરણે કેટલીક એવી કસોટી કરવામાં આવે છે અને તેમાં ઉત્તીર્ણ થએલાં બાળકો ઉપલા વર્ગમા ચડે છે. આપણી શાળાઓમાં એવી પદ્ધતિ નથી. વાર્ષિક પરીક્ષા માટે બુદ્ધિવિકાસનું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે, પણ તેમાં કેળવણીની દૃષ્ટિએ ઘણી ખામીઓ છે એ નિર્વિવાદ વાત છે. એમાં કેટલાંક નાલાયક બાળકો ઉપલા વર્ગમાં ચડી જાય છે અને પછી તે વર્ગમાં પછાત પડી જાય છે; એટલા માટે પરીક્ષાનું ધોરણ વર્ગવાર બહુ નિશ્ચિત પ્રકારનું રહેવું જોઈએ, અને પરીક્ષાનું કાર્ય પવિત્રતા અને પ્રમાણિકતાનું માની લેવું જોઈએ. ગમે તેમ બાળકોને ઉપલા વર્ગમાં ચડાવવાથી નાલાયક બાળકોને આપણે વધારે નાલાયક બનાવીએ છીએ અને તેના મનુષ્યત્વને મોટું નુકસાન કરીએ છીએ.

**સાહાય્યક પ્રવૃત્તિઓનો અભાવ:**—શાળાનો અભ્યાસક્રમ પુરો કરવામાં શિક્ષણ સમાપ્ત થતું નથી. શાળાની બહાર પ્રવૃત્તિમય જગત એ એક ખરેખરી નિશાળ છે. એ નિશાળની પ્રવૃત્તિઓ શાળાના શિક્ષણને ઉપકારક છે એ બાબત દરેક શિક્ષકે લક્ષમા રાખવી જોઈએ. જેમ શાળાના શિક્ષણનો જગતની પ્રવૃત્તિ સાથે સમન્વય થવો જોઈએ તેમ બહારની પ્રવૃત્તિનો સંબંધ શાળાના શિક્ષણ સાથે પણ થવો જોઈએ. બાળવીર હીલચાલ રમતગમતો, સહકારી યોજનાઓ, સમૂહમા કામ કરવાની યોજનાઓ, પર્યટનો વગેરે પ્રવૃત્તિઓ સામાન્ય બુદ્ધિવિકાસમાં બહુ જરૂરી છે, અને એટલા માટે તેને શાળાના શિક્ષણમાં જોડવી જોઈએ.

**માબાપ અને શિક્ષક વચ્ચે સહકારનો અભાવ:**—માબાપ અને શિક્ષક એ બે વચ્ચેના સહકાર વિના શાળાનું કામ આગળ ધપી શકતું નથી. શાળાની ઉણપો માબાપો શાળાની વારંવાર મુલાકાત લઈ ખામીઓ સમજીને મટાડી શકે છે. તેવી રીતે શિક્ષકો માબાપને બાળકોની પ્રગતિથી વાકેફગાર રાખી કેટલીક ઉણપો દૂર કરી શકે છે; નહિ તો એવું બને કે શાળાનું કાર્ય ઘેર ભુસાઈ જાય છે અને શિક્ષણ એળે જાય છે.

## પાઠમાં રસ

( પુ. ૭૨ ના પૃષ્ઠ ૧૬૮ થી ચાલુ )

ભૂગોળના જુદી જુદી જાતના પાઠ કેવી રીતે રસિક થઈ શકે તેના નમુના ગતાંકમાં આપેલા છે. હવે ઇતિહાસના પાઠમાં રસ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય તે જોઈએ.

જે શિક્ષક વાર્તા કહેવામાં કુશળ છે, એટલે રસિક રીતે વાર્તા કહી શકે છે, તે ઇતિહાસનું શિક્ષણ પણ રસિક કરી શકે છે. જેની વાણી મિઠાશવાળી અને આકર્ષક હશે, તે ઇતિહાસના પાઠમાં રસ ઉત્પન્ન કરી શકશે. શિક્ષકમાં આટલી સ્વાભાવિક શક્તિની આવશ્યકતા ઉપરાંત તેણે ઇતિહાસના શિક્ષણને માટે વિષયની સારી તૈયારી કરવાની ખાસ જરૂર છે. ઇતિહાસનો જે પાઠ તેને શીખવવાનો હોય, તે પાઠ માટે તેણે જુદાં જુદાં ઇતિહાસનાં પુસ્તકોમાંથી વિશેષ હકીકત મેળવવી જોઈએ. એ પ્રમાણે હકીકત મેળવ્યા પછી તેમાંથી વિદ્યાર્થીઓ સમક્ષ કેટલી હકીકત કેવી રીતે રજુ કરવી તેનો વિચાર કરવો જોઈએ. પ્રથમ તો ધોરણના ગજા પ્રમાણે જેટલી બાબત શીખવવાની હોય તેટલી ક્રમસર ગોઠવી દેવી. પછી દરેક મુદ્દો રસમય કેવી રીતે બને તે સંબંધી ખાસ વિચાર કરવો. ઇતિહાસનો પાઠ આપતાં પહેલાં આવી જાતની તૈયારી કરવામાં આવે, તો તે પાઠ રસિક થયા વિના રહેશે નહિ.

ઉપર પ્રમાણે તૈયારી કરીને કુશળ શિક્ષક ઇતિહાસનો પાઠ આપતો હશે, ત્યારે તેના વિદ્યાર્થીઓ પાઠમાં એટલા બધા તલ્લીન થઈ ગયા હશે, કે તેમની દૃષ્ટિ માત્ર શિક્ષક તરફજ રહેશે. શિક્ષકની રસભરી વાણી અને યોગ્ય ચેષ્ટાથી તેમનાં કાન અને નેત્ર અનેરો આનંદ અનુભવશે. વીરરસનો પ્રસંગ હશે, તો વિદ્યાર્થીઓનાં રૂવાં ઉભાં થઈ જશે, કરુણરસનો પ્રસંગ હશે તો તેમની આંખમાંથી આંસુ વહેશે, અને હાસ્યરસનો પ્રસંગ હશે તો તેમનાં મોં હસતાં થશે. આવી રીતે પ્રસંગાનુસાર તેમના ચહેરા ઉપર જુદી જુદી જાતના ભાવ નજરે પડશે. મતલબ કે શિક્ષકની રસ જમાવવાની કળા વિદ્યાર્થીઓ ઉપર આબાદ અસર કરશે.

નાટકની રંગભૂમિ ઉપર કુશળ પાત્રો પોતાની કળાથી પ્રેક્ષકોને ભિન્ન ભિન્ન રસમાં તરબોળ કરી નાખે છે. હાસ્યરસનું પાત્ર હાસ્ય રસનું, વીર રસનું પાત્ર વીરરસનું અને કરુણરસનું પાત્ર કરુણરસનું વાતાવરણ બરાબર

જમાવી દે છે. ઇતિહાસના શિક્ષકને એકલાને આ જુદી જુદી જાતન પાત્રોની જુદી જુદી જાતની કળા રજુ કરવી પડે છે. મતલબ કે શિક્ષ બધી જાતના રસ જમાવવાની શક્તિ કેળવવાની જરૂર છે. જે શિક્ષકમ આવી જાતની શક્તિ હોય છે, તે શિક્ષક તેના વિદ્યાર્થીઓનો માનીતો થ પડે છે.

હવે ઇતિહાસના ભિન્ન ભિન્ન પાઠ કેવી રીતે રસિક કરી શકાય તે કેટલાક નમુના આપીશું.

**(૧) વલ્લભીપુરનો નાશ:**—રંક કાકુ વલ્લભીપુરમાં આવ્યો વખતની તેની સ્થિતિ અને તેનો ભાગ્યોદય થતા તેની કરોડપતિની સ્થિતિ વર્ણન એવી રીતે કરવું કે સર્વ શક્તિમાન પ્રભુ તરણાનો મેરૂ અને મેરૂ તરણું બનાવી દે છે, એ સત્ય બાળકો આડકતરી રીતે આપોઆપ સમ જાય. કાકુની પુત્રીથી રત્નજડિત કાંસકીની કથા એવી રીતે રજુ કરવી એ કાળસ્વરૂપ જેવી કાંસકીજ વલ્લભીપુરના નાશનું કારણ બની હત એ બાબત વિદ્યાર્થીઓ પાસેથી કઢાવી શકાય. કાકુને લક્ષ્મીનો મદ, શિલ દિત્ય રાજાને લક્ષ્મી તથા સત્તાનો મદ, બન્ને પક્ષની હઠ, તેનું ભય પરિણામ વગેરે મુદ્દાની રસિક રીતે ચર્ચા કરવી. એવી ચર્ચાથી બાળકે પરોક્ષ રીતે જુદી જુદી જાતની નીતિનો બોધ પણ આપી શકાશે.

અન્નને અને દાંતને વેર હતું એવા કાકુને વલ્લભીપુરે આશ્રય આ અને વલ્લભીપુરેજ કરોડપતિ બનાવ્યો. તે વલ્લભીપુરના મહાન ઉપકા બદલે અપકાર કરીને કૃતઘ્ની કાકુએ તેનો નાશ કરાવ્યો. તેને તકરાર રા સાથે થઈ હતી. વલ્લભીપુરના વતનીઓએ તેનું કંઈપણ બગાડયું ન હ છતાં રાજા ઉપર વેર લેવા જતાં તેણે પાપડી ભેગી ઇયળ પણ બાફી ના 'કરે તેવું પામે' એ કહેવત પ્રમાણે કાકુને પણ તેની નિમકહરામીનો બદ મળ્યો "જેવી કરે કરણી તેવી તરત ફળે છે, બદલો ભલા બુરાનો અહીં અહીં મળે છે" એ લીટીઓનું રહસ્ય કાકુના સંબંધમાં સમજાવી પૂર્ણ કરવો.

**(૨) ભુવડની ગુજરાત ઉપર ચઢાઈ:**—જયશિખરનો રાજ શંકર ભોળે ભાવે ભુવડની ગુજરાત ઉપરની ચઢાઈનું કારણ બન્યો. ભુવડના દરબારમાં શુરાતનના શિખરરૂપ પોતાના અન્નદાતા જયશિખ અને પોતાની માતૃભૂમિ ગરવી ગુજરાતનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. શંકર કવિને સારો શિરપાવ આપ્યો; પણ તેનાથી જયશિખરનું સ્વાન સહન થઈ શક્યું નહિ, તેથી તેણે પોતાના મુખ્ય પટાવત મિહિરને

સૈન્ય આપી ગુજરાત જીતવા મોકલ્યો. મિહિરે ગુજરાત ઉપર ચઢાઈ કરી, પણ જયશિખરના શુરા સેનાધિપતિ સુરપાળના શુરાતનનો સ્વાદ ચાખી તે વીલે મોઢે પાછો ગયો. હવે ભુવડને સમજાયું કે જયશિખરને જીતવો એ સહેલું કામ નથી, તેથી તેણે બીજી વાર મોટું સૈન્ય એકઠું કર્યું, અને તે પોતે સેનાધિપતિ બની ગુજરાત ઉપર ચઢ્યો. તેણે ગુજરાતના તે સમયના પાટનગર પંચાસરને ઘેરો ઘાલ્યો.

શહેર કે કિલ્લાને કેવી રીતે ઘેરો ઘાલવામાં આવે છે, તેનું બોર્ડ ઉપર ચિત્ર પાડીને તેનો વિદ્યાર્થીઓને બરાબર ખ્યાલ આપવો. પંચાસરનો એ ઘેરો બાવન દિવસ સુધી રહ્યો. એટલી મુદત પંચાસરના કોટના દરવાજા બંધ રહ્યા. અંદરના લોકો અને લશ્કર માટે અન્નપાણીની કેવી વ્યવસ્થા હશે તેનું વિવેચન કરવું. બહારથી તો પાશેર પાણી કે પૈસાભાર અનાજ ઘેરો ઘાલનાર દુશ્મનનું લશ્કર અંદર જવા દે નહિ; છતાં અસલના વખતમાં જમીનમાં ગુપ્ત માર્ગો બનાવેલા હતા તેમાં થઈને ગુજરાનના સાધનો આવી શકતાં. પાદશાહી સમયમાં અમદાવાદના ભદ્રના કિલ્લામાંથી જમીનમાં બનાવેલા માર્ગે મહેમદાવાદ જવાતું હતું. મહેમદાવાદના ભમરીઆ કુવામાં હાલ પણ તે ભોંયરાનું મુખ છે. હાલમાં તે માર્ગ તો બંધ થઈ ગયો છે, પણ અસલના વખતમાં ભદ્રના કિલ્લામાં ઘેરાએલું લશ્કર એ ગુપ્ત ભૂમિમાર્ગે જરૂરનાં સાધન સહેલાઈથી મેળવી શકતું. આ પ્રમાણે દષ્ટાંત આપીને કોટ કે કિલ્લામાં ઘેરાએલાં માણસોને કેવી રીતે મદદ મળી તે સમજાવવું.

લાંબી મુદત ઘેરો રહ્યો. તે દરમિઆન ભુવડે પંચાસરના દરવાજા તોડાવાને ઘણા પ્રયત્નો કર્યા. અસલના વખતમાં દરવાજો તોડવાને માટે હાથીનો ઉપયોગ કરતા. દરવાજાનાં કમાડને લાંબા અને અણીદાર અનેક ખીલા હોવાથી હાથીના માથામાં એ ખીલા પેસી જાય તો હાથી મરી જાય. એવી રીતે હાથીનું મરણ મોંઘું પડે, તેથી દરવાજાના ખીલાની આડે ઊંટને ઉભું રાખવામાં આવતું. હાથીના શિરપ્રહારથી પેલા ખીલા ઊંટના શરીરમાં પેસી જતા અને કમાડ તૂટી જતાં. આવી રીતે ઊંટના ભોગે હાથી પાસે દરવાજાનાં કમાડ તોડાવવામાં આવતાં હતાં.

હાલના સમયમાં તો તોપને એકજ ધડાકે એવાં કમાડ કડડડ ભુસ થઈને નીચે પડે. કમાડ તો શું પણ મજબુત કોટ કે કિલ્લાની દિવાલ પણ ભારે તોપના મારાથી અર્વાચીન સમયમાં જમીનદોસ્ત થઈ શકે છે. યુરોપી મહાન વિગ્રહમાં જર્મનિએ બેલ્જિયમના અભેદ્ય ગણાતા કિલ્લા એવી રીતે

તોડયા હતા. આવી રીતે હાલના સમયનાં સાધનો સાથે સરખામણી કરવી.

છેવટે ભુવડે મહા પ્રયત્ને પંચાસરનો પશ્ચિમ તરફનો દરવાજો તોડાવ્યો. બન્ને સૈન્ય વચ્ચે ભારે યુદ્ધ જામ્યુ. ભુવડના અગણિત સૈન્ય સામે, સામી છાતીએ બહાદુરીથી લડીને જયશિખરનું સૈન્ય ખપી ગયું. છેવટે જયશિખર પાસે માત્ર દસ યોદ્ધા બાકી રહ્યા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી યુદ્ધ ચલાવ્યું. ભુવડના અંગરક્ષકોને ભેદીને જયશિખર ભુવડ પાસે પહોંચી ગયો, અને તેની છાતીમાં લાત મારીને તેને નીચે પાડયો; એટલામાં ભુવડના અંગરક્ષક બે મલ્લોએ જયશિખરનુ ડોકું ઉડાવી દીધું. જયશિખરની નસેનસમા શુરાતન વ્યાપી ગયું હતું, તેથી તેનું ડોકા વિનાનું ધડ ત્રણ દિવસ ઘૂમ્યું. ધન્ય છે એવા રણશુરા રજપૂતને !

આ પ્રમાણે ગુજરાત ઉપર ભુવડની ચડાઈના પાઠમા અનેક નવી નવી બાબતોનું સુંદર રીતે સ્પષ્ટીકરણ કરીને રસ ઉત્પન્ન કરી શકાશે.

**(૩) મીનળદેવીનો ન્યાય:**—સિદ્ધરાજની મા મીનળદેવીએ ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યું છે. તે તળાવ જોતાંજ મીનળદેવીનો ન્યાય નજરે પડે છે. તે તળાવના આકારની સુંદરતામા ન્યૂનતા છે, એટલે તે સંપૂર્ણ વર્તુળાકારમા નહિ હોતાં એક તરફથી વાંકું છે. આ પ્રમાણે તે તળાવને એડોળ બનાવનાર એક બાઈનું ઘર હતું. જો તે બાઈએ પોતાનું ઘર આપ્યું હોત તો તે તળાવનું સૌંદર્ય સંપૂર્ણ થાત. મીનળદેવીએ તે બાઈને તેનું ઘર તળાવના ઉપયોગ માટે આપવા બહુ સમજાવી. તે ઘરના બદલામાં તેને મોં માગી કિંમત આપવાનું કહ્યું, પણ તે બાઈ એકની બે ન થઈ. સાર્વજાનક કાર્ય માટે રાણીને તે ઘર લેવાની સત્તા હતી, છતાં તેણે પોતાની પ્રજા ઉપરના અપાર પ્રેમને લીધે તે બાઈની લાગણી નહિ દુભવતાં તે તળાવ વાંકું બંધાવ્યું.

મીનળદેવીએ પેલી બાઈને ઘર માટે આટલી બધી હઠ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તે બાઈએ કહ્યું કે તમે તળાવ બંધાવીને તમારૂં નામ અમર કરો છો, અને હું મારૂં ઘર નહિ આપીને મારૂં નામ અમર કરૂં છું. વળી વિશેષમાં તમારા કીર્તિમંદિર ઉપર તમારી ન્યાયપરાયણતાનો સોનેરી કળશ ચઢાવું છું. ખરેખર પેલી બાઈએ તળાવનો ઘાટ બગાડીને મીનળદેવીનું અને તેનું પોતાનું નામ અમર કર્યું છે. મહાકવિ પ્રેમાનંદના પુત્ર ફક્ત કવિ વલ્લભરામ પોતાના કાવ્યમાં પોતાના સંબંધમાં કહે છે, કે હું તો હકીકતજ

થવાનો, કારણકે હઠીલા થવાથી નવેખંડમાં નામના થાય છે. વણજનની માન્યતા પ્રમાણે તે બાઈએ પણ હઠ કરીને જગતમાં પોતાની નામના કરી છે. જો કે હઠ એ સદ્દગુણ નથી, પણ દુર્ગુણ છે; પરંતુ આ પ્રસંગના સંબંધમાં એટલું તો ચોક્કસ છે, કે જો તે બાઈએ આવી જાતની હઠ ન કરી હોત તો "ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ" એ કહેવતનું અસ્તિત્વ હોત નહિ.

આવી રીતે આ પાઠમાં ઉપર જણાવેલું રસભર્યું રહસ્ય રજુ કરીને ઇતિહાસનું શિક્ષણ રસિક થઈ શકે. (અપૂર્ણ)

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ; અમદાવાદ. } સાકરલાલ પુરુષોત્તમ શુકલ, હેડ માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

---

## ભંકોડાના ભૂપતસંગ

આબુ ટુંકથી ઉતર્યો, રાજનો માણવા રંગ,
સંસાર તને સિદ્ધ કહે, તું સાચો ભૂપતસંગ.

સંસારની અંદર કેટલાક જીવો પૂર્વજન્મનાં અધુરાં રહેલાં કાર્યો પૂર્ણ કરવા ફરી જન્મ ધારણ કરે છે એ માન્યતા અનુસાર કવિ ઉપરના કાવ્યમાં કહે છે કે આબુની ટુંક ઉપર રહેલો સિદ્ધ રાજનો રંગ માણવા પુનર્જન્મ ધારણ કરીને અધુરૂં રહેલું કાર્ય પૂર્ણ કરવા ભૂપતસંગના નામથી સંસારમા સંચર્યો.

આ કવિત વીરમગામ તાલુકામાં આવેલા ભંકોડા ગામમાં થઈ ગએલા ભૂપતસંગ ઠાકોર વિષે લખાએલું છે.

સુંવાળ વિષે લખાએલા પાલવી ઠાકોરોના આદ્ય પુરુષ કાનોજી સોલંકીનો ઇતિહાસ આપણે આગળ જોઈ ગયા છીએ. આ ઠાકોરના વંશમાં કડીના સુબા મલ્હારરાવના વખતમાં ભૂપતસંગ કાનાણીની ભંકોડામાં ઠકરાત હતી. તેમનું પરાક્રમ આખા સુંવાળમાં જાણીતું હતું. ભંકોડા અને કડી વચ્ચે રાજ્યની હદ બાબત તકરારો ચાલતી હતી.

ઉટવું, સરસાવ, દીઘડી, સુરેજ અને પીપર નામનાં હાલનાં ગાયકવાડી ગામોની સરહદની તકરારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું અને બન્ને રાજ્યને તરવારથી ન્યાય મેળવવાની જરૂર પડતી. આમાં ભૂપતસંગનું બાહુબળ વિજયવંત જણાતું હતું.

ભૂપતસંગનું સૈન્ય મુખ્યત્વે ચુંવાળના બહાદૂર કોળીઓનું બનેલું હતું. કોળીઓને વાંટાની જમીન મળતી અને જરૂર પડે ત્યારે ગાગર વગાડવામાં આવે એટલે આસપાસના કોળીઓ એકઠા થઈ જતા અને યુદ્ધનાં પ્રયાણ શરૂ થતાં કવિ કહે છે કેઃ—

કડીથી ભંકોડું ભારે, જાણે સનારો જામ,
ભૂપત હાલ્યો ભડવા, રાવણ માથે રામ.
ભંકોડે રાજા ભલો, જેનો હે જગ ઉપર હાથ,
કરવા દરશન કાંનરો, સોસ ધરે રઘનાથ.
મરેડી મોલે ન ચઢે, સજે નદિ શણગાર,
માથે મોટા માર, ભડ થઈ લાગ્યો ભૂપતો.

ભૂપતસંગ દેવિભક્ત હતા. ભદ્રકાળી પર તેમને ખૂબ આસ્થા હતી. કહેવાય છે કે લડાઈ વખતે દેવી ચકલીનું રૂપ લઈ તેમના ભાલા પર બેસતાં અને તેમનો ભાલો કદી પણ નિષ્ફળ જતો નહિ. એક વખત એક બાઈ ભેંસ દોહતી હતી. ભેંમ તોફાન કરી બાઈને કનડતી હતી. બાઈથી બોલાઈ જવાયું કે "તને ભૂપતસંગનો ભાલો વાગે!" અકસ્માત ભૂપતસંગે ત્યાંથી પસાર થતાં આ સાંભળ્યું અને તરત તેમના ભાલાએ ભેંસને વીંધી નાખી. બાઈને પોતાના કથન માટે પ્રશ્ચાત્તાપ થયો અને ભૂપતસંગે બાઈને બીજી ભેંસ અપાવી પણ પોતાના ભાલાના નામસ્મરણનું માહાત્મ્ય બાઈને બતાવી આપ્યું.

એક વખત મલ્હારરાવની દાસી બજારમાં સૂંઠ લેવા ગઈ. સૂંઠ વેચનાર વોરાને દાસીએ કહ્યું કે સુબા સાહેબને ત્યાં સૂંઠ જોઈએ છે તો સારામાં સારી આપજે. વોરાએ જવાબ આપ્યો કે સારી સૂંઠ તો ભૂપતસંગની મા ખાઈ ગઈ. હવે તો દઝેલીબળેલી છે. મલ્હારરાવને આ ખબર પડતાં વોરાને કેદ કરવામાં આવ્યો. ભૂપતસંગને આ સમાચાર મળતાં જેલ તોડીને તેમણે વોરાને મુક્ત કરાવ્યો.

અત્યારે પણ આ વોરાના વંશજો દરબારી વોરાઓ કહેવાય છે.

કડી ઉપર ભંકોડાના વખતોવખત આક્રમણો થતાં. કડીના લીંબડા કાળા રંગના જણાતા. એક કવિ કડીના લીંબડા કેમ કાળા, એ ઉપર નીચેનું કાવ્ય ગાઈ ગયા છે.

**ઝીત–સપાખરું**

અવલ હુઈ વનરાય, દુજી વસંત ઈમ આખવે,
ડેરવાળા, ખંખર ભંખર ડાળાં ઝીક દીધી

ને હુઇ વરખા ઝડી; તોય કડીના લીંબડા કેમ કાળા ?
એસો સુણી લીંબે ઉત્તર જો આલીયો
ભામલે ખળ કેતાક મારે તે ઘાયલ થકા
પડયા છે ધરોધર ભૂપતા તણું શર વેર ભારે
વીજળી દીદ, નોહાસર વાઢીઓ; હુવા
કાપડ મુંઘા હારે, તે વેણતાં નખ નઇ રહ્યા,
જ્યાં વાંનથી પાંનથી કુંપળાં સોત પાટે,
ક્યાંનાં ઉતરણાં રેલે ચોગરદ કટક. તેને
ઘેર સુખે લઇ ઘેડે ઘાલ્યો, તે કડી ધરાના
લીમડા એમ કહેરે, સાંય અવતાર
અહીં કયાં આલ્યો.

ભક્રોડાથી કડી સાત ગાઉ દૂર થાય છે. ભંક્રોડાથી કડીના માર્ગ ઉપર આવેલા લીંબડાઓને કવિ પૂછે છે કે વસંત ઋતુ અને ચાતુર્માસમાં સર્વ વનસ્પતિ પ્રફુલ્લિત થાય છે છતાં તમે કેમ કાળા રંગના છો ? લીંબડો જવાબ આપે છે કે આ રસ્તે ભૂપતસંગનું સૈન્ય મલ્હાવરાવના સૈન્યને ઘણી વખત હરાવે છે અને તે સંગ્રામના ઘાથી સર્વ દુકાનોનું કાપડ પાટાઓમાં વપરાઈ ગયું છે અને કાપડના અભાવે અમારા પાંદડાં તેમજ કુંપળો તોડીને ઘા લુછવામાં આવે છે તેથી અમે ખંખરભંખર સ્થિતિમાં આવી ગયા છીએ અને પલ્લવિત બની શકતા નથી. અમે કીરતારને કહીએ છીએ કે અમારો જન્મ આ સ્થળે કેમ આપ્યો ?

ભૂપતસંગનાં પરાક્રમોને વર્ણવતાં આવાં અનેક કવિતો ભક્રોડાની શાળાના હાલના મહેતાજી સીતારામ પરશુદાસ બારોટે એકઠાં કર્યાં છે, અને અસલ ભાષામાં તેમના મૂળ સ્વરૂપમાં સાંભળવામાં ઘણો આનંદ આવે છે.

જ્યારે મલ્હાવરાવને પદભ્રષ્ટ કરવામાં આવ્યા ત્યારે સુબાની માગણીથી ભૂપતસંગે તેમને આશ્રય આપ્યો હતો. રક્ષણ માટે ઠાકોર સુબાને ઝીંઝુવાડા લઈ ગયા. ગાયકવાડી સૈન્ય ભક્રોડા આગળ એક મહીનો પડાવ નાખીને રહ્યું. છેવટે સુબો સ્વેચ્છાએ ગાયકવાડી સૈન્યને શરણે થયો.

અત્યારે પણ ભૂપતસંગની ડેલી ભક્રોડામાં જીર્ણ સ્થિતિમાં મોજૂદ છે. ચુંવાળના બારોટો અત્યારે પણ ભૂપતસંગનાં પરાક્રમોનાં કવિતો ગાય છે. ભૂપતસંગ જેવા ઠાકોરોનાં પરાક્રમોથી ભક્રોડાનો ઇતિહાસ ઉચ્ચ સ્થાન ભોગવે છે.

મોગલ સમ્રાટ શાહજહાંનના પાટવી કુમાર દારાશાહને પણ એક વખત ભંકોડાએ આશ્રય આપેલો કહેવાય છે. અત્યારે પણ ભંકોડાનાં તાબે આશરે ૮૦ હજારની વાર્ષિક આવકવાળી બાર ગામની જાગીર છે. હાલના ભંકોડામાં કેળવણીનો ઘણો અભાવ નજરે પડે છે. ગામમાં એક ગુજરાતી નિશાળ છે છતાં તેનો લાભ જોઈતા પ્રમાણમાં લેવામાં આવતો જણાતો નથી અને કેળવણીના અભાવે લોકોની સ્થિતિ જોઈએ તેવી આબાદ જણાતી નથી.

**મનસુખરામ મણિશંકર દ્વિવેદી**
આસી૦ ડે. એજ્યુ. ઈન્સ. **અમદાવાદ.**

## —: નિબંધશિક્ષણ :—

લખાણનો પ્રકારઃ—લખાણનો મુખ્ય ધ્યેય આપણે જે વિચારી રહ્યા હોઈએ તે બીજાને દર્શાવવાનો છે. સાથે એ ખરૂં કે લખાણ આપણે કેવી રીતે વિચારીએ છીએ તે પણ જણાઈ આવે છે. કોઈપણ લખાણનો પૂર્વરંગ વિચાર છે. વિચાર જેટલા ઉન્નત તેટલું લખાણ ઉત્તમ.

૧. લેખકને વિષય ને વાચકની સાથે તન્મયતા હોવી જોઈએ. લખાણમાં સાફ દાનત જોઈએ.

૨. જે વસ્તુ માણસ સંપૂર્ણ જાણે નહિ તે વસ્તુ સ્પષ્ટ રીતે કોઈ દિવસ સમજાવી શકે નહી. ઉલટાવીને કહીએ તો વિચારને શબ્દમાં મૂકવાની અશક્તિ વિચારનેજ મર્યાદિત કરે છે. લખાણનું દૃષ્ટિબિન્દુ પરીક્ષામાં કે રોજની દુનીઆદારીમાં તેટલુંજ ઉપયોગી છે. નિબંધ તો ભાષાનો કૌશલ્ય ભર્યો અને ઉચિત ઉપયોગ કરી વિચાર વહન કરવાની શક્તિ મળવાને માટે મૂકવામાં આવે છે.

વિચારની સંકલના, સમજાવવાની પદ્ધતિ અને સ્પષ્ટતા તે સર્વ ઉપર સરખું ધ્યાન આપવું જોઈએ. 'ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય' તે સૂત્ર યાદ રાખવું. નિબંધની કળા, ભાષાના કૌશલ્ય ઉપરાંત નવું રચવાની શક્તિ માગી લે છે. કલાધર કલાની ઉત્તમ કૃતિઓનો અભ્યાસ કરી લે છે. લખાણમાં આગળ વધવાની અભિલાષા રાખનારાઓએ સર્વોત્તમ નમુનાઓનો અભ્યાસ કરવો જોઈએ.

અભ્યાસ, અનુકરણ, વિવેચન એ પરંપરા છે. સાચો વિદ્યાર્થી પોતાની તિઓનું વિવેચન કરે છે. કરણઘેલો, સરસ્વતીચંદ્રના ચાર ભાગ, ખાસ રીને ચોથો ભાગ ઘણી સામગ્રી પુરી પાડશે.

**નિબંધની આવશ્યકતા:—**

પૂર્વ તૈયારી—

૧—વિશાળવાચન, ૨—જીવનની સર્વ દિશાઓ, ૩—બારીક અવલોકન. આથી આપણે અનુભવની મર્યાદાને લંબાવી શકીએ. અનુભવોની સિદ્ધિ એ વિચારની સિદ્ધિ.

નિબંધના પ્રકાર:—(૧) કથન-જીવન વૃત્તાંત. કોઈ વખત ડાયરીના રૂપમાં હોઈ શકે, (૨) વર્ણન-જેમકે દરીઆની મુસાફરી, રેલ્વેની મુસાફરી, ઉદ્‌ઘાટન, ચર્ચા કે વિચાર, રાષ્ટ્રતંત્રાધીન ઉદ્યોગ, વિધવાવિવાહ, વગેરે. સાહેલું તો વર્ણન કે કથન છે.

કેટલાક વિષયો અનેક રૂપે લખી શકાય:—શિવાજી. કાલાનુસાર પદ્ધતિ પ્રમાણે કથન રૂપમાં ને ડાયરીના રૂપમાં મૂકી શકાય. કાલ્પનિક રોજનિશિમાંથી લીધેલા ફકરાઓ વર્ણન તરીકે લઈ શકાય. ચારિત્ર્ય પર દૃષ્ટિ રૂપે-ચર્ચા અથવા વિચારરૂપે પણ લઈ શકાય. તેના વખત સાથે તેની પ્રવૃત્તિઓના સૂક્ષ્મ અભ્યાસરૂપે.

૧—રૂપરેખા દોરવી—

૨—પ્રસ્તાવનામાં વિષય દર્શાવી વિકાસની અમુક દિશા તરફજ મર્યાદા બાંધવી.

૩—જુદા જુદા મંતવ્યો ગણાવવા, અને ચર્ચાની દૃષ્ટિથી તપાસવા. જ્યાં ત્યાં અંગત માન્યતાઓનો રોપ કરવો નહી. નિબંધમાં હું અને તું ન વાપરવા. તાત્ત્વિક દૃષ્ટિએ નિરૂપણ કરાએલી અને બુદ્ધિએ સ્વીકારેલી હકીકતો મૂકવી.

અનુભવમાંથી કે ઇતિહાસમાંથી લાગુ પડતાં દૃષ્ટાંતો અને સમર્થ લેખકોમાંથી લીધેલા ફકરાઓ કીમતી છે, પણ તે જુજ વાપરવા જોઈએ.

**દા. બાળમહિમા—**

પ્રભુ વિહોણા જનકુલમાં
બાળક પ્રભુના પયગંબર છે.
જડ જેવા પૃથ્વીને પાટલે

બાળક ચેતનના ફુવારા છે.
જલભર નવવર્ષાની વાદળીઓ છે,
મનુકુળના ભાવિ ભંડાર છે.
આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે,
બાલકોનો મહિમા મહાન છે." કવિ નાનાલાલ—

તેવીજ રીતે માતા—

"બ્રહ્માંડમાં ભવ્યકર્મી સર્જન હશે કો હોય,
તો તે જનનિ તે જગજ્જનની.
શરીર સમર્પી, આત્મા સર્જે. હૈયાના અમ્રત દાલવી
અમરોને ઉછરંગમાં ઉછેરે, એ મહાનુભાવિ માતાની મોટપ.
દેહના કે દેહીના સૌન્દર્ય, સામર્થ્ય કેવળ નિજના ઉપભોગાર્થે નથી.
માનવ વેલના ફુળના શોભન કાજે છે." તે ઉદારચરિત્ર માતૃજીવનનો સદ્બોધ. (નાનાલાલ)

લખાણના અંતભાગમા નવી બીના ન મુકવી, તેમાં તો ચર્ચામાંથી પ્રાપ્ત થતું પરિણામ સ્પષ્ટ કરવાનું રહે છે.

અમુક રીતેજ નિબંધ શરૂ કરવો એવો કાંઈ નિયમ નથી. સર્વસામાન્ય હકીકત રજુ કરી એક બે વાક્ય લખી પ્રસ્તાવનાથી થઈ શકે. કાં તો કોઈ જાણીતા લેખકનું સુભાષિત ટાંકી તેને સમજાવી શકાય. કેટલીક વખત વાર્તાનો ટુકડો આપીને પણ શરૂ કરી શકાય. બન્ને પક્ષ જે કહે તેને સરખી રીતે ઘટાવી, આપણે નિષ્પક્ષપાત મત આપવાનો હોય છે.

**વર્ણનરૂપ:**—દશ્ય વસ્તુનું શબ્દમા આલેખન તે વર્ણન. નૈસર્ગિક મનોહર દશ્યો કે સરસ વસ્તુઓનું આબેહુબ શબ્દચિત્ર. ઉચિત વિગતોમાંથી પસંદગીને નિયમિત કરતું દષ્ટિબિન્દુ આવશ્યક છે. વર્ણનમાં રંગ ભરવાનું, શાંત કે સ્તબ્ધ, કોલાહલીઉં કે ધાંધલીઉં વાતાવરણ દાખલ કરવાનું ભૂલવું નહિ. જે દશ્ય આપણી સામે સ્પષ્ટ ઉભુ છે તે વાચક આગળ તે જ રૂપે ખડું થાય તેમ પ્રયત્ન કરવો.

**કથનરૂપ:**—જે સાંભળ્યું હોય તેનું ભાવવાહી શબ્દચિત્ર તે કથન. વચન, વાર્તા, દંતકથા, મુખપાઠ કે બીજી કોઈપણ વસ્તુની સાંભળેલી વસ્તુના શબ્દથી બીજાને માહિતી આપવી તે કથન.

કથનમાં શી-શી સામગ્રી જોઇએ? કથનમાં માત્ર વાર્તા કહી જવા પુરતુંજ કામ રહે છે; કેમકે વસ્તુ અમુક પદ્ધતિમાં આપોઆપ ગોઠવાઈ જાય છે. ધ્યાનમાં રાખવાનું તો એટલા પુરતુંજ કે એક વૃત્તાંતમાંથી

બીજામાં સંક્રાન્ત થવાનું સ્વાભાવિક લાગે. કોણ કોણ ભાગ ભજવનારા છે અને પરિસ્થિતિના ફેરફાર સાથ આ નટોનું કેવું કેવું પરિવર્તન થાય છે તેવું જ્ઞાન કથનાત્મક નિબંધમાં વાચકને આકર્ષી રાખે છે; માટેજ થોડું-એક વર્ણન કથનમાં જરૂરી છે.

લખાણ માટે સામાન્ય નિયમ:—જેમ ઘરના બંધારણમાં નકશો, તેમ નિબંધની રચવામાં યોજના પૂર્વરંગ છે. રૂપરેખાની કિંમતની આંકણી માટે સારા લેખકોના ૭ સાત લેખો લઈ તપાસી જવા. નિબંધને માટે વિષય આપવામાં આવે કે તરત જેટલા મુદ્દાઓ આપણને રજુ થાય તેટલા કાગળ ઉપર ઉતારી લેવા. કોઈપણ મુદ્દો નક્કો ગણી કાઢી નાખવો નહિ.

દા. મુસાફરી વિષે નિબંધ લખવાનો હોય તો નીચે પ્રમાણે મુદ્દા તારવવા—

**મુસાફરીના ફાયદા:—**

| | |
|---|---|
| ૧. કેળવણી | ૬. દેશી કે પરદેશી દરીઆની કે રેલ્વેની |
| ૨. માણસની વિશાળતા | ૭. મુસાફરીથી વધારે લાભ કેમ લઈ શકાય? |
| ૩. શરીર | ૮. કોને ફાયદા થાય (આપણને કે બીજાને)? |
| ૪. આનંદ | ૯. એકલા જવું કે સંગાથે જવું? |
| ૫. તબીઅત | ૧૦. વેપાર |

૧૧. બીજા તરફ સહાનુભૂતિ અને બીજાને સમજી લેવાની શક્તિ.

મુદ્દાઓને સંકલિત કરવા અને અનુક્રમે ગોઠવવાના કેટલાક મુદ્દાઓ પહેલા વિચારે જેમ આવે તેમ મૂકી દીધેલા હોય છે તેમને સંબંધ ધરાવતા મુદ્દાઓની સાથે મૂકવા.

કેટલાક કાર્ય-કારણ ભાવથી જોડાએલા હોય છે. કેટલાકને સામાન્ય સંબંધ હોય છે, અને કેટલાએક તો એકના એકજ હોય છે. આમ ગોઠવણ કરતા ક્રમપણ આપણને સૂઝી આવશે. (૧) મુસાફરી ઘણુંકરી બધાને ફાયદાકારકજ છે. (૨) બીજાઓનાં દૃષ્ટિબિન્દુઓની સમજ અને સહાનુભૂતિ—અ દેશના માણસ સાથે. બ. પરદેશી માણસ સાથે. ૩. વેપાર (પાશ્ચાત્ય પ્રજાનું હિન્દમાં આવવું) અને ૪. અંગફાયદા—તંદુરસ્તી વગેરે. યોગ્ય લાગે તો તેના વર્ણનમાંથી દરિયાઈ મુસાફરી વિશેષ સારી ગણવી. રૂપરેખા એટલે મુદ્દાઓનો આંતર સંબંધ દર્શાવવાનો, જેથી તેમની અગત્ય પ્રમાણે આપણે તે લંબાવી ટુંકાવી શકીએ. મુદ્દાથી દૂર ખસી બીજે રસ્તે ન ચડી જઈએ તે ખાસ ધ્યાન રાખવાનું છે.

**રતિલાલ જગન્નાથ જાની, એમ. એ.**
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભાવનગર.

# બાળકો પ્રત્યે અપાતું દુર્લક્ષ

આ જમાનો બાળયુગનો છે. બાળક એ અલૌકિક વસ્તુ છે. બાળક એ ભવિષ્યનો નાગરિક, દેશોદ્ધારક, ભવિષ્યનો પિતા, ને શોધક છે. તેને જેટલી ઉપમા આપીએ તેટલી આપી શકાય એમ છે. બાળક જન્મતા પહેલા માતાપિતા શેખચલ્લી માફક મોટા મોટા વિચારો કરે છે, પરતુ તે વિચારો પુત્ર કે પુત્રી પ્રાપ્ત થતા અમલમા મૂકવાની ધગશ રહેતી નથી, બલ્કે ધગશ રાખતા નથી. દેશમા હાલમા જે રત્નો છે તે પણ એક દિવસ બાળકજ હતા. પ્રાચીનકાળમા પણ મહાન પુરુષો થઈ ગયા છે તે શાથી ?

મનુષ્યમાત્રને પ્રિયમા પ્રિય પોતાના બાળક છે. તેની ગભીરમાં ગંભીર જવાબદારી તેના સતાનો પ્રત્યેની છે, પરતુ સોચનીય છે કે એના તરફ- દુર્લક્ષ અપાય છે કોઈપણ કુટુબ પોતાના બાળકો પ્રત્યે પુરતું લક્ષ આપતુ જણાતું નથી. આથી હુ માબાપોનો બાળક પ્રત્યેના પ્રેમનો ઇનકાર કરતો નથી, પરતુ માબાપોનો પ્રેમ વર્તનમા પુરતો જણાતો નથી એ કહેવામા ખોટુ નથી પોતાનુ બાળક તદુરસ્ત રહે એ દરેક માબાપની પ્રથમ ફરજ છે જે શાળામા બાળક વધારે તદુરસ્ત અને સ્ફૂર્તિવાળા રહેતા હોય તે શાળાનુ ગૌરવ વધારે છે હાલમા શારીરિક કેળવણી પ્રત્યે વધુ દુર્લક્ષ અપાય છે બાળક નિશાળે આવે છે ત્યારે નિશાળની સ્થિતિ અને બાલ સ્થિતિમા સાકર અને સુદર્શન ચૂર્ણની ફાકી એ એના સ્વાદમા જેટલો તફાવત તેટલો ઉપરની સ્થિતિમા છે. એ તફાવત નષ્ટ કરી એકતા કરવી એ શિક્ષકનુ કાર્ય છે. "જેવો શિક્ષક તેવી શાળા" બાળકને અનુકૂળ સંજોગો ઉત્પન્ન કરવા અને તેમા બાળકને રસમય બનાવવુ એ શિક્ષકની ફરજ છે.

બાળક શાળામા આવે ત્યાગથી તેની શાળાના સજોગો તેને આનદી કે પ્રફુલ્લિત બનાવે તેવા બનાવવા જોઈએ ભય કે દબાણથી શીખવવા કરતા તેને આનંદ ઉપજે તેવી રીતે વાર્તાદ્વારા શીખવવાથી વધારે લાભ થશે. એક તો તેને આનંદ મળશે અને વળી તે શીખશે, એમ "એક પથ દો કાજ" થશે. બાળક શાળામા આવે કે તરત વાર્તા કહેવી પ્રથમ વાર્તા જેવા પિરિઅડ રાખવા. બાળકને વાર્તા વધારે પસદ છે. વાર્તા પછી ગીત, રમત, વગેરે લેવા. કેટલાક કહેશે કે આ શુ રમત, ગીત, વાર્તા ! આ માગતરને તો કશુ આવડતુ નથી. છોકરાને રમાડયા કરે છે, ને શીખવતા નથી. તેના માબાપોને શિક્ષણની નવી પદ્ધતિથી કેવુ સગીન શિક્ષણ અપાય છે તે ધીમેથી અને નમ્રતાથી સમજાવવુ. નવી શૈલીવાળા

સચિત્ર, સરળ નવીન પુસ્તકો તેમને બતાવવાં. જુનાં અને નવાંનો ભેદ સમજાવવો. શિક્ષકનું કાર્ય એકલા બાળકને ભણાવવાથી સરતું નથી; પરંતુ ગામ લોકોને પણ પોતાની શક્તિ પ્રમાણે ગામના સંજોગોવશાત સમજાવી શાળા કે કેળવણી પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરી, ઉત્સાહિત કરી તેમાં ભાગ લેતા કરવા જોઈએ.

બાળકને કેળવવું એ માબાપ ને શિક્ષકની ફરજ છે. બાળપણમાંજ માણસનું ભાવિ જીવન ઘડાય છે. સારા નરસા સંસ્કાર નાનપણમાંજ પડે છે. બાળપણમાં જે સંસ્કારો તેના મન ઉપર પડે છે તેમાં તેના ભવિષ્યના આચારવિચારનું બીજારોપણ થાય છે, માટે સારા વિચારોના સંસ્કાર પડયા હોય તો ભવિષ્યમાં ઉચ્ચ જીવન ગાળવા તરફજ તેનું લક્ષબિંદુ દોરાય છે. કહેવત છે કે **કુમળું झाड जेम वाळीए तेम वळे.**

બાળક એ ચપળતાની મૂર્તિ છે. કહેવત છે કે "દીકરી ને ગાય દોરે ત્યાં જાય" તેમ બાળકને પણ જે રસ્તે દોરવું હોય તેમ દોરી શકાય છે. પોતાનાં બાળકો કયા સંજોગોમાં કોની સાથે કેવી રીતે રમે છે તથા ફરે છે તેની માબાપો પુરતી તપાસ રાખતા નથી. સમજુ માબાપો ધારે તો બાળક પાસે રમતદ્વારા ન ધારેલું સારૂં કામ લઈ શકે છે. ખરાબ સંસર્ગમાં આવવાનો પ્રસંગ મળતાં હાનિકારક આચારવિચારો સેવવાનો સંભવ રહે છે અને તેઓ વયમાં આવતાં તે કાર્યમાં મૂકે છે.

જ્યાંસુધી માબાપ અને શિક્ષક કે સમાજ **બાળક શું** છે એ નહિ સમજે ત્યાંસુધી કોઇપણ દિવસ દેશોન્નતિ થવાની નથી. આધુનિક કેળવણી કેવી છે તે સર્વ જાણે છે. બાળ પ્રત્યે વિચારનો પલટો થશે અને હાલની કેળવણીની પ્રથા બદલાશે ત્યારેજ દેશોન્નતિ થશે. દેશોન્નતિ કરવી એ યુવકના હાથમાં છે. અમેરિકા આજે દુનિયામાં પહેલે નંબરે આગળ ગણાય છે. તેનું કારણ ત્યાંની કેળવણી, બાળકોની માવજત અને સમૃદ્ધિ છે. ત્યાં બાળકની તંદુરસ્તી ઉપર વધુ લક્ષ આપવામાં આવે છે. બાળ ઉછેર વખતે આપણી અનેક જાતની બેદરકારી હોય છે અને બેદરકારીના પરિણામે બાળમરણનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. દાક્તરોને ત્યાં ટોળાબંધ છોકરાંને લઈ જવા તે તથા મરણ પાછળ બહુ શોકગ્રસ્ત થવું. એ બધાંના પરિણામે આપણા યુવકો આદર્શ યુવકો નીવડતા નથી.

ગરીબ યુવકોની કેળવણી માટે કોઈએ આજ સુધી પુરતું લક્ષ આપ્યું નથી. ભાગ્યે કોઈ શાળામાં સેવાવૃત્તિના સંસ્કાર પાડયા હશે. શાળામાં વ્યાવહારિક જ્ઞાન અપાતું નથી. આથી હાલની કેળવણી આપણી સમા-

એ વખત સિદ્ધરાજના ચાર ભાટ ફરતા ફરતા મજેવડી ગામમા આવ્યા તેમણે કુભારને ત્યા પેલી ખૂબસુરત કન્યા જોઈ તે સિદ્ધરાજ પાસે ગયા એને કહ્યુ કે તમારી ગોળે રાણીઓને પાણી ભરાવે એવી સુદર કન્યા મોરદમા છે આથી સિદ્ધરાજે તે કન્યાનુ માગુ કરાવ્યુ કેટલીક આનાકાની કર્યા પછી પેના કુભારે ગુજરાતના રા નવિરાજની માગણી સ્વીકારી અને લગ્નનો દિવસ નક્કી કરવામા આવ્યો

આ વાત જુનાગઢના રા ન રખેગારના જાણવામા આવી રખેગાર ઘણો બહાદુર રાજા હતો તેના પિતાનુ નામ રા નવઘણ હતુ જ્યારે રા'નવઘણ મરવા પડયો, ત્યારે તેના ચારે દીકરાઓ તેણે પોતાની પાસે બોલાવ્યા મરણ સમયે પિતાનો જીવ રુચવાનો જોઈ પુત્રોએ પૂછ્યુ, કે તમારો જીવ કેમ રુચવાય છે? રા'નવઘણે કહ્યુ કે મે ચાર પ્રતિજ્ઞાઓ લીધેલી છે, તે પૂર્ણ થયા પહેલા મારૂ મૃત્યુ આવી પહેચ્યુ છે, તેથી મારો જીવ રુચાય છે તમારામાનો કોઈપણ મારી પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાનુ વચન આપે, તો મને શાન્તિ થાય અને મારો જીવ ગતે જાય વળી તે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરનાર મારી જુનાગઢની ગાદીએ બેસે આ સાભળી સૌથી નાના પુત્ર ખેગારે ચારે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાનુ પોતાના પિતાને વચન આપ્યુ આથી સતુષ્ટ થઈને પિતાએ પોતાની પ્રતિજ્ઞાઓ* કહી સમજાવી, અને તેના પ્રાણ ચાલ્યા ગયા રખેગારે પિતાને આપેલુ વચન પાળ્યુ પછી તે પરાક્રમી પુત્ર જુનાગઢની ગાદીએ બેઠો

આવા શૂરવીર રાજા રા ખેગારે વિચાર્યું કે મારા રાજ્યમાથી આવુ અનુપમ કન્યારત્ન ગુજરાતનો રાજા સિદ્ધરાજ લઈ જાય તો મારે નીચુ જોવા જેવુ થાય, તેથી તેણે રાણકદેવી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો આ પ્રમાણે નિશ્ચય કરીને રા ખેગારે રાણકદેવીને જુનાગઢ તેડાવી, તેની સાથે ભારે ધામધુમથી લગ્ન કર્યું થોડા દિવસ પછી સિદ્ધરાજને સમાચાર મળ્યા કે રાણકદેવીને જુનાગઢનો રાજા રા ખેગાર પરણ્યો આ સમાચારથી તે ઘણો ગુસ્સે થયો તેણે એક મોટુ સૈન્ય તૈયાર કર્યું અને પોતાનુ અપમાન કરનાર રા ખેગારને શિક્ષા કરવા માટે તથા રાણકદેવીને લઈ આવવા માટે જુનાગઢ તરફ કુચ કરી

---

* (૧) મહીકાંઠાના ઉમેટાના રાજકુવર હસરાજને મારવો (૨) જસણ પાસેના ભોયરા ગામનો કિલ્લો તોડી પાડી ત્યાના રાજાને મારવો (૩) અણહિલપુર પાટણનો દરવાજો પાડી નાખવો (૪) સિદ્ધરાજના ભાટના ગાલ ચીરી નાખવા

અસલના વખતમા હાલના જેવા મુસાફરીના સાધનો નહિ હોવાથી ધારેલે સ્થળે લશ્કરને પહોચતા વધારે વખત લાગતો. સિદ્ધરાજનું લશ્કર પાટણથી નીકળી રસ્તામા મુકામ કરતુ કરતુ ચાલ્યુ. સિદ્ધરાજ જેવા પ્રતાપી રાજાના પગલા જે સ્થળે થતા તે સ્થળે કઈ પણ લોકોપયોગી કામ તેના તરફથી કરાવવામા આવતુ વીરમગામ મુકામ કર્યો ત્યા તળાવ બધાવ્યુ વઢવાણ મુકામે નવો કિલ્લો બધાવ્યો સાયલે પડાવ નાખીને ત્યા તળાવ અને કોટ બધાવ્યા એવી રીતે તે જુનાગઢ આવી પહોચ્યો. તેણે જુનાગઢને ઘેરો ઘાલ્યો ઘેરો બાર વરસ સુધી રહ્યો, પણ સિદ્ધરાજનુ કઈ વળ્યું નહિ આ બાર વરસ દરમિઆન રાણકદેવીએ બે પુત્રને જન્મ આપ્યો.

રા'ખેંગારની એક બેનને સિદ્ધરાજના કોઈ ભાયાત સાથે પરણાવી હતી તેને બે દીકરા હતા એકનું નામ દેશળ અને બીજાનુ નામ વીશળ હતુ રા'ખેંગારના આ બે ભાણેજ જુનાગઢમા મામાને ત્યા ઉછર્યા હતા. જ્યારે સિદ્ધરાજે જુનાગઢને ઘેરો ઘાલ્યો ત્યારે આ બન્ને ભાઈ ત્યાજ હતા. એક દિવસ રા'ખેંગારને પોતાના મોટા ભાણેજ દેશળ ઉપર કઈ શક આવવાથી તેને તિરસ્કાર કરીને કાઢી મકયો. દેશળ પોતાના નાના ભાઈ વીશળને લઈને કિલ્લામથી બહાર નીકળ્યો. મામાનુ લૂણ પોતાના પેટમા હોવા છતા તે બન્ને નીમકહરામ ભાણેજ સિદ્ધરાજ પાસે ગયા તેમણે સિદ્ધરાજને કહ્યુ કે આપ અમારા કાકા છો. અમારા મામાએ અમને તિરસ્કાર કરીને કાઢી મૂક્યા છે. અમે આપને શરણે આવ્યા છીએ આપના લશ્કરને અમે સહેલાઈથી જુનાગઢમા દાખલ કરીશુ, અને રાણકદેવી આપને સોપી આપીશુ આ અણધાર્યા પ્રસગથી સિદ્ધરાજ બહુ ખૂશ થયો, અને જુનાગઢમા દાખલ કરી આપે, તો દેશળની માગણી પ્રમાણે તેને જુનાગઢનુ રાજ્ય આપવાનુ કબુલ કર્યું.

'ઘર ફુટે ઘર જાય' એ કહેવત પ્રમાણે દેશળે સિદ્ધરાજના લશ્કરને જુનાગઢમા દાખલ કર્યું બન્ને લશ્કર વચ્ચે દારુણ યુદ્ધ મચ્યુ, પણ સિદ્ધરાજના મોટા લશ્કર સાથે લડતા રા'ખેંગારનુ લશ્કર ખપી ગયુ. રા'ખેંગાર છેવટ સુધી બહાદુરીથી લડયો, પણ અતે રણમા પડયો.

આ રીતે સિદ્ધરાજની જીત થયા પછી તે દેશળ અને વીશળ સાથે રા'ખેંગારના મહેલમા દાખલ થયો. રાણકદેવીને પોતાના પતિના મરણના સમાચાર મળ્યા હતા. તેની આખમાથી અગ્નિ વરસતો હતો. સિદ્ધરાજ તેની પાસે આવ્યો, પણ સતી રાણકદેવીનો દષ્ટિપાત તેનાથી સહન થઈ શકયો નહિ થોડા વખત સુધી તો તે કંઈ બોલી શકયો નહિ પછી તેણે

ગણુદેવીને પોતાની સાથે લગ્ન કરવા આવ્યો હતો પણ ગણુ દેવીએ સિદ્ધરાજને તિરસ્કારપૂર્વક કહ્યું કે સતી સ્ત્રીને તો એ જ પતિ હોય મારા પતિ મારી વાટ જોતા હશે, તેથી હવે જેમ બને તેમ ઉતાવળથી તેમની પાસે જવા માગું છું

ગણુકદેવી માટે બાર બાર વરસ સુધી અતિશય હેરાનગતિ ભોગવ્યા છતાં તેના તરફથી આવો નિરાશાભર્યો જવાબ મળવાથી સિદ્ધરાજ ઘણો ક્રોધાયમાન થયો ગુસ્સાના આવેશમાં તેણે ગણુદેવીના નાના કુંવરને તેની પાસેથી ખેંચી લઈ તેનું ડોકું તરવારથી ઉડાવી દીધું આ ભયંકર દૃશ્ય જોઈ મોટા કુંવર માણેરો ત્રાસથી તેની માની સોડમાં ભરાઈને રડવા લાગ્યો તેને તે શૂરી ક્ષત્રાણીએ કહ્યું કે —

માણેરા તું મ રોય, મ કર રાતી આંખડી
કુળમાં લાગે ખોડ, મરતાં મા ન સભારીએ

બેટા માણેરા તું સિંહનો પુત્ર છે, સિંહણને ધાવેલો છે ક્ષત્રીપુત્ર કદી પણ મૃત્યુથી ડરતો નથી, માટે માણેરા તું ન રોઈશ અને રાતી આંખ ન કરીશ વળી મરતી વખતે માને ન સભારીએ એમ કરવાથી કુળને કલંક લાગે પોતાના પુત્રને રાતી આંખ કર્યા વિના મરણને શરણ થવાની રજપુતની રીત શીખવનારી આ રજપુતાણીને ધન્ય છે !

ક્રોધથી અંધ બનેલા સિદ્ધરાજે રાણી દેવીના બીજા કુંવરને પણ માતાના ખોળામાંથી ખેંચી લઈ મારી નાખ્યો આ બન્ને નિર્દોષ બાળકુંવરની હત્યા સિદ્ધરાજની રાજા તરીકેની ઝળહળતી કારકીર્દિમાં કલંકરૂપ છે તેનું આ નિર્મમ તેની ઉજ્જવળ કીર્તિમાં કાળા ડાઘા રૂપ છે ગણુદેવીને પોતાની રાણી બનાવવાની ઇચ્છામાં નિરાશા નિહાળતા સિદ્ધરાજે પોતાના ખેંગારના નીમક હરામ ભાણેજને જુનાગઢની ગાદી ન આપતા તેમનો વાન ઉતારો આ રીતે તેમને તેમની હરામખોરીનું ફળ મળ્યું

પછી સિદ્ધરાજ રાણ દેવીને બળાત્કારે પોતાની સાથે લઈ પાટણ તરફ રવાના થયો જ્યારે રાણ દેવી જુનાગઢથી નીકળી ત્યારે તેણે ગિરનાર તરફ જોઈને તેને કહ્યું કે —

ફટ ! ફટ ! ગોઝારા ગિરનાર, ખરેડી ખાંગો ના થયો !
મરતે રાં'ખેંગાર, રંડાપો રાણકદેવડી

હે ! ધાતકી ગિરનાર, તને ધિક્કાર છે કે તું પડી ગયો નહિ અથવા વાંકો પણ થયો નહિ મતલબ કે રા'ખેંગારના મરણે અને રાણ દેવીના રંડાપાએ તારા ઉપર કંઈ પણ અસર કરી નહિ !

કવિની કલ્પના આટલેથી અટકતી નથી. રાણકદેવીએ દીધેલું મેણું સાંભળી ગિરનાર પડવા લાગ્યો, ત્યારે સતીએ કહ્યું કેઃ—

મા પડ મારા આધાર, તારાં ચોસલ કોણ ચડાવશે,
મરતે રાંખેંગાર, રંડાપો રાણકદેવડી.

હે! ગિરનાર, મારા આધાર, તું ન પડીશ. કારણકે રાંખેંગાર મરણ પામ્યા છે, એટલે તારાં ચોસલાં (મોટા પત્થર) કોણ ચઢાવશે!

આ પ્રમાણે આખે રસ્તે વિલાપ કરતી રાણકદેવીને સિદ્ધરાજ પાટણ લઈ ગયો. ત્યાં તેનો શોક ઓછો કરવાને અને તેને પોતાની કરવાને માટે તેણે અનેક જાતના ઉપાય અજમાવ્યા, તોપણ રાંખેંગાર ઉપર અપાર સ્નેહવાળી તે પતિવ્રતા સ્ત્રી ઉપર કંઈ પણ અસર થઈ નહિ. તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા, તેથી છેવટે કંટાળીને તેને તેની ઇચ્છા પ્રમાણે વઢવાણ લાવવામાં આવી. ત્યાં ભોગાવાને તીરે તે પતિપ્રેમની પ્રતિમા સતી થઈ. ધન્ય છે આવી પતિવ્રતા સ્ત્રીને!

ઉપર જણાવેલા પ્રસંગમાં વિશેષે કરીને કરુણરસની જમાવટ કરી શકાશે. ગુજરાતના ઇતિહાસના ચાર રસિક નમુના આપ્યા. હવે હિંદુસ્તાનના ઇતિહાસના એકાદ બે રસિક પ્રસંગો જોઈએ.

**(૫) મેવાડનો રાણો પ્રતાપસિંહ**—પન્નાએ પોતાના પુત્રનો ભોગ આપી જે ઉદેસિંહને બચાવ્યો હતો, તે ઉદેસિંહનો પુત્ર પ્રતાપસિંહ હતો. ઉદેસિંહમાં બહાદુરીનો અભાવ હતો. તેના સમયમાં અકબરે ચિતોડ ઉપર સવારી કરી. ઉદેસિંહ નાસી ગયો, પણ તેના બહાદુર સરદારોએ અતુલ પરાક્રમ દાખવીને ચિતોડનો બચાવ કરવા પ્રયત્નો કર્યા, છતાં ચિતોડ અકબરના હાથમાં ગયું. ઉદેસિંહે અરવલ્લીની તળેટીમાં ઉદેપુર વસાવી ત્યાં રાજ્ધાની કરી. તેને ઘણી રાણીઓ હતી. તે રાણીઓથી તેને ૨૫ પુત્ર થયા હતા. ઉદેસિંહે તેના મરણ પછી તેના જગમલ નામના પુત્રને ગાદી આપવાનું નક્કી કર્યું હતું. તે પ્રમાણે જગમલ ગાદીએ બેઠો, પણ તેનામાં કંઈ માલ નહિ હોવાથી પટાવતોએ તેને ગાદીએથી ઉઠાડી મૂકીને પ્રતાપસિંહને ગાદીએ બેસાડ્યો. પ્રતાપ ગાદીએ બેઠો તે વખતે ઘણુંખરું મેવાડ મોગલોના કબજામાં હતું, તેથી તેણે પોતાની રાજધાની કોમલમેરમાં કરી. મેવાડની દુર્દશાના સમયમાં પ્રતાપ જેવા પ્રતાપી રાણાની ખાસ જરૂર હતી. તેણે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી મેવાડ અને ચિતોડનો કિલ્લો મોગલો પાસેથી મેળવી ન શકાય ત્યાં સુધી મહેલ બંધાવવો નહિ, પલંગમાં સૂવું નહિ અને સોનારૂપાનાં વાસણમાં જમવું નહિ. શૂરા પ્રતાપસિંહે આ પ્રમાણે પ્રતિજ્ઞા

ીને બની શકે તેટલી તૈયારી કરી તેના પિતાએ ગુમાવેલું રાજ્ય પાછું મેળવવાનો ઉદ્યોગ આરંભ્યો મારવાડ, અંબર, સિરોહી વગેરે રજપુત રાજ્યો અકબરને તાબે થયા હતા ઘણાખરા રજપુત રાજાઓએ પોતાની કુંવરીઓ અકબરને આપી હતી, માત્ર મેવાડના રંગીલા રાણાએ પોતાની કન્યા મોગલને આપી ન હતી આથી અકબરનો વિચાર મેવાડને જેર કરવાનો હતો

એક વખત આમેરનો રાજા માનસિંહ, પ્રતાપસિંહને ત્યાં પરોણો થઈને આવ્યો હતો પ્રતાપે તેની પરોણાચાકરી કરી પણ તેની સાથે જમવા ન બેસે માનસિંહે તેને પોતાની સાથે જમવા બેસવા આગ્રહ કર્યો, ત્યારે તે ટેકીલા રાણાએ કહ્યું કે રજપુતની ટેક મૂકી મોગલને કન્યા આપનાર સાથે મારાથી જમવા બેસી શકાય નહિ આથી માનસિંહને ઘણો ગુસ્સો ચઢયો તેણે અકબરને ઉશ્કેરી પ્રતાપને વશ કરવા આગ્રહ કર્યો તેના પરિણામે હલદીઘાટનું પ્રખ્યાત યુદ્ધ થયું

અકબરનું મોટું સૈન્ય સલીમની સરદારી નીચે મેવાડમા આવી પહોચ્યુ પ્રતાપ પોતાના બાવીસ હજાર શૂરા રજપુતોને લઈને અરવલ્લી પહાડના હલદીઘાટના મેદાનમા અકબરના લશ્કર સામે આવી પહોચ્યો પ્રતાપ ઉપર આફત લાવનાર માનસિંહ પણ સલીમ સાથે આવ્યો હતો આ યુદ્ધમા પ્રતાપે ભારે શૌર્ય બતાવ્યુ સલીમના અંગરક્ષકોને હાર કરી તે તેના હાથી પાસે પહોચી ગયો અને પોતાના ઘોડા દૂર્દાની તેના ભારે ભાલા વડે સલીમને મારવા યત્ન કર્યો સલીમનો હોદો લોઢાના પતરાથી સુરક્ષિત કરેલો ન હોત તો અકબરનો વારસ પ્રતાપના ભાલાથી વિંધાઈ જાત સલીમના હાથી પાસે ભારે યુદ્ધ મચ્યુ તે વખત અનેક ઘાવી ઘવાએલો ગરણીઓ પ્રતાપ બચત નહિ, પણ ઝાલો રાજા માનસિંહ મોગલ દળને ભેદીને પ્રતાપ પાસે આવ્યો પ્રતાપને બદલે પોતાના પ્રાણ આપવાનો તેણે નિશ્ચય કર્યો પ્રતાપનુ છત્ર ખેચાવી લઈ તેણે પોતાના ઉપર ધરાવ્યુ, એટલે મોગલોએ તેને પ્રતાપ સમજી તેના ઉપર હલ્લા કર્યો ઝાલો રાણો અતુલ પરાક્રમ કરીને રણમા પડયો અને ઇતિહાસમા તેણે પોતાનુ નામ અમર કર્યું ચોપડીમા 'ઝાલા રાણાનુ પરાક્રમ' એ પાઠમા આ બાબતનુ રસિક વર્ણન કરેલુ છે

હલદીઘાટના યુદ્ધમા બાવીસ હજાર રજપુતમાથી માત્ર આઠ હજાર રજપુતો જીવતા રહ્યા પ્રતાપ પોતાના ચેતક નામના ઘોડા ઉપર ત્યાથી નાઠો તેની પાછળ એક ઘોડેસ્વાર પૂર વેગથી આવતો હતો તે ઘોડેસ્વાર પ્રતાપનો ભાઈ સક્તો હતો નાનપણમા પ્રતાપ સાથે અણબનાવ થવાથી તે અકબરને આશ્રયે ગયો હતો અને આ યુદ્ધમા તે અકબર તરફથી લડતા

આવ્યો હતો. પ્રતાપની દુર્દશા જોઈ તેના હૃદયમાં ભ્રાતૃપ્રેમ ઉભરાઈ આવ્યો, અને મહામુશ્કેલીથી નાસી છૂટતા પ્રતાપને સહાય કરવા તેની પાછળ દોડ્યો. પ્રતાપે જાણ્યું કે સકતો મને પકડવા આવે છે, એટલામાં તેનો ઘોડો પાસે આવી પહોંચ્યો સકતાની આંખમા આંસુ હતાં. તે આંસુમાં ભ્રાતૃપ્રેમનું પ્રતિબિંબ પ્રતાપે જોયુ. બન્ને ભાઈ પહેલાનું વેર ભૂલી જઈ ભાવથી ભેટ્યા. તે સમયે પ્રતાપનો પ્રાણથી પણ વહાલો ઘોડો ચેતક મરણ પામ્યો. સક્તાએ પોતાનો ઘોડો પ્રતાપને આપ્યો. બન્ને ભાઈ છુટા પડ્યા. સકતો સલીમ પાસે ગયો, સલીમે પૂછ્યુ કે તમારો ઘોડો ક્યાં ગયો! સક્તાએ બધી હકીકત કહી. સકતાનો ભ્રાતૃપ્રેમ જોઈ સલીમે તેને કંઈ પણ શિક્ષા ન કરતા કાઢી મૂક્યો. તે ઉદેપુર આવીને પ્રતાપને મળ્યો.

દિવસે દિવસે પ્રતાપની મુશ્કેલી વધતી ગઈ. તેના સાધનો ખુટતાં ગયાં. છેવટે ખાવાના પણ સાસા પડવા લાગ્યા. એક વખત ઘાસનાં બીઆનો રોટલો તેની કુંવરીના હાથમાંથી બિલાડી લઈ ગઈ, તેથી તેણે ભૂખને લીધે રોકકળ કરી મૂકી. આ હૃદયભેદક બનાવથી પ્રતાપને બહુ લાગી આવ્યું. તેની ધીરજ ખૂટી ગઈ અને તેણે અકબરને શરણે થવા માટે લખી જણાવ્યું.

પ્રતાપનો કાગળ વાચી અકબરને બહુજ આનંદ થયો. તે દિવસે તેણે પોતાના રાજ્યમા મહાન ઉત્સવ પાળવાનો હુકમ કર્યો. અકબરને શરણે રહેલા રજપુતોમાના કેટલાક આ બનાવથી ખુશી થયા અને કેટલાક નાખૂશ થયા. મેવાડની છેલ્લી આશા પ્રતાપ, આ પ્રમાણે શરણે આવવાથી મેવાડનુ ભાગ્ય હમેશને માટે પરવારી ગયું એમ સમજી દેશદાઝવાળા કેટલાક રજપુતોને બહુ લાગી આવ્યું. બિકાનેરના રાજાના ભાઈ પૃથ્વીરાજ જે અકબરનો આશ્રિત હતો; પણ તેના હૃદયમા પોતાના દેશનું અભિમાન હતું, તેણે પ્રતાપને એક કાગળ લખ્યો. તેમા તેણે પ્રતાપને જણાવ્યું કે રજપુતસ્થાનના બધા રાજા રાણાઓએ પોતાની આબરૂ ખોઈ છે. માત્ર મેવાડના રાણા પ્રતાપેજ પોતાની આબરૂ આજ સુધી સાચવી છે, ઓ પ્રતાપ! અમારી સઘળી આશા તારા ઉપર છે. અકબરે ઘણાખરા રજપુતોને ખરીદ કરી લીધા છે. તે ખરીદીમાથી માત્ર એક ઉદેસિંહનો બહાદુર દીકરો પ્રતાપજ બાતલ રહ્યો છે. તારા જેવો બહાદુર રાણો જ્યારે પોતાની સ્વતંત્રતા ખોઈ બેસશે, ત્યારે ક્ષત્રીની આબરૂ હંમેશને માટે પાતાળમાં પેસી જશે.

આ કાગળ પ્રતાપને મળ્યો. તેણે તે વાચ્યો, અને તેનું લોહી ઉકળી આવ્યું. શરણે થવાનો વિચાર તેણે તરતજ માંડી વાળ્યો અને પ્રભુને આશરે પોતાના પ્રયત્ન ચાલુ રાખ્યા. છેવટે કંઈ પણ આધાર નહિ રહેવાથી તેણે પોતાનો દેશ છોડવાનો નિશ્ચય કર્યો. પોતાના થોડા સાથીઓ અને કુટુંબને

લઈ તે અરવલ્લી પર્વત ઉતરી રણુ સુધી આવી પહોંચ્યો. ત્યાં પડાવ નાખીને પોતાની જન્મભૂમિ તરફ નજર નાખી. તેની આંખો અશ્રુપૂર્ણ થઈ. ચારે તરફ નિરાશા સિવાય કંઈ પણ નજરે પડતું ન હતુ. એટલામા દૂરથી ધૂળ ઊડતી દેખાઈ. થોડીવારમાં એક ઘોડેસ્વાર નજીક આવી પહોંચ્યો. તે વૃદ્ધ હતો. ઘોડેથી ઉતરીને તરતજ તે પ્રતાપને ભેટી પડયો, અને પોતાનાં આંસુથી તેને નવરાવી દીધો. પછી તે બોલ્યો ઓ ! મારા અન્નદાતા પ્રતાપ ! તું કયાં જાય છે ? તું જશે તો પછી મેવાડનું શું થશે ? તારા વડે અમે બધા અને મેવાડ ઉજળું છે, માટે હિંમત ન હાર, અને તું પાછો વળ. પ્રતાપે નિરાશા ભરેલી વાણીથી કહ્યું કે ભામાશાહ ! આપ ખરૂં કહો છો, પણ પ્રભુની ઇચ્છા પ્રતિકૂળ છે. સાધનના અભાવે નકામા ફાંફાં મારવાં તે માત્ર અંધારાં ઉલેચવા જેવું છે, માટે આ રસ્તો લીધા સિવાય બીજો કોઈ પણ ઉપાય રહ્યો નથી. ભામાશાહે કહ્યું કે મારા પ્રતાપ ! સાધન માટે તું જરા પણ ચિંતા ન કર. મારી પાસે જે કંઇ છે તે સર્વસ્વ તારૂં છે. મારી સઘળી દોલત હું તારા ચરણમાં મૂકું છું. તેનો તું ઉપયોગ કર, અને તારૂં મેવાડ પાછું મેળવ. ભામાશાહની રાજભક્તિ અને દેશભક્તિ જોઈને સૌની આંખમાથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. પ્રતાપ પાછો ફર્યો. ભામાશાહે પચીસ-હજાર માણસોને બાર વરસ સુધી નિભાવી શકાય એટલું દ્રવ્ય પ્રતાપને આપ્યું.

આ પ્રમાણે મદદ મળવાથી નિરાધાર સિંહની નિરાશા જતી રહી. તે તેના ખરા સ્વરૂપમાં પ્રકાશ્યો. તેણે એક પછી એક મેવાડના કિલ્લા લેવા માંડયા. દેવલ, કોમલમેર વગેરે ૩૨ કિલ્લા પ્રતાપે સર કર્યા. માત્ર ચિતોડ સિવાય તેણે લગભગ આખું મેવાડ જીતી લીધુ. ચિતોડ લેવાની તેની અભિલાષા પાર ન પડી, કારણકે તે લેના પહેલાં તેનો અંતકાળ નજીક આવી પહોંચ્યો. મરતી વખતે પ્રતાપનો નિશ્વાસ જોઈ તેના વિશ્વાસુ સર-દારોએ પૂછ્યું કે રાણાજી ! નિઃશ્વાસ કેમ મકો છો ? પ્રતાપે કહ્યું કે મારો દીકરો અમરસિંહ એશઆરામી છે, માટે તમે પ્રતિજ્ઞા લો કે અમે મેવાડની આબરૂ સાચવીશું. સરદારોએ પ્રતિજ્ઞા લીધી અને પ્રતાપે દેહ મૂક્યો.

ચિતોડનો કિલ્લો લઈ શકાયો ન હતો, તેથી પ્રતાપે મરતાં સુધી મહેલ બંધાવ્યો ન હતો, અને બીજી પ્રતિજ્ઞાઓ પણ સંપૂર્ણપણે પાળી હતી. ધન્ય છે પ્રતાપ જેવા ટેકીલા અને રણશૂરા રાણાને !

ઉપર પ્રમાણે પ્રતાપસિંહના જીવનચરિત્રના પાઠમા વીરરસ અને કરુણરસની જમાવટ બહુ સારી રીતે કરી શકાશે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
હેડમાસ્તર, પ્રેકિટસિંગ સ્કૂલ.

૧ ૨
વળ કાઢયો ભામે ખરો, દઈ પાંસળીએ વળ;
૩ ૪
મૂછે વળ દઈ વળ હવે, ટેકી પ્રતાપ પ્રબળ.

૧ કામ કર્યું; અણીને વખતે કામમાં આવ્યો. ૨ ખૂબ મહેનત કરી. ૩ મૂછે વળ દઈ=બહાદુરી બતાવી. ૪ પાછો વળ.

ભાવાર્થ—ભામાશાના બાપદાદાએ પાસળીએ વળ દઈ જે પૈસો બચાવ્યો હતો તે પ્રતાપ રાણાને ખરે વખતે આપી તેનુ કામ કાઢયું, અને કહ્યુ કે હે ટેકીલા અને બળવાન પ્રતાપ! તું બહાદુર પાછો વળ. મતલબ કે મેવાડની ભૂમિ છોડીને જઈશ નહિ.

**ત્રિભુવન દેવશી રાઘવાણી**
બી. આ. તા. સ્કૂલ નં. ૨. વઢવાણ શહેર.

## શિક્ષકની યોગ્યતા

જે શિક્ષક બાળકોનું ધ્યાન સારી રીતે આકર્ષી શકતો નથી, તે શિક્ષકની યોગ્યતાને પામ્યો નથી એમ કહી શકાય.

બાળકોનુ વિષય પરત્વે ધ્યાન ખેંચવા માટે, અને વિષયમાં રસ લેતા કરવા માટે શિક્ષકની યોગ્યતા અગ્રસ્થાન ભોગવે છે. પ્રભાવશાળી શિક્ષક વર્ગમા જાય છે કે તરતજ વિદ્યાર્થીઓના મનમા શિક્ષક આવ્યા, એવો ભાસ થાય છે આળસ જતાની સાથેજ વિદ્યાર્થીઓ સ્વસ્થ થઈ જાય છે. પોતાની ગમે તેવી આતરઇચ્છાઓને મેકેલી લે છે અને એકાગ્રચિત્તથી શિક્ષકને સાંભળવા ઇંતેજાર થાય છે. આ ઇતેજારી બાળકનું ધ્યાન ખેંચે છે, અને વિષયમાં રસ લેતો કરવા માટે તેને તત્પર બનાવે છે. આવી રીતે સ્વેચ્છાનુસાર ગ્રહણ કરેલું જ્ઞાન બાળક કદી ભૂલતો નથી. મોટા મનુષ્યો કરતાં બાળકનામા તુલનાશક્તિ વધારે હોય છે. ગમે તેવો અજાણ્યો શિક્ષક વર્ગમા જાય તેની સાથેજ વિદ્યાર્થીઓ શિક્ષકની તુલના કરી લે છે, એટલે પ્રથમ દિવસેજ જો વિદ્યાર્થીઓના મગજ ઉપર શિક્ષકનો સારો પ્રભાવ પડે તોજ તે બાળકોને શિક્ષણમા રસ લેતા કરી શકે અને કોઈપણ પ્રકારની બેદરકારી બતાવતાં બાળકો અચકાય. વિદ્યાર્થીઓ ઉપર પ્રભાવ પાડવા માટે અને તેમને વિષય પરત્વે આકર્ષવા માટે નીચેની બીના ધ્યાનમા લેવા જેવી છે'—

શિક્ષકની ઉંચાઈ વિદ્યાર્થીઓની ઉંચાઈના પ્રમાણમાં વધુ હોવી જોઈએ. ઉંચાઈના પ્રમાણમાં શરીર ભરાવદાર હોવું જોઈએ, તેમજ કોઈ-પણ જાતની ખોડ વિનાનું હોવું જોઈએ. મુખાકૃતિ પણ ભવ્ય જોઈએ, અને ચપળ નેત્ર જોઈએ. આવો સાધનસંપન્ન શિક્ષક ગમે તેવા વિદ્યાર્થીઓ ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે. બાળકો ઉપર પ્રભાવ પાડવાની શક્તિ એ શિક્ષકનું પ્રથમ પ્રમાણપત્ર છે. ઉપર્યુક્ત કુદરતી સાધનો ઉપરાંત શિક્ષક તરીકેની યોગ્યતા મેળવવા માટે શિક્ષકે યોગ્ય પહેરવેશ રાખવો જોઈએ. શિક્ષકનો યોગ્ય પહેરવેશ ન હોય તો બાળકો ઉપર તેની સારી છાપ પડતી નથી માટે પહેરવેશ પણ શિક્ષકને યોગ્ય જોઈએ. યોગ્ય એટલે મોંઘો કે ખર્ચાળ નહિ, પણ સાદો, સ્વચ્છ અને શિક્ષકને છાજે તેવો હોવો જોઈએ. પહેરવેશ પણ શિક્ષકની યોગ્યતાનું બીજું પ્રમાણપત્ર છે.

શિક્ષકનો અવાજ એ શિક્ષકની યોગ્યતાનુ ત્રીજું પ્રમાણપત્ર છે. શિક્ષકનો અવાજ જો કિલષ્ટ કે ખોખરો હોય તો બાળકો ધ્યાન આપતાં નથી; માટે અવાજ પણ મધુરો, મીઠો અને આકર્ષક જોઈએ. વળી સમયાનુસાર અવાજમાં ફેરફાર કરવાની શિક્ષકનામાં શક્તિ જોઈએ. અવાજમાં પણ મિઠાશ તથા ભય અને પ્રેમની લાગણી જોઈએ. અવાજ બાળકોનાં મન હરવામાં સાધનરૂપ છે. કેટલાક શિક્ષકો વર્ગમાં સોટી લેઈ આમતેમ ફરવામાં, વિદ્યાર્થીઓને ગમે તેવી રીતે બોલાવવામા, બાળકો સમક્ષ કિલષ્ટ ભાષા વાપરવામાં અને કાનપટી પકડવામા પોતાને શિક્ષકની યોગ્યતાને પૂર્ણ દરજ્જે પહોંચ્યા હોય એમ માને છે. આવું વર્તન હોવા છતાંય "**परोपदेशे पाण्डित्यं**" કરવામાં અને બાળકના વિધાતા તરીકે બણગાં ફુંકવામાં પાછી પાની કરતા નથી. શિક્ષકોએ યાદ રાખવું જોઈએ કે બાળક એ અનુકરણ કરનાર પ્રાણી છે. શિક્ષકની જેવી રીતભાત તે જુએ છે તેવીજ રીતભાત, તેવીજ ચેષ્ટાઓ અને તેવુંજ વર્તન તે ગ્રહણ કરે છે અને તેવીજ જાતના સંસ્કાર તેના બંધાય છે; એટલે શિક્ષકે મનસા, વાચા અને કર્મણાથી આદર્શ અને યોગ્ય રીતભાત રાખવી જોઈએ. યોગ્ય રીતભાત પણ શિક્ષકની યોગ્યતાનું ચોથું પ્રમાણપત્ર છે.

હવે શિક્ષકના જ્ઞાન વિષે વિચાર કરીએ. શિક્ષક જ્ઞાની હોય પરંતુ શીખવવાની શૈલીથી અજ્ઞાત હોય, બાળકોને સમજાવવાની કે માર્ગદર્શક થવાની શક્તિ તેનામાં ન હોય તો તે જ્ઞાન શા કામનું ? શિક્ષકની બધી યોગ્યતાનો મૂળ પાયો જ્ઞાન છે. શિક્ષક સારો જ્ઞાની હોવો જોઈએ. જ્ઞાન સાથે

વાનગી મેળવવાને ઘટતી તમામ વિધિ કરી છે. છતાં જોઈતે નહિ મળી શકે તો નેપલ્સથી દક્ષિણ યુરોપનાં બંદરોએ થોભતી ઇન્ડો ચાયના ફ્રેન્ચ-સ્ટીમર લાઈનમાં મુસાફરી કરી વચ્ચે આવતાં એથેન્સ, કોન્સ્ટાન્ટીનોપલ, સ્મર્ના, પાલેસ્ટાઈન અને જેરૂસલેમ આગળ થઈ પોર્ટસૈયદ, એડન અને કોલંબોદ્વારા મદ્રાસ જવાય છે. મદ્રાસથી ઉત્તર હિન્દ તરફ મુસાફરી કરી ત્યાંની જોવા લાયક કેળવણીની સંસ્થાઓ તથા ઐતિહાસિક સ્થળો જોઈ, મુંબઈથી મોમ્બાસા પાછા આવશે. અત્રેના તેમજ હિંદના તેમના મિત્રોની ખાસ ઇચ્છા અને ભલામણથી ઉપલી મુસાફરીનું વર્ણન-શિક્ષણયાત્રાનો સવિસ્તાર હેવાલ ગુજરાત શાળાપત્રમાં મોકલવા મિ. જોશીએ કબુલ કર્યું છે. એથી બીજા શિક્ષકોને પણ તેમની શિક્ષણયાત્રાનો પરોક્ષ લાભ મળી શકશે.

આ મુસાફરી કરવામાં અત્રેની ગવર્મેન્ટે તેમને બની શકતી નાણાંની, રજાની તેમજ બીજી અનેક મદદ કરી છે જે ઇચ્છવા યોગ્ય છે.

આ પહેલાં મિ. જોશીએ, સ્કાઉટ માસ્તર મિ. મહેન્દ્ર અને સ્કાઉટો સાથે પૂર્વઆફ્રિકાના ચારે પ્રદેશ-કેન્યા, યુગાન્ડા, ટાંગાનિકા અને ઝાંઝીબારની લગભગ ત્રણ હજાર માઇલની મુસાફરી કરી સ્થાનિક અનુભવ પણ મેળવ્યો છે. એ મુસાફરીમાં તેમણે સ્કાઉટોદ્વારા સંવાદ ભજવાવી લગભગ પાંચેક હજાર શિલિંગ મેળવ્યા હતા, જેમાથી હાઇસ્કૂલે સ્કાઉટીંગ તેમજ સ્પોર્ટને લગતાં સાધનો ખરીદ્યાં છે. એક પ્રિન્ટીંપ્રેસ પણ ખરીદી તેની મદદથી વિદ્યાર્થીઓદ્વારા લખાણનું કંપોઝ કરાવી એક ત્રિમાસિકપત્ર '**અલીદીના**' બહાર પાડવામાં આવે છે.

મિ. જોશી અમદાવાદ પી. આર. ટ્રેનિંગ કૉલેજના ત્રીજાવર્ષના ટ્રેઇન્ડ શિક્ષક છે. ગુજરાતમાંથી ત્રણ ગવર્મેન્ટ શિક્ષકોની માગણી અત્રેની ગવર્મેન્ટે કરી હતી તે મુજબ મિ. પુંજાણી, મિ. જૈતલી અને મિ. જોશીની નિમણુક આ કોલોનીમાં સને ૧૯૨૫ માં કરવામાં આવી હતી. તે પૈકી મિ. પુંજાણી અને મિ. જૈતલીના કરાર પુરા થતાં તેમની નોકરી પાછી આપવામાં આવી છે, પરંતુ મિ. જોશીને અહીંની ગવર્મેન્ટે અત્રે કાયમ કરેલા છે અને તેમની હિંદની નોકરી અહીંની સર્વિસ સાથે જોડી દીધી છે. અત્રેની હાઇસ્કૂલમાં તે નીમાયા તે પહેલાં છેલ્લાં સાત વર્ષથી દાહોદ ભીલ સેન્ટ્રલ સ્કૂલમાં હેડમાસ્તર તરીકે કામ કરતા હતા. ત્યા પણ તેમણે શિષ્યો શિક્ષકો, અને ઉપરી અધિકારીઓનાં મન સંપાદન કર્યા હતાં.

પૂર્વ આફ્રિકામાં હિંદીઓની વસ્તી લગભગ પચાસ હજાર છે. અહીંની ખાનગી અને સરકારી સ્કૂલોમા હિંદમાં ચાલતી ટેક્સ્ટબુકો ચાલે છે કે જે હિંદની પરિસ્થિતિને લક્ષમા લઈ નેજ રચવામાં આવેલી છે. અહીંનું વાતાવરણ અને પરિસ્થિતિ તદ્દન જુદી છે, તેમજ અત્રેની સ્કૂલોને ઈંગ્લંડની યુનિવર્સિટીઓ સાથે પરીક્ષાનો સંબંધ હોવાથી અભ્યાસક્રમમાં પણ ઘણો તફાવત છે. આથી ઘણી મુશ્કેલી ઉભી થાય છે. મિ. જોશીને હિંદની સ્કૂલોનો ૧૫ વર્ષનો અનુભવ છે. અત્રેની સ્કૂલોનો ૮ વર્ષનો અનુભવ છે. તે ઉપરાંત યુરોપ અને આફ્રિકાના બીજા ભાગોનો અનુભવ આ મુસાફરીથી મેળવશે. એ અનુભવ, પૂર્વઆફ્રિકાની સ્કૂલો માટે કેટલીક ટેક્સ્ટબુકો લખવા મિ. જોશી વિચાર રાખે છે તેમાં વધુ ઉપયોગી થઈ પડશે.

મિ. જોશીને, વિદાયગીરીના માનમા સ્ટાફ તરફથી આપવામાં આવેલા માનમેળાવડામા પ્રિન્સિપાલ મિ. ડોલ્ટન, વાઇસપ્રિન્સિપાલ મિ. બાર્ટન તથા ચીફ ઇન્સ્પેકટર મિ. બ્રેડશોએ હાજરી આપી તેમના કામનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. આ પ્રમાણે પી. આર. ટ્રેનિંગ કૉલેજમાં ટ્રેઇન્ડ થએલા, એક પ્રાથમિક શાળાના શિક્ષક પોતાની કાર્યદક્ષતાથી ક્રમેક્રમે કોલોનીની હાઇસ્કૂલ સુધી પહોંચે અને તેમા સફળતા મેળવી ઉપરીઓના તથા મિત્રોના આશીર્વાદ સાથે યુરોપની શિક્ષણયાત્રા કરવાને ભાગ્યશાળી થાય તે ગુજરાતને ગુજરાતી શિક્ષકોને અને અમદાવાદ પી. આર. ટ્રેનિંગ કૉલેજને ગૌરવ લેવા જેવું છે.

આ લેખ લખવાનું પ્રયોજન મિ. જોશીની પ્રસંશા પ્રસિદ્ધ કરવાનું નથી પરંતુ બીજા ઉત્સાહી શિક્ષકોને પણ આવાં સાહસ કરવાનું પ્રોત્સાહન મળે તે છે.

મોમ્બાસા.
તા. ૧૭–૮–૩૩ } બી. ડી. ભટ્ટ, બી. એ.

## ભરૂચ સેનિટરી એસોસિએશનનો ૧૯મા વર્ષનો અહેવાલ સને ૧૯૩૨–૩૩

વર્ષ દરમિઆન મંડળના જુદા જુદા કામની પ્રવૃત્તિઓ:—વર્ષ દરમિઆન શહેરમાં ૨૫ અને જિલ્લાના ગામોમાં ૨૦ મળી કુલ ૪૫ મેજિકલેન્ટર્નનાં ભાષણો "શારીરિક આરોગ્ય," "પાણીની સ્વચ્છતા," "મેલેરીઆ," "શીતળા

"ગુવાવડ," અને "બાળહિત" વગેરે વિષયો પર એસોસિએશનના ડેમોન્સ્ટ્રેટર મિ. ચીમનલાલ ટી. શાહે આપ્યા હતા.

ભરૂચ ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના સુપરવાઇઝર મિ. એ. એમ. શાસ્ત્રીએ એસોસિએશનની સ્લાઇડ્ઝથી જિલ્લાની લોકલબોર્ડ સ્કૂલોમાં આરોગ્યના વિષય પર ૧૦ મેજિકલેન્ટર્નના ભાષણો આપ્યા હતા. ઉપરાંત સચિત્ર પોસ્ટર સાથેના ભાષણો પણ આપવામાં આવ્યા હતા, તેમજ મદ્રાસ હૅલ્થ ડિપાર્ટમેન્ટ તરફથી મંગાવેલા શીતળાના પોસ્ટરો ભરૂચ સીટી મ્યુનિ. મારફતે શહેરના જાહેર સ્થળોએ ચોંટાડવામાં આવ્યા હતા તથા શીતળાને લગતા હેંડબીલો છપાવી શહેર અને જિલ્લાના ગામોમાં વહેંચવામાં આવ્યા હતા.

સિનેમા મારફતે ભાષણો—ભરૂચ સેનિટરી એસોસિએશનના સિનેમા મશીનથી ડિરેક્ટર ઑફ પબ્લિક હૅલ્થ બંગાળ, તરફથી મોકલવામાં "બાળસંભાળ" તથા આરોગ્યને લગતી સિનેમા ફીલમો બતાવવામાં આવી હતી, અને શહેરમાં પ્રદર્શનો ભરવામાં આવ્યા હતા. દાંત અને મોઢાનું આરોગ્ય, ક્ષય, બાળઉછેર વગેરે વિષયો સંબંધી પત્રિકાઓ, પોસ્ટરો વગેરે સાધનોથી માહીતી આપવામાં આવી હતી.

મ્યુનિ.ના મહિલા વિદ્યાલયમાં દર્દીની સારવાર તથા હાઇજિનનો એક વર્ગ ચલાવવામાં આવ્યો હતો, તથા જે. એન. પીટીટ ગર્લ્સ સ્કૂલની ઉપલા ધોરણની છોકરીઓ માટે દર્દીની સારવારના ડેમોન્સ્ટ્રેશનનો એક વર્ગ ડૉ. એન. વી. પટેલ, એમ. બી. બી. એસની મદદથી ચલાવવામાં આવ્યો હતો, અને ૪૩ છોકરીઓએ આ વર્ગમાં હાજરી આપી હતી જેમાં દર્દીની સારવાર માટેના પ્રત્યક્ષ પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા.

ઇનામી નિબંધ—મર્હૂમ ડૉ. જમશેદ ટી. મુનસફ મેમોરિઅલ ફંડમાંથી "શારીરિક આરોગ્ય"ના વિષય પર એક ઇનામી નિબંધ લખાવવામાં આવ્યો હતો અને કુલ ૫૨ નિબંધો મળ્યા હતા. વળી "ભરૂચ સેનિટરી એસોસિએશનના મ્યુઝિઅમમાં મેં શું જોયું" તે વિષે શહેરની સ્કૂલોમાં તથા "મારા ગામની સ્વચ્છતા શી રીતે વધારવી" તે વિષે જિલ્લાની સ્કૂલોમાં નિબંધો લખાવવામાં આવ્યા છે. જિલ્લાઓના ગામોના કુવાઓના પાણી સાફ કરવા પોટાશ પરમેંગનેટ તથા નારૂની માવજતના સાધનો આપવામાં આવ્યા હતા.

બાળહિત અને આરોગ્યઉજવણી—સેનિટરી એસોસિએશન તરફથી દરવર્ષ મુજબ છઠ્ઠી બાળહિત અને આરોગ્યઉજવણી ડિસેમ્બર માસમાં તા. ૨૭ થી ૨૯ મી સુધી શહેરમાં દશાલાડની વાડીમાં કરવામાં

આવી હતી, અને તેને અંગે બાળહિત અને આરોગ્યને લગતા વિષયોના જુદા જુદા વિભાગો કરી એક આરોગ્યપ્રદર્શન ભરવામાં આવ્યું હતું. એસોસિએશનના મોડેલો, પોસ્ટરો વગેરે તમામ સાધનો આરોગ્ય પ્રદર્શનમાં મૂકવામાં આવ્યાં હતાં. બાળહિત ઉજવણીના પ્રોગ્રામમાં તંદુરસ્તીને લગતા સંવાદ અને ભાષણો થયા પછી સિનેમા બતાવવામાં આવ્યો હતો. ભરૂચ સ્ત્રીમંડળની બાળાઓએ મેળાવડામાં સંગીત, ગરબા વગેરેના કાર્યક્રમથી બાળહિત ઉજવણીના કામને સારી મદદ આપી હતી. જે માટે ભરૂચ સ્ત્રીમંડળનો આભાર માનવામાં આવે છે. મે. ડિરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ બેંગાલ, તરફથી મોકલવામાં આવેલી મેલેરીઆ, કોલેરા અને બાળહિતની સિનેમા ફીલ્મો દશાલાડની વાડીમાં તથા શહેરના બીજા ભાગમાં બતાવવામાં આવી હતી. બેબીવીકને અંગે પહેલે દિવસે બેબીવીકના જોઈન્ટ ઓનરરી સેક્રેટરિ ખાન બહાદુર ડો. બલસારા, ભરૂચના સિવિલ સર્જન સાહેબ તથા મિ. કે. એ. બાલા, તથા સેનિટરી એસોસિએશન અને રેડક્રોસ સોસાઈટીના જોઇન્ટ ઓનરરી સેક્રેટરિ ખાનસાહેબ સોરાબજી બ. જીનવાલાએ પ્રસંગને અનુસરતાં ભાષણો કર્યાં હતાં. સરદાર ભાસાહેબ રાયસીંગજી એમ. એલ. સી. કેરવાડાના ઠાકોર સાહેબના શુભ હસ્તે બેબીવીક ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. તારીખ ૩૦–૧૨–૧૯૩૨ના રોજ સર શાપુરજી ભરુચા હોલમાં બાળકોનો જલસો રાખવામાં આવ્યો હતો, અને તેમાં તંદુરસ્ત બાળકોને સૌ. ઇન્ચ્છાલક્ષ્મી હીરાલાલ નાળિએરવાળાના શુભહસ્તે ઇનામો વહેંચી આપવામાં આવ્યા હતા. તંદુરસ્તીની હરિફાઈમાં ૧૫૬ બાળકો લાવવામાં આવ્યાં હતાં અને તેમા ૨૬ તંદુરસ્ત બાળકોને ઇનામો વહેંચી આપવામા આવ્યાં હતાં, તથા બાળહિતને લગતી સિનેમા ફિલ્મ બતાવવામાં આવી હતી. આ વર્ષે બાળહિત ઉજવણીનો લાભ સ્ત્રીઓએ સારા પ્રમાણમાં લીધો હતો. આ કામમાં જુનિઅર રેડક્રોસ તરફથી દલાલ અને પાયોનિઅર હાઇસ્કૂલોના વિદ્યાર્થીઓએ સારી મદદ કરી હતી.

જિલ્લાના દરેક ગામે બાળહિત ઉજવણી કરવામાં આવી હતી અને તેને અંગે નાના આરોગ્ય પ્રદર્શનો કરવામા આવ્યાં હતાં તથા બાળહિત ઉજવણીના ઉદ્દેશો તથા બાળહિતનાં ભાષણો આપવામાં આવ્યાં હતાં.

શહેર તથા જિલ્લામાં આંખની દવા, તાવની દવા, તાત્કાલિક ઇલાજની દવાઓ આપવામાં આવી હતી. તેમજ વૈદકીય શિક્ષણવર્ગ ખોલવામાં આવ્યો હતો જેમાં શિક્ષકોએ સારો લાભ લીધો હતો. આ કાર્યને અંગે આરોગ્યસંગ્રહસ્થાન પણ રાખવામાં આવ્યું છે. એસોસિએશનને મુંબઈ

સરકાર તરફથી તેમજ ભરુચ ડિ. લો. બો. અને મ્યુનિસિપોલિટિ તરફથી કેટલુંક ખરચ મળે છે, તેમજ અન્યસંસ્થા તેમજ વ્યક્તિઓ તરફથી મદદ મળતી રહે છે.

આરોગ્યસંગ્રહસ્થાન તથા આરોગ્યને લગતી લાયબ્રેરી:—આરોગ્ય-સંગ્રહસ્થાનમા ૧૧૬ મોડેલો, ૮૦ પોસ્ટરો. ૨૦ નમુનાઓ, ૨૭૩ ચાર્ટસ અને ૭૬૩ મેજિકલેન્ટર્ન સ્લાઇડઝ તથા ટ્રાવેલીંગ એકિઝબીશન માટે મોડેલો, ચાર્ટસ વગેરેનો સેટ રાખવામા આવ્યો છે. આરોગ્યને લગતી લાયબ્રેરીમા ૭૦૪ ચોપડીઓ છે. મ્યુઝિઅમ હોલમાં એસોસિએશનના મેમ્બરો તથા વિદ્યાર્થીઓને તંદુરસ્તીને લગતી સિનેમા ફીલમો તથા મેજિક-લેન્ટર્નની સ્લાઇડઝો બતાવવામાં આવે છે. વરસ દરમિઆન લેડી ઇન્સ્પે-ક્ટ્રેસ ઓફ ફેકટરીઝ તથા લેડી સુપ્રિન્ટેન્ડ ઓફ આઇ. પી. મિશન સુરતે આરોગ્યસંગ્રહસ્થાનની મુલાકાત લઈ પોતાના ઉંચા અભિપ્રાયોની નોંધ કરી છે. તેમજ આર. એસ. દલાલ હાઇસ્કૂલ, પીટીટ ગર્લ્સ સ્કૂલ તથા જિલ્લાના વિદ્યાર્થીઓ, બાળાઓએ તથા જાહેર પ્રજાએ આ આરોગ્યસંગ્રહ-સ્થાનનો સારો લાભ લીધો હતો.

## ભૌગોલિક પર્યટણ–શાહીબાગ

અમે તા. ૨-૯-૩૩ ના રોજે શનિવારે બપોરે ૪-૩૦ વાગતાં શાહીબાગ પહોંચ્યાં. અમારી દસ દસ સ્કૉલરોની ટુકડીઓ અનુક્રમે ગઇ હતી. તે દરેક ટુકડીને અમારા ભૂગોળના શિક્ષકે પ્લાન દોરવાનું કામ સોંપ્યું. કમિશ્નર સાહેબના બંગલાથી દરેક ટુકડી અનુક્રમે ૧૦૦-૧૦૦ ડગલાં આગળ વધી જે જગા નક્કી થાય તે જગાનો તેને પ્લાન દોરવાનો હતો. અમારી દસ ટુકડીઓ આખા શાહીબાગના વિસ્તારમાં દસ જગાએ વહેંચાઈ ગઈ, અને પોત પોતાનો પ્લાન દોરવાનું કામ શરૂ કરી દીધું. દરેકે સ્કેચબુક, રબર, પેન્સિલ, માપવાનાં સાધનો વગેરે સાથે લઈ લીધાં હતાં. અમારી ટુકડીને ભાગ એક પૂલનો પ્લાન દોરવાનો આવ્યો હતો. પ્લાન દોરતાં પહેલાં અમે અમારી સ્કેચબૂકમાં તેનું ચિત્ર પાડી લીધું. પછી અમે નીચે પ્રમાણે તેનું માપ લીધું.

કમિશ્નર સાહેબના બંગલાથી અમે ૨૧૦૦ ફૂટ ઉત્તરમાં આવ્યા હતા. એ રસ્તો કૅમ્પ તરફ જતો હતો. અમારા પૂલની ઉત્તર દક્ષિણ લંબાઈ ૪૦' હતી અને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૨૦' હતી. નીચેનું તળાઉ

૨૦' ઊંડુ હતું. એ પૂલની નીચે કરેલા ચણતર વચ્ચેની પહોળાઈ ૧૦' હતી. એવા નાનકડા પુલ ઉપરથી મોટી મોટી નદીઓના પુલનો ખ્યાલ અમને આવતો હતો.

એ પુલ ઉપર ઉભા રહી પશ્ચિમ દિશાએ નજર કરતાં એક મોટી ખીણુ માલમ પડી. એ ખીણુની ઉપરની પહોળાઈ ૯૦' હતી. મધ્યની પહોળાઈ ૮૦' હતી અને તળીઆની પહોળાઈ ૩૦' હતી. એ ખીણુ ઉપરની જમીનની સપાટીથી તળીઆની સપાટી સુધી ૫૦' ઊંડી હતી. એ ખીણુની પેલીમેર સાબરમતી નદી જોવામા આવતી હતી. સાબરમતી નદી સુધી એ ખીણુની લંબાઈ ૧૫૦' હતી એ ખીણુમા એક પગરસ્તો માલમ પડતો હતો. પૂલથી ૫૦' દૂર એ ખીણુનુ તળીઉં ફક્ત ૧૫' સાંકડું હતું. આગળ જતાં નદી પાસે તળીઆની પહોળાઈ ૨૦' હતી. સાબરમતી નદીનું વહેણુ અમારા પુલને સમાંતર ઉત્તરથી દક્ષિણુ વહેતું હતું અને આગળ જતાં તે વહેણુ પશ્ચિમમાં વળ્યું હતુ.

એ નદીની પહોળાઈ આસરે ૩૦૦ ફુટ હતી. નદીની પેલી બાજુએ લગભગ ૫૦૦' પહોળું મેદાન હતું. તેમા લીલું ઘાસ ઉગેલું માલમ પડતું હતું. એ મેદાનમા રેલવેના રસ્તા ઉપર આગગાડીના ડબ્બાની હાર જણાતી હતી. એ ડબ્બાની પેલી બાજુનો પૃથ્વીનો કેટલોક ભાગ પણુ દષ્ટિમર્યાદામાં આવતો હતો. ત્યાં નાના મોટા પુષ્કળ ઝાડો હતા. ત્યાં આકાશ અને પૃથ્વી ક્ષિતિજમાં મળી ગયા હોય એમ લાગતું હતું. ખીણુની દક્ષિણે કેટલાંક ખેતરો હતાં અને ઉત્તરે ઘાસચારાની જમીન હતી.

ઉપર દર્શાવ્યા મુજબ ચોકસ માપ લઈ ૨૦'=૧'' એ સ્કેલ લઈ તેનું માપચિત્ર ( પ્લાન ) એક મોટા કાગળમા પાડયું, જેનો નમુનો આ સાથે આપવામાં આવ્યો છે.

એ સિવાય નદીની પાસે જઈ નિશાળનાં ભૂગોળને લગતી ઘણી બાબતો શીખવાની મળી હતી. પાણીના વહેણુથી જમીનના જુદા જુદા આકારો બન્યા હતા. જમીનની અણી લાંબી થઈ નદીના પાણીમાં ગઈ હતી. તેમ પાણીનો કેટલોક ભાગ જમીનમા ગએલો જણાતો હતો. કોઈ જગાએ પાણીનો ભાગ ત્રણે બાજુએ જમીનથી ઘેરાએલો જણાતો હતો. તેનાથી ઉલટું જમીનનો મોટો ભાગ ત્રણે બાજુએ પાણીથી વીંટળાએલો જણાતો. આ ઉપરથી ભૂશિર, અખાત, ઉપસાગર, દ્વીપકલ્પ વગેરે ભૂગોળને

આપણે આપણા બાળકોને તળાવ કે નદી આગળ લઈ જઈ ત્યા જમીન અને પાણીના કિનારા આગળ બનેલા અનેક આકારો ઉપરથી ભૂગોળની વ્યાખ્યા શીખવીશું તો તેની છાપ બાળકોના મગજમાં સચોટ પડશે. તેજ પ્રમાણે નિશાળ અને તેના ઓરડાનું માપ લઈ તેનું માપચિત્ર પ્રથમ દોરતાં શીખવીશું તો ગામના, તાલુકાના કે જિલ્લાના નકશાઓનો ખ્યાલ તેમના મગજમા સ્પષ્ટ થશે, અને એવી રીતે આપેલા ભૂગોળના પાઠો હંમેશાં ફળદાયી નીવડશે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ. **સ્કોલર ગોવિંદજી ભાણાભાઈ ચાંપાનેરી**

---

## જાહેરખબર

---

ગવસાહેબ માધવલાલ હરીલાલ સ્મારક ફંડની કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે પંચમહાલ જિલ્લો, પંચમહાલ એજન્સિ, રેવાકાંઠા, મહીકાંઠા અને પાલણપુર એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦) એકે ત્રીસના ઇનામનાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગોઠવણ કરી છે. પરીક્ષા તા. ૧૧–૧૨–૩૩ ને સોમવારના રોજ અમદાવાદની ધી મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમા સદરહુ કૉલેજના લેડી સુપરીન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર સાહેબ લેશે. પાઠનો વિષય અને વર્ગનું નામ એક કલાક અગાઉ જણાવવામા આવશે. સઘળી અરજીઓ તા. ૫–૧૨–૧૯૩૩ સુધીમાં પોતાના ઉપરી અધિકારી મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ સાહેબ તરફ ઉમેદવારે મોકલવી. પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રીશિક્ષકો આ ઇનામ માટે હરિફાઈ કરી શકશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેન. } **મિસ બેપ્ટિસ્ટા**

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનુ નામ. | ગ્રંથકર્તાનુ નામ. | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા | શા માટે મંજુરી આપવામા આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | ઝનાના ઉર્દુ ફોર્મ હિસ્સા-એ-અવ્વાલ, ૧૯૩૨ | મૌ'ની ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર | મૌલ્વી ફીરોઝુદ્દીન એન્ડ સન્સ, લાહોર. | ૦—૪—૦ | છોકરીઓની ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ધોરણ ૧ લા માટે પાઠ્યપુસ્તક તરીકે. | |
| ૨ | ,, ,, દુવ્વુમ ,, | ,, | ,, | ૦—૭—૦ | ,, ૨ ,, ,, | |
| ૩ | ,, ,, સેવ્વુમ ,, | ,, | ,, | ૦—૮—૦ | ,, ૩ ,, ,, | |
| ૪ | ,, ,, ચહરૂમ ,, | ,, | ,, | ૦—૯—૦ | ,, ૪ ,, ,, | |
| ૫ | ,, ,, પંજુમ ,, | ,, | ,, | ૦—૧૦—૦ | ,, ૫ ,, ,, | |
| ૬ | ,, ,, શશુમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | ,, ૬ ,, ,, | |
| ૭ | ,, ,, હફતુમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | છોકરીઓની ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ઇનામ અને લાયબ્રેરી માટે અને સ્ત્રીઓ માટેના જુનિયર પહેલા વર્ષના કલાસમા પાઠ્યપુસ્તક તરીકે. | |
| ૮ | ,, ,, હશ્તુમ ,, | ,, | ,, | ૦—૧૩—૦ | ,, ,, | |
| ૯ | હેન્ડબુક ઓફ ડ્રોઇંગ ભાગ ૧ | ઝવેરી કમરૂદ્દીન, હેડ ડ્રોઇંગમાસ્તર, શ્રી રણબીર હાઇસ્કુલ, જમ્મુ | ઠાકર આનંદ એન્ડ સન્સ, મોરીગેટની અંદર, લાહોર | ૦—૪—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમા ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૧૦ | ,, ,, ૨ | ,, | ,, | ૦—૪—૦ | ,, | |
| ૧૧ | ,, ,, ૩ | ,, | ,, | ૦—૮—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | ગાયન્ગકે કિરિશમે, ભાગ ૧ | લાલા દૌલતરામ મરણા, પ્રોફેસર ડી. એ. વી. કોલેજ, રાવળપીંડી. | શકર આનંદ એન્ડ સન્સ, મોરીગેટની અંદર, લાહોર. | ૦–૧૧—૦ | દરેક ઉર્દુ ઇન્સ્ટીટ્યુશનોમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૩ | ,, ,, ૨ | ,, | ,, | ૦–૧૦—૦ | ,, |
| ૧૪ | ,, ,, ૩ | ,, | ,, | ૦–૧૩—૦ | ,, |
| ૧૫ | ગુલદસ્ત એ મુહાવરાતે ઉર્દુ | માલીક અબ્દુર્રહેમાન સાહેબ, એમ એ પ્રોફેસર અલસેના–એ શરીફા અંગ્રેજી સ્ટેટ કોલેજ, માલેર કોટલા | ,, | ૦—૫—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૧૬ | અહસનુલ ખયાલ, પહેલી આવૃત્તિ, ૧૩૫૧ હીજરી | મહમ્મદ બશીરૂદીન અનસારી | લેખક | ૦—૪—૦ | દરેક ઉર્દુ ઇન્સ્ટીટ્યુશનોમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૭ | દિનયાતમા પહલા રિસાલા ૧૯૩૨ ની ૩૫ મી આવૃત્તિ | ,, | અંજુમન–એ–હિમાયત એ–ઇસ્લામ, લાહોર. | ૦—૧—૬ | મકતબ્સમા અને ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા મુસલમાન વિદ્યાર્થીઓ માટે ઇનામ અને લાયબ્રેરી માટે |
| ૧૮ | ,, દુસરા ,, ,, ૨૦ ,, | ,, | ,, | ૦—૨—૬ | ,, |
| ૧૯ | ,, તીસરા ,, ,, ૨૪ ,, | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૨૦ | તુલુ–એ–ઇસ્લામ, હિસ્સા–એ અવ્વલ, ૧૯૩૦ ની બીજી આવૃત્તિ | ,, | ,, | ૦—૧—૬ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમા ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨૧ | ,, ,, દુવ્યુમ, ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૧—૫ | ,, |
| ૨૨ | ,, ,, સેવ્યુમ, ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૧—૫ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | ” ” ચહરૂમ, ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ | મહમ્મદ બશીરૂદ્દીન અનસારી. | અંજુમન-એ-હીમાયત એ-ઇસ્લામ, લાહોર. | ૦—૧—૧૦ | ” |
| ૨૪ | અખલાકે મુહમ્મદી, હિસ્સા-એ-અવ્વલ વા દુવ્વુમ, ૧૯૩૦ ની બીજી આવૃત્તિ | ” | ” | ભાગ ૧ લાના ૦—૨—૧ | ” |
| ૨૫ | અલ અમીન, ૧૯૩૧ ની બીજી આવૃત્તિ | ” | ” | ભાગ ૨ જાના ૦—૨—૧૦<br>૦—૪—૪ | ” |
| ૨૬ | જદીદ ઇબ્તિદાઈ કાયદા, ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ | કરી અબ્બાસહુસેઇન એન્ડ કરી સરફરાઝ હુસેઇન. | લાલા સુલતાનચાદ એન્ડ બ્રધર્સ, ચદનીચોક, દિલ્હી. | ૦—૧—૬ | બાળવર્ગ માટે પાઠયપુસ્તક તરીકે. |
| ૨૭ | ઉર્દુ કી દુસરી કિતાબ, ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ | ” | ” | ૦—૮—૦ | ધોરણ ૨ જા માટે વધારાના વાચન તરીકે. |
| ૨૮ | ” તીસરી ” ” | ” | ” | ૦—૯—૦ | ” ૩ જા ” |
| ૨૯ | ” ચૌથી ” ” | ” | ” | ૦—૮—૬ | ” ૪ થા ” |
| ૩૦ | મખ્ઝને અદબ, હિસ્સા-એ-અવ્વલ, ૧૯૩૨ ની પાચમી આવૃત્તિ | મીરઝા મહમદ સૈયદ સાહેબ અને શેખ મહમદ અકરમ સાહેબ. | પંજાબ પ્રિન્ટિંગ વર્કસ બુકડેપો, અનારકળી, લાહોર. | ૦-૧૦—૦ | દરેક ઇન્સ્ટીટયુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે અને માધ્યમિક સ્કૂલોના ધો. ૪ થા અને પુરૂષ તેમજ સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટીટયુશનોના પહેલા વર્ષ માટે પાઠયપુસ્તક તરીકે. |
| ૩૧ | ” દુવ્વુમ ” | ” | ” | ૦-૧૧—૨ | ” ” અને ધો. ૫ મા અને ” ” બીજા વર્ષ માટે ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | ,, સેગ્યુમ ,, | ,, | ,, | ૦—૯—૧૦ | ,, ,, અને માધ્યમિક સ્કૂલોમાં ધો. ૬ ઠ્ઠા માટે. |
| ૩૩ | ,, ચહેરૂમ ,, | ,, | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૩૪ | તાઝે આફરીનીશ, પહેલી આવૃત્તિ | અબ્દુલ હમીદ નોમાની. | લેખક | ૦—૧૦—૦ | હરેક ઉર્દુ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૫ | પ્યારે બચ્ચોકા ત્યાગ કાયદા, હિસ્સા—એ—અવ્વલ, ૧૯૩૭ ની ત્રીજી આવૃત્તિ | અબ્દુલ કાદીર અબ્દુલગની, હેડમાસ્તર, મ્યુનિ ઉર્દુ બૉયઝ સ્કૂલ નં. ૨૩ જુનાગીટી | લેખક | ૦—૧—૬ | બાળવર્ગમાં પાઠ્યપુસ્તક તરીકે |
| ૩૬ | ,, ,, દુવ્વુમ ,, | ,, | ,, | ૦—૧—૦ | ,, |
| ૩૭ | મુશીદુલ અકવાલ, ઑક્ટોબર ૧૯૨૯ | કરીમહમદહુસેઇન સાહેબ | ,, | ૦—૩—૬ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૮ | ગીરતે નબવી, વોલ્યુમ ૧ પહેલી આવૃત્તિ | શામલી—એ—નાઓમની | દારૂલ મુસાનીફીન આઝમગઢ. | ૬—૦—૦ | ઉર્દુ માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૯ | ,, ,, ૨ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૦ | ,, ,, ૩ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૧ | ,, ,, ૪ ,, | ,, | ,, | ૬—૦—૦ | ,, |
| ૪૨ | ખુલફાએ—રાશેદીન, પહેલી આવૃત્તિ | મુઇનુદ્દીન નાડવી | દારૂલ મુસન્નીફીન, આઝમગઢ. | ૩—૮—૦ | ,, |
| ૪૩ | મુહાજિરીન હિસ્સા—એ—અવ્વલ ,, | ,, | ,, | ૪—૦—૦ | ,, |
| ૪૪ | તબકાતુલ ઉમમ ,, | કાઝી અહમદમીયા અખતાર | ,, | ૧—૮—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૫ | નિટરો ,, | મુઝફ્ફરદીન નાડવી | ,, | ૧—૦—૦ | ,, |
| ૪૬ | તારીખે ફિકહે ઇસ્લામ | અબ્દુસ સલામ નાડવી | ,, | ૪—૦—૦ | ,, |
| ૪૭ | તમીઝે ઇસ્લામ | અબ્દુલ મઝીદ | ,, | ૧—૮—૦ | ,, |
| ૪૮ | અરબો હિંદ કે તઅલ્લુકાત | સૈયદ સુલેમાન નાડવી | હિંદુસ્તાની એકેડેમી, અલ્હાબાદ | ૪—૦—૦ | ,, |
| ૪૯ | હિંદી શાએરી, પહેલી આવૃત્તિ | ડૉ. આઝમ કરવી | ,, | ૨—૦—૦ | ,, |
| ૫૦ | મળરબ ,, | મૌલાના વઝી | અંજુમન-એ તરક્કી-એ ઉર્દુ, ઔરંગાબાદ | ૪—૦—૦ | ,, |
| ૫૧ | ઇતિકા ,, | મુસ્તક અહેમદ | ,, | ૧—૬—૦ | ,, |
| ૫૨ | આબે બકા ,, | ખાજા અબ્દુરરઉફ, 'ઇશરાત' | કુતબુદ્દીન અહમદ, નામીપ્રેસ, લખનૌ | ૨—૦—૦ | ,, |
| ૫૩ | ઝુલરી હિસ્સા-એ-અવ્વાલ, ચોથી આવૃત્તિ | મહમદ ઇનાયતુલ્લાહ ખાન | દારૂલ ઇશાઅત, લાહોર | ૧—૦—૦ | ,, |
| ૫૪ | ,, કુલ્લુમ, ત્રીજી આવૃત્તિ | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૫૫ | દરબારે અકબરી, પહેલી આવૃત્તિ | મહમદહુસેન આઝાદ | મુફીદ-એ-અઆમપ્રેસ, લાહોર. | ૫—૦—૦ | ,, |
| ૫૬ | નૈરંગે ખિયાલ | ,, | ,, | ૦—૭—૦ | ,, |
| ૫૭ | ખિયાલાતે અઝીઝ | અઝીઝ મીરઝ | ઝમાના પ્રેસ, કાનપુર | ૧—૦—૦ | ,, |
| ૫૮ | મઝામીને ફરહત વૉલ્યુમ ૧ | મીરઝા ફરહતુલ્લાબેગ | પેશ્વાપ્રેસ, દિલ્હી. | ૨—૬—૦ | ઉર્દુ માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૫૯ | ,, ,, ૨ | ,, | ,, | ૨—૬—૦ | ,, |
| ૬૦ | ,, ,, ૩ | ,, | આઝમસ્ટીમ પ્રેસ, હૈદરાબાદ | ૨—૮—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | મીઆ, સ્ટેશનરોડ, હૈદ્રાબાદ, (ડેક્કન) | | |
| ૧૨ | હિંદુસ્તાનકી મુઆશરતી હાલાત | અબ્દુલ્લાહ યુસુફઅલી | ઇંડિઅન પ્રેસ, અલ્હાબાદ. | ૧—૪—૦ | ” |
| ૧૩ | તારીખે અદબીયાતે ઇરાન | સૈયદ સજ્જાદહુસેન | અંજુમને-તરકી-એ ઉર્દુ-ઔરંગાબાદ. | ૪—૮—૦ | ” |

પુના, તા. ૧૪ મી જુલાઈ, ૧૯૩૩.

(સહી) એ. એમ. ખાન
સેક્રેટરી, ઉર્દુ મૂલ્યુક કમિટી, પુના.

## સને ૧૯૩૩-૩૪ ની સાલનું એન. પી. વકીલ શિષ્યવૃત્તિની પરિક્ષાનુ પરિણામ

| ક્રમાંક | નામ | ઉંમર | કઈ શાળામા ભણે છે | માસિક શિષ્યવૃત્તિની રકમ રૂ. |
|---|---|---|---|---|
| | "અ" વર્ગ | | | |
| ૧ | પીરા એન. શ્રોફ | ૧૩ | સરકારી ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ | ૪ |
| | "બ" વર્ગ | | | ૫ |
| ૨ | ખાલી | | | |
| | "ક" વર્ગ | | | ૬ |
| ૩ | ધન જહાગીર મોબેદજી | ૧૫ | સદર | |
| | "ડ" વર્ગ | | | ૭ |
| ૪ | ઇન્દુ આર. શેઠ | ૧૬ | ઉપરસદર | |

મ્યુનિસિપલ ઓફિસ,
અમદાવાદ તા. ૩૧-૮-૩૩

સહી. મણીલાલ ચતુરભાઈ ઉપપ્રમુખ
અમદાવાદ મ્યુનિસિપાલિટિ.

# ઇનામપત્રક

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| દીવી | ભગત ગિરધર કાળીદાસે | ૩—૦—૦ | વીરમસાહમાં ધઉંનો લે ૧ મણ આપ્યો. |
| | પા. નાગજી મીઠાએ | ૧—૦—૦ | ,, ખાંડ આપી |
| | મિ. મોહન છીતાભાઇએ | ૨—૦—૦ | ,, તેલ તથા ગો આપ્યો. |
| | મિ. મોરાર ભગવાને | ૨—૦—૦ | ,, સાણુચોખા ત ,, મોરસ આપી |
| | બાઇ લક્ષ્મી | ૨—૦—૦ | ,, ચોખા તથા લે આપ્યો. |
| ભરૂચ | મિ. વર્મતલાલ શેઠ સાહેબ તરફથી | ૭-૧૧-૯ | મિશન સ્કૂલ નં. ૨ *પુસ્તકો તથા સ્લેટો ઇન*-મમાં વહેંચી. |
| | ,, | ... | ગરીબ વિદ્યાર્થીઓને પ મીશ શીવડાવવા સ ખાદીના પાંચ તા ભેટ આપ્યા. |
| માડવાખૂ-જર્ગ | શાહ સ્વરૂપચંદ પાનાચંદ તથા મિ. રાયજીભાઇ ઉકાભાઇ તથા ધાંચી ચીમન નારણભાઇએ મળી | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| કેરવાડા | મિ. લલ્લુ બાપુએ | ૬—૦—૦ | કન્યાશાળાની પરબ આપ્યા. |
| | મિ. મનોર ફુલવે | ૩—૦—૦ | ,, |
| | મિ. સવઇચંદ ચુનીલાલે | ૩—૦—૦ | ,, |
| | મે. ઠાકોરસાહેબના પાટવી કુમારશ્રી માનસિંહજી સાહેબે | ૧૮—૦—૦ | કન્યાશાળામાં રમતગમ નો મેળાવડો કરવા રોકડ ઇનામ વહેંચ્યું |
| | મે. કારભારી સાહેબ માધવસિંહજી ખુમાનસિંહજીતરફથી | ૨૪—૦—૦ | મુખ્ય સ્કૂલમાં બારમા સુધી પરબ બેસાડી. |
| અંદાડા | ગડખોલના પા. છગન કેશુર | ૩૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્ય શાળા જમાડી. |
| ઓર | ગજ બાધરસંગ દુલાળાવાએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| હાંસોટ | અંકલેશ્વરના મે. મામલતદાર સાહેબ તરફથી | ૫—૦—૦ | ઇસ્પીશ કન્યાકલામ પે |
| | ડૉ. બાપુભાઇ પી. મોદી | ૩—૦—૦ | સતી વખતે મિઠાઈ વહેંચ બાળાઓને પુસ્તકો વહેંચ્યા |
| આસરમા | દુકાનદાર હરકીશન નાથુભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |

| | | | |
|---|---|---|---|
| આમોદ | નવાબસાહેબે | ૧૫—૦—૦ | ૪૮ વાસણો સ્કૂલના ફંડમાં આપ્યા. |
| | ખાનસાહેબે | ૫—૦—૦ | ૧૦ ,, |
| | શેઠ દોલતરામ દલસુખરામ | ૩—૦—૦ | સ્કૂલફંડમાં ભેટ આપ્યા. |
| | શેઠ શંકરલાલ તાપીદાસ | ૩—૦—૦ | |
| | શેઠ નગીનલાલ દીપચંદ | ૨—૦—૦ | |
| | કૃષ્ણલાલ પ્રાણલાલ દેસાઇ | ૨—૦—૦ | |
| | હિંમતસિંહ છત્રસિંહ રાણા | ૨—૦—૦ | |
| | બાપુસાહેબ દીપસંગજી રાણા | ૨—૦—૦ | |
| | અમઇદાસ વેરીભાઇ | ૨—૦—૦ | |
| | લાલચંદ કાળીદાસ | ૧—૦—૦ | |
| | બાવા દાજીબાવા | ૧—૦—૦ | |
| | પુરુષોત્તમ નરસિંહભાઈ પટેલ | ૧—૦—૦ | |
| | શાહ ધનજીભાઇ | ૧—૦—૦ | |
| | બાજીખાનજી અકત્યારખાન | ૧—૦—૦ | |
| | અમઇદાસ ગોકળદાસ પટેલ | ૧—૦—૦ | |
| | ઝવેરભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૧—૦—૦ | |
| | હીરાભાઇ બહેચરભાઇ પટેલ | ૧—૦—૦ | |
| | જેઠાભાઇ ગોરધન | ૧—૦—૦ | |
| | છગનલાલ કુલચંદ | ૧—૦—૦ | |
| | ડૉ. લલ્લુભાઇ નગીનલાલ | ૧—૦—૦ | |
| | માણેકલાલ ગુલાબરાય દેશાઇ | ૧—૦—૦ | |
| | મોતીલાલ ગીરધરલાલ | ૧—૦—૦ | |
| | વૈદ છગનલાલ લલ્લુભાઇ | ૧—૦—૦ | |
| | વૈદ પુરષોતમ ખુસાલભાઇ | ૧—૦—૦ | |
| | કાળીદાસ ડાહ્યાભાઇ | ૧—૦—૦ | |
| | મોદી વમળચંદ રાયચંદ | ૧—૦—૦ | |
| | સોમચંદ જગજીવન શાહ | ૧—૦—૦ | |
| | નગીનલાલ વમળચંદ તલાટી | ૧—૦—૦ | |
| | અંબાલાલ કાળીદાસ કંદોઇ | ૦—૮—૦ | |
| કેનોદ | કરકના રાજ કલાણસંગ સુરસંગે | ૨૦—૮—૦ | બાળકોને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી, |
| | પા. પરભુભાઇ કાળાભાએ | ૧૭—૧૨—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. રાઇજી હરિભાઈએ | ૧૫—૮—૦ | ,, |
| અંકલેશ્વર | ખાલપા પચાનના પટેલ કાનજીભાઇ ધનજીભાઇએ | ૧૨—૦—૦ | બ્રાંચસ્કૂલ નં. ૩ના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઝઘડીઆ | અમલેશ્વરના રાજ હમીરસિંહજી લક્ષ્મણસિંહજી રાણાએ. | ૬—૮—૦<br>૧—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| નિકોરા | કલાલીના પા. વલ્લભભાઈ ઝવેરભાઈએ | ૬૦—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરનાં ટાટ તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| શીગામ | પારોદના ઠાકોર દાદાબાવા ગરબડસિંહ તરફથી | ૯—૦—૦ | બાળાઓને પ્યાલા તથા પતાસા વહેંચ્યા. |
| | ,, | ૨—૦—૦ | સ્કૂલમા પતાસા વહેંચ્યા. |
| નાદીડા | પીપળીઆના પા. હાથીભાઇ હીરભાઇએ | ૩—૮—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | બાઇ ચચળ પા. કરશન હીરાની વિધવાએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | તવરાના પરમાર ખૂમાનસંગ ભાઇજીએ | ૩—૮—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| ઉમેરુ | મિ. અમઇદાસ નારણભાઇ પટેલ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ઝવેરભાઈ નાથાભાઇ પટેલે | ૩૦—૦—૦ | ,, |
| | મિ ગીરધરભાઇ કાળીદાસ પટેલે | ૩૦—૦—૦ | ,, |
| | મિ નાથાભાઈ વિહારીભાઇ પટેલે | ૪—૦—૦ | કાપડ વહેંચ્યુ. |
| દીવ્યનગર | છાપરાના પટલાણી બાઇ ડાહીએ | ૧૯—૭—૬ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | | ૧—૦—૦ | સ્કાઉટના રામ ફંડમા આપ્યો. |
| કહાનવા | સ્કૂલ કમિટીના મેમ્બરોએ | ૧૫—૦—૦ | વડતાલ કલાસના વિદ્યાર્થીઓને જમાડયા. |
| દીવી | મિ. ગીરધર કાળીદાસ પટેલે | ૧૯—૦—૦ | ,, |
| | ,, | ૧—૦—૦ | બાળલાયબ્રેરીમા આપ્યો. |
| | હેડમાસ્તર મગનભાઇ જેઠા ભાઇ પટેલે | ૯—૦—૦ | બાર માસ સુધી નિશાળમા પરબ બેસાડી. |
| | ,, | ૨—૦—૦ | વીરમંદીર દવાખાનામાં દવા લાવ્યા તેના. |
| પારખેત | પાટીદાર છોટાભાઈ કેશવભાઇએ | ... | ઉર્દુ સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |
| વાગરા | પા. ફકીરા ગોપાળે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | પા. દુર્લભ રગનાથે | ૧૨—૦—૦ | ,, |
| દેરોલ | પા. પ્રતાપસીંગ જેસીંગે | ૨૫—૦—૦ | ,, |
| લખીગામ | ગામલોકો તરફથી | ૧૯–૧૨–૦ | વડિયાળ ફવર માથે ભેટ આપ્યુ. |
| | સ્કૂલ કમિટિના ચેરમેન મિ. જગમાલ કરસને | ૨૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. માવજીભાઈ કાળાભાઇએ | ૧૭—૦—૦ | ,, |
| હાસોટ | મિ. વેણીલાલ માણેકલાલ દેસાઇએ પોતાની પુત્રીના સ્મર્ણાર્થે | ૨૦—૦—૦ | કન્યાશાળા માટે બાસ્કીટ નં. ૨ ભેટ આપી. |

| | | | |
|---|---|---|---|
| સારંગપુર | ડિછાલીના મિ. કરસન રામસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ હીરાચંદ નાગરદાસે | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ઝીદ્રા | પટેલ ડમીભાઇ કાળીદાસે | ૨૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા મિશન સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાંસોટ | મિ. અબ્દુરહેમાન અબ્બાસ બી. એ. તથા શેઠ હાજીમોહમદ ગુલામચાંદે | ૧—૦—૦<br>૧—૦—૦ | ધોરણ ૪ થાના વિદ્યાર્થી ગુલામરસુલ રહેમાનને ચાંદીનો મેડલ તથા રૂ. ૧) રોકડો આપ્યો. |
| રનાડા | પટેલ જેમંગભાઇ કાભઇ-ભાઇએ | ૧૨—૮—૦ | કલાસના વિદ્યાર્થીઓને જમાડયા તથા દરેકને એક પૈસો પેન લાવવા સારૂ આપ્યો. |

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| દાંતી | ગામલોકો તરફથી | ... | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ચેસુ | સુખડના શેઠ પેસ્તનજી ડોસાભાઇ ભાનરે | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ચોર્યાસી | લંડન ખાતેની શેઠ એદલજી કુવરજી પટેલની પેઢીના મેનેજર શેઠ રતનજી પેસ્તનજી પટેલે આ સ્કૂલની મુલાકાત કરી | ... | હિંદુસ્તાનનો નકશો સ્કૂલને ભેટ આપ્યો. |
| ધમડાચા | મિ. દોલતરાય નીછાભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| કતારગામ | શાહ ચંપા તે કંથડજી દાજીભાઇની વિધવાના ફંડમાંથી અનાવીલ સમાજ તરફથી મિ. મણીભાઇ ડાહ્યાભાઇ દેસાઇએ | ૨૫—૦—૦ | કન્યાશાળામાં અનાવીલ બાળાઓને ઇનામ તરીકે આપ્યા. |
| | મિ. રામભાઈ છગનજી દેસાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. ગોવિંદજી ડાહ્યાભાઈ દેસાઇએ | ૨—૦—૦ | " |
| બારડ | વકીલ ડાહ્યાભાઈ ભગવાનદાસ મોદીનાં મણીઆણી અ. સૌ. બ્હેન રૂક્ષ્મણી તરફથી | ૭—૮—૦ | ગરબા ગવડાવી કન્યાશાળામાં પિસ્તાના ડબા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| ચીખલી | મિ. રતનજી રઘનાથજી દેસાઇએ | ૫—૦—૦ | કન્યાશાળામા ભરત તથા સીવણ કામમા ભેટ આપ્યા. |
| ખરસાડ | મિ. વસનજી ગુલાબભાઇ દેસાઇએ | ૩—૦—૦ | કન્યાશાળામા મિઠાઈ વહેચી. |
| | ,, | ૩—૦—૦ | મુખ્ય સ્કૂલમા મિઠાઈ વહેચી. |
| | મિ. દયાળજી ગમભાઇ દેસાઇએ | ૩—૦—૦ | ગરીબ વિદ્યાર્થિઓ માટે પુસ્તકો લાવવા સારૂ આપ્યા. |
| ભોર | મિ. કેશવભાઇ કાળિદાસે | ૫—૦—૦ | વિદ્યાર્થીને સાકર વહેચી. |
| | ,, | ૧૦—૦—૦ | સુરતની હૉસ્પિટલની લૉટરી ખરીદવા માટે તથા ઇનામ મળે તે છોકરાના હિતાર્થે વાપરવી. |
| વાઘછીપા | મિ. સુખોપમા તરફથી તેમના મર્હુમ ધર્મપત્નિ બાઇ મણીના પુન્યાર્થે | ૮—૦—૦ | પરબમા આપ્યા. |
| | ઘાચી ડાહ્યાભાઇ કલ્યાણ તરફથી મર્હુમ નથ્થુ દુર્લભના સ્મર્ણાર્થે | ૬—૮—૦ | પરબ માટે વાસણો આપ્યા. |
| કીમ | મિ. મામલતદાર સાહેબે | ૨—૦—૦ | પતાસા વહેચ્યા. |
| શેનવાડા | મિ. મંગળદાસ મહેતાના સગા મિ. ધારગલગરે વીઝીટ કરી | ૫—૦—૦ | પતાસા વહેચ્યા. |
| અડાજણ | મિ. જેકીસનદાસ ઇચ્છારામે પોતાની પુત્રીને નિશાળે બેસાડી તે પ્રસંગે | ૮—૭—૦ | કન્યાશાળામા પતાસા વહેચ્યા |
| ચીખલી | મિ. ચતુરભાઇ ડાહ્યાભાઈ અમીને | ૫—૦—૦ | ,, |
| | મિ. મગનલાલ લક્ષ્મીદાસ કાયસ્થે | ૧—૧૨—૦ | ,, |
| | મિ. પરસોત્તમ છીબાભાઇ અને હરગોવિંદદાસ નાગરજી લુહારે | ૧—૧૨—૦ | ,, |
| માણેકપોર | શેઠ હોરમમજી પેસ્તનજી કાસદ તરફથી | ૫—૦—૦ | ગરીબ છોકરાને સ્લેટ પેને વહેચી તથા બાળ |
| | ,, | ૫—૦—૦ | લાયબ્રેરી માટે આપ્યા. |
| | ગામલોકો તરફથી | ૨૫—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ગાછી | મિ. રામભાઇ હરખાભાઇએ | ૧૧—૦—૦ | મોટું ઘડિયાળ ભેટ આપ્યું. |
| આમધરા | મેમ્બર શાહ નગીનચંદ પ્રેમચંદે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નીઝર | પથરાડીઆના ડાહ્યાભાઇ પરસોતમે | ૭૦૧—૦—૦ | પરબનું મકાન બાંધ્યું. |
| | પથરોણના ગામલોકો તરફથી | ૧૦—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઈ આપ્યાં. |
| | કણાઇના ગામલોકો તરફથી | ૫—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઇ આપ્યાં. |
| | ગોડધાના કેશવભાઈ ભગવાન | ૪—૦—૦ | બાળ લાયબ્રેરીના પુસ્તકો લઇ આપ્યાં. |
| | બારડોલીના મહેરબાન ગામ લનસર સાહેબ કૃષ્ણલાલ લલ્લુભાઇ મહેતા | ૫—૦—૦ | સ્કાઉટોને કપડાં પટા વગેરે લેવા આપ્યા. |
| | નસરવાનજી ભીખાભાઇ મોટા તા. લો. બો. ના પ્રે. સાહેબ | ૫—૦—૦ | સ્કાઉટોને મોજા લેવા આપ્યા. |
| | પથરાડીઆના વલ્લભ પરભુયે | ૧૦—૦—૦ | પરબ માટે પિત્તળનું બેડું લઈ આપ્યું. |
| | પથરાડીઆના કરશ વલ્લભ | ૪—૯—૦ | લોટો તથા પ્યાલા લઈ આપ્યા. |
| | અત્રેના ડાહ્યાભાઇ છીતાભાઇ પોલિસપટેલે | ૫—૦—૦ | સ્કાઉટના કપડાં લેવા આપ્યા. |
| | પથરાડીઆના ગોકળભાઇ ભગવાને | ૫—૦—૦ | ,, |
| | ચાવાડ નીઝરના કોળીપંચ | ૫—૦—૦ | ,, |
| | પથરોણના દેવીબેન ખુશાલ કૃષ્ણજી પેમાના માતુશ્રીએ | ૨—૦—૦ | લોટો તથા પ્યાલા લઇ આપ્યા. |
| કરચાડ | સ્કૂલકમિટિના મેમ્બર સુખાભાઇ છીબાભાઇ પટેલે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. લલ્લુભાઇ દુર્લભભાઇ નાયકે | ૧—૮—૦ | ,, |
| ઉરડી | મિ. રમણલાલ છોટુભાઇ દેસાઇએ પોતાના પિતાના પુણ્યાર્થે | ૭—૮—૦ | બાળાઓને ૨૪ વારનો તાકો સીવણ સારૂ આપ્યો. |
| તીથલ | ડૉ. ધનજીશા હીરજીભાઇ પટેલ તરફથી | ૧૦—૦—૦ | ચણા વહેંચવા સારૂ આપ્યા. |
| | ,, | ૭—૦—૦ | લાયબ્રેરી માટે કબાટ સારૂ આપ્યા. |
| | શેઠ નરસિંહ આત્મારામે | ૮—૦—૦ | દર સોમવારે બીસ્કીટ વહેંચવા સારૂ આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| થસ | સ્કૂલકમિટિના સભ્ય મિ. ભાણાભાઇ કાનજીએ | ૧—૨—૦ | બાળપોથી વહેંચી. |
| | મિ. રમણરાય એમ. તાતીઆએ | ૨—૦—૦ | સ્લેટો વહેંચી. |
| | પંડિત શિવકુમાર મહેશદત્તે | ૪—૮—૦ | ચોપડીઓ તથા પેન પેન્સિલો વગેરે વહેંચી. |
| ન્ડ | મિ. છોટુભાઇ પરાગજી દેશાઇએ | ૮–૧૨–૦ | પહેલા નંબરે આવનાર દરેક વિદ્યાર્થીને ચોપડીઓ આપી તથા ગરીબ વિદ્યાર્થીને પણ આપી. |
| રાવ | મહેતાજી કશનજી ખંડુભાઇએ | ૫–૧૫–૦ | પાસ થએલી ૧૯ છોકરીઓને રંગીન ખાદીના કકડા વહેંચ્યા. |
| | મિ. ડાહ્યાભાઇ લાલભાઇએ | ૧—૦—૦ | ચોથા ધોરણમા પાસ થએલાને ઇનામ આપ્યું. |
| | ગામશેઠો તરફથી | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| રેઠી | સ્કૂલકમિટિના મેમ્બર મિ. મહમદ મુસેજી પટેલે | ૬—૦—૦ | દરેક ધોરણમાં પહેલે નં. પાસ થનાર વિદ્યાર્થીને રૂા. ૧ નું ઇનામ વહેંચ્યું. |
| | બહુધાનના શેઠ હાજીમહમ્મદ ઇસુફ કોટવાળે | ૧૩—૨—૦ | ધો. ૧ લાથી ધો. ૫ સુધીમાં ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો વહેંચ્યાં. |
| અંચેલી | મિ. કુંવરજી ભાણાએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| અડાજણ | મિ. મગનલાલ બહેચરલાલ રાવળ | ૧—૦—૦ | બાળાઓ માટે ગરબા સારૂ પિત્તળની પાઇપો કરાવવા માટે આપ્યા. |
| | પટેલ લાલભાઇ ગીરધરભાઇએ | ૦—૮—૦ | ,, |
| | મિ. હરિભાઇ નારણભાઇએ | ૧—૦—૦ | ,, |
| | શાહ હીરાચંદ કેશરજીએ | ૦—૮—૦ | ,, |
| | મિ. પ્રભુશંકર નરભેરામ વ્યાસે | ૧—૦—૦ | ,, |
| વેસુ | મુંબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારફરે | ૩૦—૦—૦ | શાળોપયોગી પુસ્તકો વહેંચ્યાં. |
| ઉમરા | સ્કૂલકમિટીના મેમ્બરો તથા ગામના સહૃદયોએ<br>આંકડા કોઓપરેટીવ સોસાઇટી તરફથી મળ્યા છે. | ૨૫૬—૪—૦ | ૧૬ જોડી ડેસ્કો વિદ્યાર્થીઓને બેસવા સારૂ ભેટ આપી. |
| | ગામના સહૃદયો તરફથી | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડભોલી | કલવાડાના દરજી ડાહ્યાભાઇ ફકીરભાઈ ટોપીવાલાએ | ૧૮—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું તથા વિદ્યાર્થીઓને મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| રાજપારડી | ઉઘરાતદાર પટેલ પરસોત્તમ ભવાનભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | ચુનીલાલ કરસનદાસને ત્યાં એમની દીકરી ચંદનનુ લગ્ન મહેમદાવાદના શા. ઓચ્છવલાલ ભોગીલાલ સાથે થએલું તે નિમિત્તે | ૦—૯—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| | ” ” | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામા પ્યાલા વહેંચ્યા. |
| | પટેલ પુરુષોત્તમ ભવાનભાઇએ | ૧૮-૧૨-૦ | બાળાઓને જમાડી. |
| પાણેથા | દેસાઇ ચીમનલાલ ઇશ્વરભાઇએ પોતાના નાનાભાઇ ગુજરી ગએલા તે નિમિત્તે | ૨૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ધારોલી | ગામલોકોએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| અશા | નિર્લોભી ભક્તરાજ શ્રી લક્ષ્મીદાસજીએ જન્માષ્ટમીના પારણા નિમિત્તે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને તથા બાળાઓને જમાડી. |
| ધારોલી | પટેલ છીતાબાવા નાગજીબાવા તથા નહારસિંહબાવા ઉમેદબાવા તથા રૂપસીંગબાવા લક્ષ્મણ બાવાએ મળી | ૧૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પાણેથા | પટેલ શંકરભાઇ કેશુરભાઇએ પોતાના દીકરાની વહુ ગુજરી જવાથી તે નિમિત્તે | ૧૫—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | ” | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીને જમાડયા. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ગઢોદરા | ગોર ડાહ્યાલાલ ડુંગરસીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વ્હોરા દલીચંદ લીલાચંદે | ૧૫—૦—૦ | ” |
| વડોદરા | નાદોલના શાસ્ત્રી કેશવલાલ અમૃતલાલે | ૧૬—૦—૦ | પરબ માટે આપ્યા. |
| | નાદોલના ઠાકર કેશવલાલ સદાશીવે | ૫—૦—૦ | ” |
| | ” | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ઉજેડીઆના ત્રવાડી બાપુલાલ નથુરામે | ૫—૦—૦ | પરબ માટે આપ્યા. |
| | ” | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ” ગાંધી હાથીભાઇ નાનચંદે | ૧—૪—૦ | પરબમાં આપ્યા. |
| | અમદાવાદના મિ. ચમનલાલ લલ્લુરામે | ૩—૦—૦ | પતાસા વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| મીહાવાડા | ઠાકોર ઉદેસિંગ વજેસિંહજી | ૭—૦—૦ | મિઠાઈ વહેંચી |
| | ઠાકોર જેમાજી એચરજી | ૨—૦—૦ | પતાસા વહેંચ્યા |
| | ઠાકોર ગોપાળજી ક્રમનજીએ | ૧—૦—૦ | ” ” |
| | વાળંદ શંકર રણછોડે | ૧—૦—૦ | ” |
| | દહેગામના દાંણીનાથભાઇ ઘેલાભાઇએ | ૩—૪—૦ | માસિક પ્રમાણે આપી ચોમાસુ આવતા સુધી પરબ બેસાડી |
| | હરખજીના મુવાડાના ઠાકોર જાલમસિંગ ડુંગરભાઇ તથ સદાભાઈ રતનસિંગે | ૧—૦—૦ | પતાસા વહેંચ્યા |
| કેદરા | તાલુકદાર દરબારશ્રી તખ્તસિંહજી મઘાભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| મીહાવાડા | પા બાવાભાઇ મૂળજીએ | ૧૦—૦—૦ | ” |
| | ગામના મતાદાર ઠાકોર માહેબોએ | ૧૫—૮—૦ | ” |
| | વાળંદ શંકર રણછોડે | ૧૦—૦—૦ | ” |
| | ” | ૧—૪—૦ | દૂધ પાયું. |
| | પટેલ કાલાભાઈ બેચરભાઈએ | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | મતાદાર ઠાકોર ગગાભાઈ ઘેના ભાઈની વિધવાબેન શ્રી ફુલબાએ | ૧૧—૦—૦ | ” |
| રણાસણ | સુથાર ભીખાલાલ રામચંદ તથા સુથાર ચુનીલાલે મળી | ૫—૦—૦ | ” |
| મીહાવાડા | સ્કૂલ કમિટીના મેમ્બર પટેલ આદભાઇ દેસાઈભાઈએ | ૧૦—૦—૦ | ” |
| | પટેલ કાલાભાઈ હીમોરભાઇએ | ૧૦—૦—૦ | ” |
| પેથાપુર | મર્હુમ ડાહ્યાભાઇ ઉત્તમચંદ તરફથી શા કેશવલાલ ડચગદાએ | [illegible]૦—૦—૦ | બાળાઓને કાપડ તથા મિઠાઈ વહેંચી |
| પુનાદરા | મે ઠાકોર સાહેબશ્રી શિવસિંહજીએ | ૨૫—૦—૦ | ગામની સ્કૂલ તથા ટેવડીયા સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા તથા મિઠાઈ વહેંચી |
| | ” | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| માન્થળ | રા. ડૉ. નીકમલાલ અમાલાલના પુણ્યાર્થે તેમના વિધવાબાઇ ડાહીએ તેમના દીકરા જસુલાલ નીકમલાલ મારફતે | ૬—૦—૦<br>૮—૦—૦ | કન્યાશાળા માટે ભાડાનું મકાન આપવામાં આવ્યું તથા બાળાને કપડાના કકડા તથા પતાસા વહેંચ્યા |

